ॐ तत्सत

# કાશ્મીર થી નેપાળ


લેખક, સંગ્રાહક અને પ્રકાશક

**હરિચંદ લક્ષ્મીચંદ મહેતા. ખસ્તાવાળા.**

પોષ્ટ, અરવાળા ઘેલાસાના, જીલ્લે–**અમદાવાદ.**





ઇ. સ. ૧૯૨૯. આવૃત્તિ ૧ લી. પ્રત ૨૧૫૦.

આ પુસ્તક ધી બાબુ પ્રિન્ટીંગ પ્રેસમાં શા. ચુનીલાલ કાલીદાસે છાપ્યું છે. બાલાહનુમાન પાસે રીચીરોડ–**અમદાવાદ.**

કિંમત. રૂા. ૨–૦–૦



# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં

૧ હરિચંદ લક્ષ્મીચંદ મહેતા. પોષ્ટ, બરવાળા, જીલ્લે અમદાવાદ.

૨ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર. ત્રણદરવાજા, અમદાવાદ.

૩ આર. આર. શેઠની કુંપની. પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબાઇ.

૪ એલ. કે. મેઘાણીની કુંપની. ૧૪ અમૃતલાસ્ટ્રીટ કલકત્તા.

૫ ભગવાનદાસ દેવસી ઠક્કર. સરાફબજાર ભાવનગર.

૬ વિશ્વજ્યોતિ કાર્યાલય. સીટી પોષ્ટઓફીસ સામે સુરત.

૭ સરસ્વતિ બુક ભંડાર. હરદ્વાર. ( સહરાનપુર )

૮ બાબાકાલી કમળીવાળા. ઋષિકેશ. ( દેહરાદુન )

૯ ઋષિકુમાર મહિધર શર્મા. બદ્રીનારાયણ ( ગઢવાળ )

આ સિવાય બીજા પણ જાણીતા બુકસેલરો પાસેથી મળી શકશે.





નંદવાણા વિઠલરામ જેરામ પરખાણી.

જન્મ—ઈ. સ. ૧૮૮૦.　　　　　　મરણ—તા૦ ૭ જુન ૧૯૨૨.

# સમર્પણ.

શ્રીમાન્

રા. રા. નરોતમભાઇ (ઉર્ફે ચકુભાઇ) હરિશંકર ઓઝા.

મુ. હળવદ. હાલ **કલકત્તા.**

જેમના ઉપર આપનો અત્યંત પ્રેમ હતો; અને
જેઓ સંસ્કારી, ધર્મનિષ્ઠ, અને સદ્‌ગુણી હોવા
સાથે પરોપકારી કાર્યોમાં સારો રસ લેતા
હતા, તે **આપના સ્વર્ગસ્થ પરમ**
**સ્નેહી મિત્ર, ભાઈ વિઠલરામ જેરામ**
**પરખાણીની** સ્નેહભરી યાદગીરીમાં
તેમનું મુબારક નામ આ પુસ્તક
સાથે જોડી, તે આપને સસ્નેહ
સમર્પિત કરૂં છું. આશા છે કે
સેવકની આ નજીવી ભેટ
સ્વીકારી આભારી
કરશો.

લિ૦ સ્નેહાભિલાષી,

**હરિચંદ લક્ષ્મીચંદ મહેતા.**

# મ્હારા બે બોલ.

**આ પુસ્તક લખવાનો મારો** ઉદ્દેશ હિમાલયની મુસાફરીમાં અત્યારે મળતી સગવડતાઓનું વર્ણન કરી અગાઉની મુશ્કેલીઓ બાબત જનસમાજમાં ફેલાયેલો ભ્રમ દૂર કરવાનો છે; તે સાથે હિમાલયનું કિંચિત્ દિગ્દર્શન પણ કરાવવાનો છે, કે જેને વિષે બની શકે તેટલું જાણવાને આજે લગભગ દરેક માણસ આતુર છે; કારણ કે તે દરેક રીતે ઉત્કર્ષ્ટ છે.

**વ્યવહારિક દષ્ટિએ** તે હિંદુસ્તાનમાંથી ચાલ્યા જતા મોસમી –વરસાતી પવનને અટકાવે છે, અને ગંગા, યમુના, સિંધુ, સતલજ, બ્રહ્મપુત્રા, જેવી મોટી નદીઓને જન્મ આપે છે. જેને લીધે હિંદુસ્તાન ફળદ્રુપ પ્રદેશ ( દુનીયાની નજરમાં કાચું સોનું ) ગણાય છે.

**વ્યાપારિક દષ્ટિએ** દેવદાર, ચીડ, અને ઓકનાં લાકડાં; તેમજ રૂદ્રાક્ષ, કસ્તુરી, શિલાજીત, ટંકણખાર, આદિ દિવ્યૌષધિઓ, તે પૂષ્કળ પુરી પાડે છે.

**ભૌગોલિક દષ્ટિએ** તેની ૧૫૦૦ માઇલની લંબાઇ અને ૧૨૦ થી ૧૮૦ માઇલની પહોળાઇ તેમજ સમુદ્રની સપાટીથી વીસહજાર ફીટ કરતાં વધારે ઉંચાઈવાળાં તેનાં ત્રીસ પાંત્રીસ શિખરો, કે જ્યાં બારે માસ બરફ જામેલો રહે છે, અને જેને લીધે તેને

"હિમાલય" ( હિમ+આલય ) કહેવામાં આવે છે, તે હિસાબે પણ તે દુનીઆમાં સહુથી મોટો ગણાય છે. અથવા તો કહો કે અજોડ છે.

**રાજકીય દષ્ટિએ** તે લાખો માણસના લશ્કરનું કામ આપે છે; નહિતો પંદરસો માઇલની સરહદ સંભાળવાને લાખો માણસ રોકવાં પડે એ નિર્વિવાદ છે.

**ધાર્મિક દષ્ટિએ** ઋષિ મહર્ષિઓને તપ કરવાનું પવિત્ર સ્થાન તે છે. પાર્વતીજીની જન્મ ભૂમિ, મહાદેવજીનું કૈલાસધામ, અને બદ્રી નારાયણ ભગવાનનું બદ્રીકાશ્રમ તેમાંજ છે. બુદ્ધદેવ, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, અને સ્વામી રામતીર્થ જેવી મહાન વ્યક્તિઓએ આત્માનું કલ્યાણ સાધવા તેનોજ આશ્રય લીધો હતો. કૃત્રિમતાને અભાવે બીજાં તીર્થ સ્થાનો કરતાં તેનાં તીર્થોની પવિત્રતા પણ હજુ સુધી સારી જળવાઇ રહી છે.

**સામાજિક દૃષ્ટિએ** ગરમી અને પરિશ્રમથી કંટાળી શાન્તિ લેવા ઇચ્છતા માણસોને માટે તેણે કાશ્મીર, સીમલા, મસુરી, નૈનીતાલ અને દાર્જિલિંગ જેવાં સ્થળો આપ્યાં છે; એટલુંજ નહિ. પણ કસૌલીમાં હડકાયાં કુતરાંની, તથા આલ્મોડા અને ભીમોલીમાં કુષ્ટ રોગીઓની ચિકિત્સા કરવાને ઉત્તમ હવાપાણી પુરાં પાડેલ છે; સિવાય કાળ સ્વરૂપ ક્ષય રોગ જેવાનો પણ નાશ કરવાને જેમાં પાઇન, ચીનાર, અને ચીડનાં જથ્થાબંધ જંગલો છે, કે જેવી હવા માત્રથી ક્ષય રોગ નાશ પામે છે, એટલેજ તે તમામનું ધ્યાન પોતાના તરફ ખેંચે છે, પરંતુ અફસોસ, કે આ હિમાલયની તળેટીઓમાં હિંદુસ્તાનમાં વસતા યુરોપીઅન વર્ગનો $\frac{3}{4}$ ભાગ જ્યારે સ્વર્ગનું સુખ મેળવે છે, ત્યારે હિંદુસ્તાનનો મોટો ભાગ તેના સાચા જ્ઞાનથીજ વંચીત છે. હિમાલય સબંધી માહીતીવાળાં અત્યારે પુસ્તકો જોવા જઇએ તો અંગ્રેજી ભાષામાં તે સેંકડોના પ્રમાણમાં મળે છે, જ્યારે હિંદી, ગુજરાતી, બંગાલી, અને મહારાષ્ટ્રી ભાષામાં તે ગણ્યા ગાંઠયાજ છે, અને તેમાં પણ કેટલાક પુસ્તકકારોએ તો પોતાની બહાદુરી જણાવવાને ખાતર તકલીફો સિવાય બીજું વર્ણન બહુ જુજ કરેલ છે, જ્યારે કેટલાક

પુસ્તકો ખાલી પોતાની જાહેરખબર ફેલાવવાના ઈરાદે થોડા ઘણા રસ્તાનું વર્ણન આપી લખાયેલ છે, એટલે જનસમાજને તેનું સાચું જ્ઞાન કે જોઇતો લાભ તેનાથી મળી શકતો નથી.

ઇ. સ. ૧૯૨૭ ના જુન મહિનામાં હું બદ્રીનારાયણ અને કેદારનાથની યાત્રાએ ગયેલ, ત્યારે રસ્તાના વિગતવાર હેવાલનું પુસ્તક મેળવવા મેં બહુ કોશીષ કરી હતી, પરંતુ એક પણ પુસ્તક તેવું મળેલ નહિં તેમજ યાત્રાએથી પાછા આવ્યા બાદ બીજી જગ્યાએથી પણ તેવાં પુસ્તકો મેં મંગાવેલ, છતાં પુસ્તક લીધા પછી બીજાને પુછવાની જરૂર ન પડે તેટલું વર્ણન, કે રસ્તામાં આવતી ચઢી અથવા પડાવના અંતરના સાચા આંકડા, કે ચઢાઇ ઉતરાઇની નોંધ, કે સદાવ્રત ધર્મશાળાની યાદી, કે અગવડોથી બચવા માટે ઉપયોગી સૂચના, કોઇ પણ પુસ્તકમાં પુરેપુરી મેં ન જોઇ, અલબત્ત થોડું થોડું વર્ણન તમામ પુસ્તકોમાં છે, પરંતુ જનસમાજને ઉપયોગી થઇ પડે તેવું પુરૂં વર્ણન કોઇમાં નથી. આ ખોટ પુરી કરવાને ખાતર તેવું એક પુસ્તક લખવાની જરૂર જણાતાં મેં તે લખવા માંડયું શરૂઆતમાં આ પુસ્તકની અંદર બદ્રીનારાયણ, કેદારનાથ, ગંગોત્રી અને યમુનોત્રીનુંજ વર્ણન આપવા વિચાર હતો, પણ જેમ જેમ આ વિષયનું સાહિત્ય હું જોતો ગયો તેમ તેમ મારી તૃષ્ણા વધતી ગઇ તે એટલે સુધી, કે હિમાલયનાં તમામ તીર્થોનું વર્ણન એકજ પુસ્તકમાં આવી જાય, અને યાત્રી સિવાય બીજાને પણ તે ઉપયોગી થાય તો સારૂં, તેમ ધારી આઠ મહિનાની સતત મહેનતના પરિણામે તે સબંધે મળી શકતું સાહિત્ય મેં એકઠું કર્યું જેના ફળ સ્વરૂપ આ પુસ્તક વાંચકના હાથમાં મુકતાં મને આનંદ થાય છે.

માણુસ માત્ર ભૂલને પાત્ર છે તે ન્યાયે, અને પુસ્તક લખવાનો મારો આ પહેલો પ્રયાસ છે, એટલે પુસ્તકની અંદર ઘણી-ખામીઓ રહી ગઈ હશે, પણ વાંચક તે સુધારી લે અને નવી આવૃત્તિમાં સુધારવા માટે લખી મોકલે તેવી આશા રાખું છું.

આ પુસ્તકમાં સવિસ્તર વર્ણન અપાયેલ નથી, પણ સુજ્ઞ વાંચકને તે જણાવવાની જરૂર નથી જોતો, કે આ પુસ્તક સવિસ્તર વર્ણન-વાળા પુસ્તકનો સાર છે. સવિસ્તર વર્ણન આપવા જતાં પુસ્તક મોટું થઇ જાય, અને તેની કિંમત મધ્યમ વર્ગના માણસો ખર્ચી ન શકે, એટલે મારો આ પરિશ્રમ નિષ્ફળ ન જાય તે હેતુથીજ આ પુસ્તક સાર સાર ગ્રહણ કરી બની શકે તેટલું નાનું બનાવેલ છે; જેઓ આ બાબતમાં વધુ જાણવા ઇચ્છતા હોય તેઓ પોતાનાં નામો ગ્રાહક તરીકે લખી મોકલશે, તો દરેક પ્રકરણનું સવિસ્તર વર્ણન જુદા જુદા ભાગથી પુસ્તક રૂપે બહાર પાડવામાં આવશે. બસો ગ્રાહક થયા પછી પુસ્તક છાપવા માટે પ્રેસમાં અપાશે, કારણ કે પુસ્તકની જાહેરાત કરવામાં, અને બુકસેલરોને કમીશન આપવામાં થતા ખર્ચને લીધે પુસ્તકની કિંમત ન છુટકે વધારવી પડે છે, જેનો બોજો વાંચકો ઉપર પડે છે, તેથી પુસ્તકની કિંમત વધારવી ન પડે તેટલા ખાતર ઓછામાં ઓછા બસો ગ્રાહક નોંધાયા પછીજ પુસ્તક પ્રેસમાં આપવાનો નિશ્ચય કરેલ છે. પુસ્તકનું દળ કેટલું અને કિંમત કેટલી થશે, તે જાણવાની ઇચ્છા હોય તેમણે પત્ર વ્યવહાર કરવો. (જવાબ માટે રીપ્લાઈ કયાર્ડ અથવા ટિકીટ મોકલવી. ) જે ભાગના બસો ગ્રાહકો વહેલા થશે, તે ભાગ પહેલો છપાશે.

આ પુસ્તક તૈયાર કરવામાં મને સ્વામી સ્વયંજ્યોતિ, ભાઇ દુર્ગાશંકર. આર. દવે. અને ભાઇ ગીરીજાશંકર. ડી. યાજ્ઞીક વગેરે જેઓએ મદદ કરી છે તેઓનો, અને મારા એકના એક મીત્ર ભાઇ સુખલાલ. બી. પંડયા; કે જેમના પ્રયત્નથી આ પુસ્તક બહાર પાડ-વાને હું ભાગ્યશાળી થયો છું તેમનો, ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. છેવટમાં આ પુસ્તકને ખાતર મેં જે જે પુસ્તકોની મદદ લીધી છે, તેમના કર્તાઓને ખુલ્લા દિલે આભાર માની અહિં વિરમું છું. ॐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

અમદાવાદ તા. ૧૪ સપ્ટેમ્બર ૧૯૨૯<br>જળઝીલણી એકાદશી ૧૯૮૫ } લિ૦ સેવક<br>**હરિચંદ લક્ષ્મીચંદ મહેતા.**

# યાત્રાની આવશ્યકતા.

હિમાલયની યાત્રા શામાટે આવશ્યક છે. તે જણાવવું અહિં જરૂરી હોઇ સ્વર્ગસ્થ લાઠી દરબાર શ્રી સૂરસિંહજી ઉર્ફે "કલાપી" ના થોડા શબ્દો અહિં ઉતારા તરીકે આપું છું; જોકે તેમણે કરેલી યાત્રાનો સમય ઇ. સ. ૧૮૯૬ નો હોઇ તે વખત કરતાં અત્યારે સગવડો ઘણી થઈ ગઇ છે, તેમજ રસ્તાઓ પણ ઘણા સારા થઇ ગયા છે. એટલે આજકાલ યાત્રા કરવી સહેલી છે. પણ હિમાલયને હાઉ સમજનાર માટે તેમના શબ્દો અથવાતો કહોકે હૃદયના ઉદ્દગારો ખરેખર જાણવા લાયક છે. એટલા માટે સુધારા વધારા વિના તેમના શબ્દે શબ્દોજ અહિં ઉતારૂં છું. **હરિચંદ.**

" મૃત્યુ સર્વવ્યાપક છે. ખેતરમાં, ડુંગરમાં કે ભોંયરામાં કે ઘરમાં, જંગલમાં કે મહેલમાં, કિલ્લામાં કે અગાસી ઉપર મૃત્યુને જવામાં જરાવાર લાગતી નથી; તેનાથી નાસવું તે તેની પાસે જવા જેવું છે. તેણે કોઇને છોડયા નથી. તે કોઇને છોડવાનું નથી. હજારો તરવારોની વચમાં થઇને મહાન રાજાને, તેમજ ચોમાસામાં પલળતા પત્થરપર પડેલા ભરવાડ ને, તે સરખી રીતેજ ઝડપી જાય છે. માટે બ્હીવાનું નથી. કોઇ એમ કહેશે કે સર્પના મ્હોમાં વગર કારણે હાથ શામાટે નાખવો ? જો વગર કારણે હોય તો આમ કહેવું યોગ્ય છે. પણ મુસાફરી કરવી કેટલું જરૂરનું છે. તે સહુ જાણે

છે. મુસાફરીમાં પણ કુદરતી લીલાનું અવલોકન કરવું કેટલું ઉત્તમ છે? કુદરતી લીલા જોવાનાં સ્થાનો માત્ર પર્વતોજ છે; એમ નથી પણ પર્વતોમાં કુદરતી લીલાનો સહુથી મોટો અંશ રહેલો છે, કેમકે પાણી અને ગરમી ત્યાં પુષ્કળ હોય છે, એટલે વનસ્પતિ ઘણીજ સારી નીપજે છે. વનસ્પતિ સિવાય પર્વતની ગોઠવણ પણ મનોરંજક અને રસીક હોય છે. ઉષ્ણ દેશમાં રહેનારાઓને પર્વતો સિવાય બીજે ક્યાંઇ બરફ જોવાની તક મળતી નથી. બરફ જોવો અને તપાસવો એ પણ થોડું રસીક નથી. પાણીની હિલચાલ તપાસવી તેમાં પણ ઘણું જ્ઞાન સમાયલું છે.

ટુંકામા એવા પ્રદેશોમાં દરેક ઝાડ, દરેક ઝરણુ, દરેક ટેકરી, દરેક ખીણ, દરેક વાદળું, અને દરેક પત્થર, મનુષ્યના આત્મા સાથે આનંદની વાતો કરે છે. "જીવ્યા કરતાં જોયું ભલું" એ વાક્ય બીલકુલ સાચું છે. કીયું સારૂ કામ કઠણ નથી? દેશ જીતવો એ સહેલું છે? પરમાર્થી થવું એ સહેલું છે? નીતીથી ચાલવું એ સહેલું છે? ખરેખર દરેક વસ્તુ કઠણ છે ખરી; પણ તેનાથી ડરી દૂર રહેવાથી તે વધારે ભયંકર દિસે છે. સિંહ પણ પાસે રહેવાથી નરમ થઇ જાય છે, માણસો ઉત્તર મહાસાગરના બરફમાં રખડે છે, માણસો દરીયામાં વસે છે; માણસો ગોળીઓના વરસાદમાં ફરે છે; માણસો બાણ શય્યાપર સયન કરે છે. માણસો શું નથી કરતાં? કાશ્મીરમાં જઇ આવવું તે આની સાથે સરખાવતાં કાંઇજ નથી. સુખની કિંમત દુઃખથીજ થાય છે. અને સંપત્તિની કિંમત વિપત્તિથીજ થાય છે. વિપત્તિએજ મનુષ્યને માણસ બનાવે છે. અને વિપત્તિ એજ માણસની તુલના કરે છે. વિપત્તિથીજ મોટું ન્હાનું થવાય છે, અને વિપત્તિથીજ ચડતી પડતી થાય છે **"સબસે ભલી વિપતડી જો થોરે દિન હોય"** એમાં જરા પણ શંશય નથી. કાશ્મીરમાં જવું એમાં જરા વિપત્તિ પણ છે ખરી **પરંતુ તે દુખનો બદલો વ્યાજ સુધ્ધાંત કુદરત આપી દીયે છે.** ઠેકડો મારી ડુંગરપર ચઢાતું નથી અથવા એક ઘાથી કુવો ખોદાતો નથી. એક માણસ આજ બ્હીકણ હોય તે કાલ શૂરો થઇ શકતો નથી. જેને ન્હાનાં કામ માટે ન્હાનાં સાહસ કરવાની

ટેવ પડેલી હોય છે. તેજ મ્હોટાં સંકટોમાં નિડર રહી મ્હોટાં પરિણામો મેળવી શકે છે. 'આઉ' કરતાં જે છોકરૂં ડરે તે મ્હોટું થયા પછી શું તરવાર મારવાનું ? "બત્રીસ ઠોકર ખાય તેજ બત્રીસ લક્ષણવાળો થાય છે" સંકટોમાં ન પડવાથી કિર્તિ નથી મળતી. એટલુંજ નહીં પણ તન અને મન કેળવાતાં નથી. નવ નવ નાગેલીયો, ફુટબોલ, અગરપાટ, ક્રિકેટ, ખીલપાડો એ આપણી રમતો પણ આપણને સખત કરવાજ મથે છે. જે માણસ એક જગ્યાએ બેસી રહ્યો હોય અને મુશ્કેલીમાં પડયોજ ન હોય, તે શું સખ્ત છે ? તે પોતેજ ના કહેશે તેને ઉંબરો ડુંગરા જેવડો લાગશે. જે માણસ દુઃખમાં કસાયેલો હશે તે એકે સંકટને દુઃખ માનશેજ નહીં, તો તે સુખીજ છે; કેમકે સુખ દુઃખ તો માનવાનુંજ છે. એક માણસ એકને સુખ માને તોબીજો તેને દુઃખ માને છે. એ તો ખરૂંજ છે કે—

**"માણસની સ્થિતિ એક સરખી રહેતી નથી"** માણસ આજ રાજા હોય તો કાલ જંગલવાસી થઇ જાય છે. એક માણસ એક વખતે સદાવ્રત આપતો હોય, તેજ બીજે વખતે સદાવ્રત ખાતો નજરે પડે છે. લક્ષ્મી ચળ છે, તે તો સહુ કોઇ જાણે છે, અને તેનો કેટલાએકને અનુભવ પણ થયો હશે. જે માણસ કસાયેલો હોય તે આવી પડતિની વખતે મુંઝાતો નથી; પણ વધારે દ્રઢ છાતીવાળો થાય છે. નદીના પૂર સામે થવાની હિંમ્મત સર્પજ ધરી શકે છે. વળી સંકટોમાં ધીરજથી તરી ગયેલાં માણસો કેટલાં દ્રષ્ટીએ પડે છે ? આમજ છે તો કસાવું એજ ઉત્તમ છે. અને સંકટ સમયે નીચેનો ઉત્તમ ઉપદેશ હમેશાં મનમાં રાખવો જોઇએ."

" સિત હરિ દિન એક નિશાચર. લંક લહી દિન એસો હી આયો,
એક દિનાં દમયંતિ તજી નલ, એક દિનાં ફિર હી સુખ પાયો
એક દિનાં બન પાંડુ ગયે અરૂ એક દિનાં શિર છત્ર ધરાયો
શોચ પ્રબીન કછૂ ન કરો કિરતાર યહી બિધિ ખેલ રચાયો."

# હિમાલયની એક સાધારણ જગ્યાનું પ્રાકૃતિક સૌંદર્ય.

**નવજીવનના તા. ૭ મી જુલાઇ ૧૯૨૯ ના અંકમાંથી.**

આલ્મોડાની મુસાફરી એ મથાળાના આવતા લેખમાં હિમાલય વિષે બે શબ્દો લખેલ છે, તે **વાંચકે, અને ખાસ કરીને વિદ્યાર્થીઓ, કે જેઓ વરસમાં એકાદ વખત દેશાટણ કરવા જાય છે, તેમણે** જાણવા જેવા હોઇ અહિં ઉતારા તરીકે આપ્યા છે.

"બાગેશ્વરથી પાછા ફર્યા પછી, ગયા ત્રણ મહિનાની દોડધામ પછી કંઇક વિશ્રાન્તિ મેળવવાના હેતુથી, અને ગીતાજીનું ઘણા વખતથી રહી ગયેલું કામ પૂરૂં કરવાને સારૂ ગાંધીજી કૌસાનીમાંજ રહ્યા છે. આલમોડા કરતાં લગભગ હજાર ફુટ વધારે ઉંચું, સમુદ્રની સપાટીથી ૬,૩૭૫ ફુટની ઉંચાઇ ઉપર, કૌસાની હિમાલયના આ ભાગમાં અત્યન્ત રમણીય સ્થાનોમાં કુદરતના પ્રદર્શનરૂપે પ્રસિદ્ધ છે. અહીં એક ડાકબંગલામાં ગાંધીજીનો ઉતારો છે. જે વરંડામાં તે બેસે છે ત્યાંથી ઉત્તરની દિશામાં હિમાચ્છાદિત હિમાલય પર્વતોનાં શિખરો દેખા દે છે, ચોમેર લીલોતરીથી ઢંકાયેલી પર્વત માળાઓ જોવામાં આવે છે. છેક નીચે તળેટીમાં લીલા મખમલના ગાલીચાનો આભાસ આપતાં ખેતરો અને તેમાં નાનાં નાનાં સુંદર ખેડુતોનાં ઝુંપડાં કેમ જાણે કોઇ મહાન કળાકારે ન રચ્યાં હોય તેમ શોભી રહ્યાં છે. આ દશ્યોની વિશેષતા તેના ક્ષણે ક્ષણે બદલાતા રંગ રૂપમાં રહેલી છે. કોઇ વખતે ઉઘાડ હોય છે. તો નીલાંબર આકાશમાં હિમાલયના રૂપેરી કિરીટની જેમ હીરા જડીત શિખરો આંખને આંજે છે કેટલીકવાર અત્યંત આછા અને ઝીણા મલમલના શુભ્ર પડદા જેવા ચોમેર છવાયેલા ધૂમસમાંથી જ્યોતિર્મય શિખરો ઝગમગે છે. જ્યારે સંધ્યાકાળે સૂર્ય પોતાનાં કિરણો વડે વાદળને છેદે છે તે સમયે આકાશ કેમ જાણે અનેક ભવ્ય સુવર્ણપુરીઓનું રૂપ ધારણ

ન કરતું હોય એમ દેખાય છે તેમાં સ્ફટીક અને રૂપાનાં પ્રદીપ્ત કળશવાળાં મંદિરો, દિવ્ય રંગ મહેલો અને વિરાટ દુર્ગો ઝળહળે છે. જેમ જેમ અસ્ત થતાં સૂર્યનાં કિરણો એક પછી એક બરફનાં આ શિખરોને સ્નાન કરાવતાં જાય છે તેમ તેમ તે શિખરો સુવર્ણપુરીમાં વિવિધ રંગોની દીપમાળાનું રૂપ ધારણ કરે છે.

પૂર્વ પશ્ચિમ અને દક્ષિણની પર્વતમાળાઓને કોઇ જુએ તો ચોમેર શિખરથી તળેટી સુધીની ખેતીની ક્યારીઓ એક બીજા ઉપર ઢળી પડતા સમુદ્રનાં અસંખ્ય નીલવર્ણ મોજાંનો આભાસ આપે છે. આ પર્વતોનાં શિખરો ઉપર જાણે કુદરતે પોતાની છાવણી ન નાખી હોય તેમ ચીડ અને દેવદારનાં વિશાળ ઝાડો ટોળાબંધ દેખાય છે. સંધ્યા-કાળે જ્યારે પવન આ ગાઢાં જંગલો ઉપર સુસકારતો નીકળે છે. ત્યારે સમુદ્રના ગંભીર ધ્વનિનો નાદ ભ્રમ થાય છે.

આ પર્વતોની શાન્તિ અનુપમ છે. ઉંચાઇ ઉપર અને પૂર્વની દિશામાં હોવાથી પ્રભાત અહીં વહેલુંજ થાય છે. સવારના પાંચ વાગે ઝળઝળીયાં થાય કે તરતજ પંખીડાંનાં પ્રભાતિયાં શરૂ થઇ જાય છે. અને હવામાં ઝૂમતાં વૃક્ષોની ડાળો ઉપર તે કલ્લોલ કરી મૂકે છે. રાત હોય કે દિવસ, બુલબુલના ટહૂકાર તો હંમેશ સંભળાય'જ છે. અને વરસાદનો ધોધ જ્યારે પડે છે, ત્યારે તો તેના મધુરનાદનું વર્ણન શબ્દોમાં આપી ન શકાય એવું હોય છે. કુદરતનું આખું વાજીંત્ર દળ કેમ જાણે ગાજી ઉઠતું ના હોય એવી રીતે તેમાંથી અનેક રાગ રાગણીયોનું ગુંજન નીકળે છે.

આ અપ્રતિમ અને અલૌકિક સૃષ્ટિ સૌન્દર્યના અને શાન્તિના સ્થાનમાં ગાંધીજી તેમની પ્રીયતમ ગીતાજીની ધૂનમાં તલ્લીન થવાની વર્ષોની અભિલાષા પુરી કરી શકયા છે. "



# આ પુસ્તક તૈયાર કરવામાં મેં જોયેલ પુસ્તકોની યાદી કર્તાના મુબારક નામ સાથે.

**અંગ્રેજી ભાષાનાં.**

| | પુસ્તકનું નામ. | કર્તાનું નામ. |
|---|---|---|
| ૧ | હિમાલય માઉન્ટેન્સ. | એલ. જી. બરાર્ડ એન્ડ એચ. એચ. હીડન. |
| ૨ | સધર્ન તિબેટ. | સ્વેન હીડન |
| ૩ | થર્ટી ઇયર્સ ઇન કાશ્મીર. | આર્થર નેવ |
| ૪ | એ કંપલીટ જર્ની ઇન કમાઉ. | એ. ફ્રેસપીયર્સ. |
| ૫ | હિમાલય જર્નલ્સ. | જે. ડી. હુક્કર. |
| ૬ | થ્રી વીકસ ઇન એ હાઉસ બોટ. | એ. એપેટ્રો. કોકીનો. |
| ૭ | કાશ્મીર ડીસ્ક્રાઇબ. | એફ. યંગ હઝબંડ. |
| ૮ | વેસ્ટર્ન હિમાલય. | ટી. થોમ્સન. |
| ૯ | ધી વેલી ઓફ કાશ્મીર. | વી. આર. લોરેન્સ. |
| ૧૦ | ફાઇવ મંથ્સ ઇન ધી હિમાલય. | એ. એલ. મમ. |
| ૧૧ | એ ગાઇડ ટુ મસુરી. | જહોન નોર્થન. |
| ૧૨ | ટુવેન્ટી ઇયર્સ ઇન હિમાલય. | સી, જી. બ્રુસ. |
| ૧૩ | નોટ્સ ઓન ધી ગઢવાળડીસ્ટ્રીકટ. | પંડીત ધર્માનન્દ. |
| ૧૪ | ટુરીસ્ટ ગાઇડ કાશ્મીર, લદાક, સ્કારદો. | આર્થર નેવે. |
| ૧૫ | તિબેટ ટ્રાવેલ્સ. | આઇ. જી. વોલ્કર. |
| ૧૬ | જીઓગ્રાફી ઓફ ધી કાશ્મીર એન્ડ જમ્મુ. | પંડીત. આનંદ કોલ. |

૧૭ ઇન હિમાલયન તિબેટ. એ રીવે. હેબરમડ.
૧૮ ફોર વીકસ ધ્રુ હિમાલય. જે. કેમ્પ બેલ. ફોરેસ્ટર.
૧૯ ઓનધી એજ ઓફ ધી વર્ડ. એડમન્ડ. કેન્ડર.
૨૦ ગેમ હંટીંગ ઇનધી હિમાલયનતિબેટ. હાર્બર્ટજેન્કીન્સન લી.


## બંગાળી ભાષાનાં.


૧ નેપાળે બંગનારી. શ્રીમતી હેમલતા દેવિ.
૨ વિશ્વકોષ. શ્રી. નગેન્દ્રનાથ વસુ.
૩ કૈલાસ યાત્રા. શ્રી. સત્ય ચરણ શાસ્ત્રી.
૪ તીર્થ કાહીની. શ્રી. ચંદ્રનાથ ભૌમીક.
૫ સ્વર્ગભૂમી પરિક્રમા. શ્રી. સચ્ચીદાનંદ દાસ.
૬ ઉત્તરાખંડ પરિક્રમા. શારદા પ્રસાદ સ્મૃતિ તિર્થ.
૭ હિમાલય ભ્રમણ. પં. વિશુદ્ધાનંદ બ્રહ્મચારી.
૮ હિમાલય. શ્રી. જલધર સેન.
૯ કાશ્મીર ઓજામ્બુ. શ્રી. નરેન્દ્ર કાન્તલાહીડી ચોધરી.
૧૦ અમરનાથેર યાત્રા. શ્રી. સારદા પ્રસાદ ચટોપાધ્યાય.
૧૧ શ્રી ચતુર્ધામ ઓ સપ્ત તીર્થ. શ્રી દુર્ગા ચરણ મુખોપાધ્યાય.
૧૨ સચિત્ર તીર્થ ભ્રમણકાહીની. શ્રી. ગોષ્ટુ બીહારી ધર.
૧૩ ભારત ભ્રમણ ઓ તીર્થ દર્શન. સન્યાલ એન્ડ કું.
૧૪ સ્વામીજીર સહિત હિમાલય. બ્હેન નિવેદિતા.
૧૫ ઉત્તર ભારતભ્રમણઓસમુદ્રદર્શન. શ્યામા કાન્ત ગંગોપાધ્યાય.
૧૬ બદ્રીનારાયણેર પથ. શ્રી વિધુભૂષણદત્ત.


## હિંદી ભાષાનાં.


૧ નેપાલકા ઇતિહાસ. બળદેવ પ્રસાદ મીશ્ર.
૨ ઉત્તરાખંડ રહસ્ય. પં. શાલીગ્રામ વૈશ્નવ.
૩ મેરી કૈલાસયાત્રા. સ્વામી સત્ય દેવ.
૪ નેપાળકા પ્રાચીન ઇતિહાસ. સૂર્ય પ્રસાદ મીશ્ર.

| | |
|---|---|
| ૫ હિંદુ તીર્થ. | દ્વારકાં પ્રસાદ ચતુર્વેદિ. |
| ૬ બદ્રીકેદાર પથ દર્શિકા. | જે. એમ. કલે. ડી. કમીશ્નર ગઢવાળ. |
| ૭ સંપૂર્ણ ભારત તીર્થ યાત્રા. | પં. રામચંદ્રનંબુરી. |
| ૮ તીર્થયાત્રા નિરૂપણ. | વલીરામ શર્મા. |
| ૯ મેરી કાશ્મીર યાત્રા. | મથુરાં પ્રસાદ પંડયા. |
| ૧૦ ભારત ભ્રમણ. | સાધુ ચરણ સિંહ. |
| ૧૧ કાશ્મીર કુસુમ. | ભારતેંદુ હરિશ્ચન્દ્ર. |
| ૧૨ ચીની યાત્રી ફાહિહાન. | હરિદાસ વૈદ્ય. |
| ૧૩ તિબેટમેં તીનવર્ષ. | એકાઇ કાવા ગુચી. |
| ૧૪ શ્રી કેદારખંડયાત્રા માર્ગપ્રદિપીકા. | પં. કુલાનંદ શર્મા. |
| ૧૫ શ્રી બદ્રીશધામ પથદર્શિકા. | પં. મહેશાનંદ શર્મા. |
| ૧૬ ગંગોત્રીકી યાત્રા. | બાબાકાલી કમળીવાળા. |
| ૧૭ પથદર્શિકા શ્રી બદ્રીનારાયણયાત્રા. | શ્રી. બ્રહ્મચારી ચક્રધર શર્મા |

## ગુજરાતી ભાષાનાં.

| | |
|---|---|
| ૧ ભૂવૈકુન્ઠ ગમન. | જોશી સોમેશ્વર દ્વારકાંદાસ. |
| ૨ દિવ્ય ધામ દર્શન. | વ્રજલાલ ત્રિભોવનદાસ કામદાર. |
| ૩ હિમાલયનો પ્રવાસ. | ,, ,, ,, |
| ૪ શ્રી ઉત્તરાખંડની જાત્રાનો ભોમીયો. | બાળા કાલીકમળીવાળા. |
| ૫ હિંદુસ્તાનની તીર્થ યાત્રા. | જેઠાલાલ દેવશંકર દવે. |
| ૬ મારો કાશ્મીરનો પ્રવાસ. | સૂરસિંહજી ( કલાપી ). |
| ૭ બદ્રીનારાયણ તીર્થ દર્શક. | મુકુન્દલાલ જતી. |
| ૮ કૈલાસ માનસરોવર. | સ્વામી હંસ. |

## મરાઠી ભાષાનાં.

| | |
|---|---|
| ૧ માઝી તીર્થ યાત્રા ભાગ ૧ લો. | ગોવિંદ હરીફડકે. |
| ૨ ,, ,, ભાગ ૨ જો. | ,, ,, |

# પ્રસ્તાવના.

આ પુસ્તકની અંદર હિમાલયનાં તમામ મુખ્ય તીર્થો પાંચ પ્રકરણમાં વિભક્ત કરેલ છે. પહેલામાં ગઢવાળની અંદર આવેલાં બદ્રીનાથ, કેદારનાથ, ગંગોત્રી અને યમુનોત્રીનો: બીજામાં કમાઉની ઉપર તિબેટમાં આવેલ માનસરોવર અને કૈલાસનો: ત્રીજામાં નેપાળની અંદર આવેલ પશુપતિ નાથનો: ચોથામાં કાશ્મીરની અંદર આવેલ અમરનાથનો, અને પાંચમામાં પંજાબની અંદર આવેલ જ્વાળામુખી ( જવાળામાઇ ) તથા તેના પેટામાં કુરૂક્ષેત્રનો સમાવેશ કરવામાં આવેલ છે. આ તીર્થો કાશ્મીરથી નેપાળ સુધીમાંજ આવેલ હોઇ પુસ્તકનું નામ "**કાશ્મીરથી નેપાળ**" રાખવામાં આવ્યું છે.

દરેક પ્રકરણોમાં ભૌગોલિક, રાજકીય, વ્યાપારિક, અને સામાજિક વિષયોનું સંક્ષિપ્ત વર્ણન આપવા સાથે યાત્રાનો સમય, રસ્તાઓ, મજૂર તથા વાહનો, સામાન, અને સગવડતા અગવડતા ઉપરાંત કેટલીક ઉપયોગી સૂચનાઓનો ઉલ્લેખ કરવામાં આવેલ છે, સિવાય તે તે તીર્થોના રસ્તાઓ જુદાં જુદાં લીસ્ટો કરી બતાવેલ છે. દરેક લીસ્ટમાં કેટલો રસ્તો ચઢાઇ ઉતરાઇવાળો, અને કેટલો સીધો છે, તે

જણાવવા સાથે રસ્તામાં આવતી જગ્યાઓમાં સદાવ્રત, ધર્મશાળા, ડાકબંગલા, પોલીસચોકી તથા જોવા લાયક સ્થળો વગેરે શું શું છે, તેનું વર્ણન કરેલ છે. વધારે પ્રમાણમાં મુસાફરીમાં ખોરાક અને પાણીની સંભાળ રાખવા ખાસ જરૂર હોઇ, કઇ કઇ જગ્યાએ ખોરાકીનો સામાન મળી શકે છે તે બતાવેલ છે, એટલુંજ નહિં પરંતુ દુકાનો વધારે છે કે થોડી, શહેર મોટું છે કે નાનું, તેનો પણ ઉલ્લેખ કરેલ છે; કારણ કે જ્યાં વધારે દુકાનો હોય ત્યાં સ્વાભાવિક રીતે વેપારી-ઓની હરિફાઇથી સામાન સસ્તો અને સારો મળી શકે છે. પાણી નળનું છે, કે નાળાનું અથવા નદીનું તે પણ જણાવેલ છે, કેમકે નદીનાળા કરતાં નળનું અને ઝરણાનું પાણી પીવું ફાયદાવાળું છે.

પ્રોગ્રામ ગોઠવવા માટે માઇલની સંખ્યા પણ બહુ ધ્યાન પૂર્વક નોંધેલ છે. ઘણાં પુસ્તકોમાં તે અડસટે બતાવેલ છે, તેથી ચાલવાના ગોઠવેલ પ્રોગ્રામમાં કોઇ કોઇ વખત ગરબડ થઇ આવે છે, તે સાથે બતાવેલ માઇલ ઉપર તે જગ્યા ન આવતાં થાકને લઇને નિરાશા ઉપજે છે, અને તેમ થતાં પુસ્તકથી મળવા જોઇતા આરામને બદલે ઉલટું દુઃખ થાય છે. પ્રોગ્રામને માટે માઇલેજની સંખ્યા ખાસ ઉપયોગી છે, એટલે કેટલોક સમય અને મહેનતનો ભોગ આપી તે ઠીક કરેલ છે.

ચટ્ટી અને પડાવોનાં નામો લગભગ તમામના લખવામાં આવેલા છે; કારણ કે યાત્રાળુ રસ્તામાં આરામ મેળવવા ઇચ્છે તો તેમ કરી શકે, તે સિવાય આગળ સગવડ મળે તેમ હોય તો ખાધા ખોરાકીનો સામાન અને બીજો નકામો બોજો ન ઉપાડવો પડે તે માટે અમુક જગ્યાએ શું શું મળે છે તે પણ જણાવેલ છે.

ચઢાઇ ઉતરાઇ ખાસ કરીને એટલા માટે આપી છે, કે જન સમાજમાં હજુ સુધી એવોજ ભ્રમ ફેલાયેલ છે કે હિમાલય એટલે પહાડ, અને પહાડમાં ચાલવું એટલે મોટી મોટી ચઢાઇઓ તથા ઉતરાઇઓજ પાર કરવાની હોય છે, પણ ખરી રીતે તેમ નથી, આ પુસ્તકમાં જ્યારે ચઢાઇ ઉતરાઇ અને સીધા રસ્તાનું વર્ણન તેઓ

જોશે, ત્યારે તેમનો તે ભ્રમ કાંઇક અંશે દૂર થશે તેમ આશા છે. વગર અનુભવી માણસોને સ્વપ્ને પણ ખ્યાલ ન આવી શકે, કે પહાડોની અંદર પણ માઇલોના માઇલો સુધી સીધા સડક જેવા રસ્તા અને સપાટ મેદાનો આવેલાં છે ! ચઢાઇ ઉતરાઇમાં પણ કઇ જગ્યા કઠણ અને કઈ જગ્યા સાધારણ છે તે પણ બતાવેલ છે; કારણ કે પોતાની શક્તિ પ્રમાણે માણસો ચાલવાનો પ્રોગ્રામ ગોઠવી સારી ચટીમાં મુકામ કરી શકે. યાત્રાળુઓએ ચઢાઇ ઉતરાઇ આવે ત્યારે થોડું, અને સીધો રસ્તો આવે ત્યારે વધારે ચાલવાનું રાખવાથી હું ધારૂં છું ત્યાં સુધી બીલકુલ તકલીફ નહિં પડે. સદાવ્રત અને ધર્મશાળાનો પણ ઉલ્લેખ તેટલા કારણસર કરેલ છે કે, જેની ઇચ્છા હોય તે તેનો ઉપયોગ કરી શકે અને વધારેમાં ગરીબ માણસો પણ આ યાત્રા કરવા હિંમત કરી શકે.

ડાકબંગલા, પોલીસચોકી, હોસ્પીટલો અને કુલી એજન્સી (મજુર મેળવવાનાં સ્થાન) ની નોંધ પણ તેટલા ખાતર કરેલ છે, કે જરૂરપડતાં તેનો ઉપયોગ થઇ શકે. (યાત્રામાં કાંઇ પણ ચોરી થાય તો તેના ખબર નજીકની પોલીસચોકીમાં આપવાથી ઘણી વખત તેની તપાસના પરીણામે માલ મળી જાય છે. તેમ કોઇ વખત અકસ્માત થતાં નજીકની હોસ્પીટલમાં સારવાર પણ તુરત થઇ શકે છે.

પોષ્ટ અને ટેલીગ્રાફ ઓફીસો પણ જ્યાં છે ત્યાં લખવામાં આવી છે; એટલા માટે કે યાત્રાળુઓ પોતાનાં સગાં સ્નેહીઓને રસ્તામાંથી હરવખત પોતાના ખુશી ખબર આપી શકે, અથવા જરૂર વખતે પૈસા કે જોઇતો સામાન ધારેલ સ્થળે મંગાવી શકે.

વિશેષમાં આ પુસ્તક દરેક ઘરમાં રાખવા લાયક બને તે સારૂ તેમાં બીજા પણ કેટલાક ઉપયોગી વિષયોનો સમાવેશ કરેલ છે, વળી યાત્રા જ્યાંથી શરૂ થાય છે તે જગ્યા રેલ્વે રસ્તે મુખ્ય મુખ્ય શહેરોથી કેટલે દૂર છે તે જણાવેલ છે, એટલુંજ નહિં પરંતુ ખાસ ખાસ

સ્થળોની ઉંચાઇ સમુદ્રની સપાટીથી કેટલી છે તે પણ બતાવવામાં આવેલ છે. સિવાય એક નકશો પણ આપેલ છે, જેની અંદર મોટી મોટી જગ્યા એકથી બીજી કેટલી દૂર છે તે માઇલના આંકડા મુકી બતાવેલ છે તેમજ જ્યાંથી જ્યાંથી રસ્તા જુદા થાય છે તે પણ જણાવેલ છે. છેવટમાં એક પરિશિષ્ટ આપી તેમાં હિંદુસ્તાનના મુખ્ય તીર્થો, મેળાઓ, કેટલીક ઉપયોગી સૂચનાઓ અને ગુજરાત કાઠીયાવાડનાં મોટાં સ્ટેશનોનું દિલ્લી આગ્રાથી છેટું બતાવેલ છે. તે સિવાય દેવતાઓનાં સ્તુતિ અને સ્તોત્રો, ફુરસદમાં ગાવાલાયક ગાયનો, દશ અવતારની જયન્તિ તિથિઓ, દિવસ રાત્રિનાં ચોઘડીયાં, સામોકાળ, શુકન અપશુકન, દિશાશૂળ અને મહૂર્ત જોવાની સમજણ, તથા ૧૦૦ વર્ષનું ચાલુ કેલેન્ડર વગેરે આપેલ છે. મતલબમાં આ પુસ્તક દરેકને ઉપયોગી થાય તેવું લક્ષ રાખીને તમામ જરૂરી બાબતોનો સંગ્રહ કરી બનાવેલ છે; જેમાં યાત્રીઓને તો તે એક ભોમીઆ કરતાં પણ વધારે કામ આપે તેમ છે.

યાત્રાનાં પુસ્તકો ઘણાં છપાયેલ છે, પરંતુ આવી કોટિનું પુસ્તક અંગ્રેજી સિવાય બીજી ભાષામાં છપાયેલું હોય તેમ મારા જાણવામાં નથી, છતાં તેનો ન્યાય તો વાંચકેજ કરવો રહ્યો.

મને આશા છે, કે આ પુસ્તકથી યાત્રાના સ્થળો સિવાય તે તે દેશનું થોડુંઘણું જ્ઞાન વાંચકોને જરૂર મળી શકશે, અને તેની સાથે યાત્રાની મુશ્કેલીઓ વિષેની ખોટી શંકાઓ પણ કેટલેક અંશે દૂર થશે. છેવટમાં આ પુસ્તકથી જનસમાજને કાંઇ પણ ફાયદો થયેલો જોવાને હું ભાગ્યશાળી બનું તેવી ઇચ્છા સાથે આ લેખ પુરો કરૂં છું. હરિ ૐ તત્સત્ ૐ શાન્તિ !

**હરિચંદ લક્ષ્મીચંદ મહેતા. ખસ્તાવાળા.**

---

# અનુક્રમણિકા.

| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | મંગળાચરણ | ૧ |
| | પ્રકરણ ૧ લું. | |
| ૨ | શ્રી ગંગોત્રી, યમુનોત્રી, બદ્રીનારાયણ અને કેદારનાથ વિષે થોડી આલોચના અને સૂચના. | ૨ |
| ૩ | લીસ્ટ નં. ૧ હરદ્વારથી કેદારનાથ ૧૪૪॥ માઇલ: ઋષીકેશ અને દેવપ્રયાગ થઇને. | ૧૭ |
| ૪ | લીસ્ટ નં. ૨ કેદારનાથથી બદ્રીનારાયણ ૧૦૦॥ માઇલ, ઉખીમઠ અને ચમોલી થઇને. | ૩૮ |
| ૫ | લીસ્ટ નં. ૩ બદ્રીનારાયણથી હરદ્વાર ૧૮૪ માઇલ; કર્ણપ્રયાગ અને રૂદ્રપ્રયાગ થઇને. | ૫૨ |
| ૬ | લીસ્ટ નં. ૪ બદ્રીનારાયણથી રામનગર ૧૬૬ માઇલ ચમોલી, કર્ણપ્રયાગ અને મૈલચોરી થઇને. | ૫૫ |
| ૭ | લીસ્ટ નં. ૫ બદ્રીનારાયણથી કાઠગોદામ ૧૭૪ માઇલ કર્ણપ્રયાગ અને ગણાઇ થઇને. | ૬૧ |
| ૮ | લીસ્ટ નં. ૬ બદ્રીનારાયણથી કોટદ્વાર ૧૬૪। માઇલ; કર્ણપ્રયાગ અને શ્રીનગર થઇને. | ૬૫ |

| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૯ | લીસ્ટ નં. ૭ હરદ્વારથી યમુનોત્રી ૧૪૧ માઇલ; દેહરાદુન અને ધરાસુ થઇને. | ૬૮ |
| ૧૦ | લીસ્ટ નં. ૮ હરદ્વારથી યમુનોત્રી ૧૬૬। માઇલ; ઋષીકેશ અને દેવપ્રયાગ થઇને. | ૭૪ |
| ૧૧ | લીસ્ટ નં ૯ યમુનોત્રીથી ગંગોત્રી ૯૮॥ માઇલ; સીમલાચટી અને નવરંગી ધર્મશાળા થઇને. | ૭૬ |
| ૧૨ | લીસ્ટ નં. ૧૦ ગંગોત્રીથી હરદ્વાર ૧૬૧ માઇલ; ધરાસુ, ટિહરી અને નરેન્દ્રનગર થઇને. | ૮૩ |
| ૧૩ | લીસ્ટ નં. ૧૧ ગંગોત્રીથી કેદારનાથ ૧૨૦॥ માઇલ; ભટવાડી અને ત્રિયુગીનારાયણ થઇને. | ૮૫ |
| ૧૪ | લીસ્ટ નં ૧૨ હરદ્વારથી દેહરાદુન થઇ યમુનોત્રી ત્યાંથી ગંગોત્રી અને ત્યાંથી પાછા ધરાસુ અને દેવપ્રયાગ થઈ હરદ્વાર ૪૩૧॥। માઇલ. | ૮૯ |
| ૧૫ | લીસ્ટ નં. ૧૩ હરદ્વારથી કેદારનાથ થઇ બદ્રીનારાયણ અને ત્યાંથી પાછા રામનગર ૪૧૧। માઇલ. | ૯૧ |
| ૧૬ | લીસ્ટ નં. ૧૪ હરદ્વારથી દેહરાદુન થઇ યમુનોત્રી, ત્યાંથી ગંગોત્રી, ત્યાંથી કેદારનાથ, ત્યાંથી બદ્રીનારાયણ, અને ત્યાંથી પાછા ચમોલી, કર્ણપ્રયાગ થઈ હરદ્વાર ૬૪૪॥। માઇલ. | ૯૩ |


## પ્રકરણ ૨ જું.


| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૭ | શ્રી કૈલાસ, માનસરોવર સબંધે થોડી આલોચના અને સૂચના. | ૯૬ |
| ૧૮ | લીસ્ટ નં. ૧ કાઠગોદામથી કૈલાસ ૨૪૭ માઇલ. મુન્સ્યારી, મિલમ અને જ્ઞાનીમામંડી થઇને. | ૧૦૭ |
| ૧૯ | લીસ્ટ નં. ૨ કૈલાસ માનસરોવરથી કાઠગોદામ ૨૫૩ માઇલ. તાકલાકોટ, લીપુલેખ અને ગાર્બીયાંગ થઇને. | ૧૧૬ |

| નંબર | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૨૦ | લીસ્ટ નં, ૩ તનકપુરથી માનસરોવર કૈલાસ ૧૩૫ માઇલ; પીથોરગઢ, આસ્કોટ અને તાકલાકોટ થઇને. | ૧૨૭ |
| ૨૧ | લીસ્ટ નં. ૪ જોશીમઠથી કૈલાસ ૧૬૯ માઇલ; નિતિ, ચોરહોતી અને જ્ઞાનીમામંડી થઇને. | ૧૩૦ |
| | **પ્રકરણ ૩ જું.** | |
| ૨૨ | શ્રી પશુપતિનાથની યાત્રા સબંધે થોડી આલોચના અને સૂચના. | ૧૩૫ |
| ૨૩ | લીસ્ટ નં. ૧ રકસોલથી પશુપતિનાથ ૮૯ માઇલ. આમલેકગંજ અને ભીમફેડી થઇને. | ૧૪૩ |
| | **પ્રકરણ ૪ થું.** | |
| ૨૪ | શ્રી અમરનાથની યાત્રા સબંધે થોડી આલોચના અને સૂચના. | ૧૫૧ |
| ૨૫ | લીસ્ટ નં. ૧ રાવલપીંડીથી અમરનાથ ૨૮૭ માઇલ; શ્રીનગર અને અનંતનાગ થઇને. | ૧૫૮ |
| ૨૬ | લીસ્ટ નં. ૨ અમરનાથથી જમ્મુ ૧૭૬॥ માઇલ; અનંતનાગ અને વેરીનાગ થઇને. | ૧૭૦ |
| ૨૭ | લીસ્ટ નં ૩ એટવાબાદથી અમરનાથ ૨૪૧॥ માઇલ; શ્રીનગર અને અનંતનાગ થઇને. | ૧૭૪ |
| ૨૮ | લીસ્ટ નં. ૪ ઝેલમથી અમરનાથ ૨૮૭ માઇલ; પંચ અને શ્રીનગર થઇને. | ૧૭૭ |
| ૨૯ | લીસ્ટ નં. ૫ ગુજરાતથી અમરનાથ ૨૬૬ માઇલ; પીરપંજાલને રસ્તે શ્રીનગર થઇને. | ૧૭૯ |
| | **પ્રકરણ ૫ મું.** | |
| ૩૦ | શ્રી જ્વાળામુખી (જ્વાળામાઇ) ની યાત્રા વિષે થોડી આલોચના અને સૂચના. | ૧૮૨ |
| ૩૧ | લીસ્ટ નં. ૧ પઠાણકોટથી જ્વાળામાઇ ૭૪॥ માઇલ; કાંગડા થઇને. | ૧૮૫ |

| નંબર | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૩૨ | લીસ્ટ નં. ૨ હોંસીયારપુરથી જવાળામાઇ ૪૯ માઇલ; ચિન્તાપૂર્ણી થઇને. | ૧૮૭ |
| ૩૩ | લીસ્ટ નં. ૩ જમ્મુથી જવાળામાઇ ૧૪૯ાા માઇલ; ઝસરોટા અને પઠાણકોટ થઇને. | ૧૮૯ |
| ૩૪ | લીસ્ટ નં ૪ જવાળામાઇથી હરદ્વાર ૩૦૦ માઇલ; સીમલા, મસુરી અને દેહરાદુન થઇને. | ૧૯૦ |
| | **પરિશિષ્ઠ.** | |
| ૩૫ | સપ્ત પુરીઓ. | ૧૯૬ |
| ૩૬ | દ્વાદશ જ્યોતિર્લિંગો. | ૧૯૬ |
| ૩૭ | ચાર ધામો. | ૧૯૭ |
| ૩૮ | પાંચ મહા સરોવરો. | ૧૯૭ |
| ૩૯ | મેળાઓ. | ૧૯૭ |
| ૪૦ | કેટલીક ઉપયોગી સૂચનાઓ. | ૧૯૯ |
| ૪૧ | ખુલાસો. | ૨૦૪ |
| ૪૨ | દેવતાઓનાં સ્તોત્રો અને સ્તુતિઓ. | ૨૧૦ |
| ૪૩ | ફુરસદમાં ગાવાલાયક ગાયનો. | ૨૨૧ |
| ૪૪ | દસ અવતારોની જયન્તિ તિથીઓ. | ૨૩૪ |
| ૪૫ | સામોકાળ કઇ દિશામાં છે તેની સમજ. | ૨૩૪ |
| ૪૬ | દિશાશૂળની સમજ. | ૨૩૪ |
| ૪૭ | દિવસ રાત્રિનાં ચોઘડીયાં. | ૨૩૫ |
| ૪૮ | ઇ. સ. ૧૯૦૧ થી ઇ. સ. ૨૦૦૦ સુધીનું ચાલુ કેલેન્ડર. | ૨૩૬ |
| ૪૯ | મહૂર્ત જોવા માટે શ્રી ગોરક્ષનાથનો આંક. | ૨૩૮ |
| ૫૦ | સારાં શુકન તથા અપશુકન. | ૨૪૦ |
| ૫૧ | યોગિનીની દિશા અને ફળ. | ૨૪૦ |
| ૫૨ | રેલ્વેમાં લગેજ અથવા પાર્સલ કરવાના ભાડાનું લીસ્ટ. | ૨૪૧ |
| ૫૩ | અગાઉથી થયેલ ગ્રાહકોનાં મુબારક નામોની યાદી. | ૨૪૫ |

# मङ्गलाचरणम्.

°°°°O°°°°

**ગણેશ સ્તુતિઃ**—વિઘ્નેશ્વરાય વરદાય સુરપ્રિયાય,
લંબોદરાય સકલાય જગદ્દહિતાય;
નાગાનનાય શ્રુતિ યજ્ઞ વિભૂષિતાય,
ગૌરી સુતાય ગણનાથ નમો નમસ્તે. ॥ ૧ ॥

**પાર્વતી સ્તુતિઃ**—માયા કુંડલની ક્રિયા મધુમતી કાલીકલા માલીની,
માતંગી વિજયા જયા ભગવતી દેવી શિવા શાંભવી;
શક્તિશંકરવલ્લભાત્રિનયના વાગ્વાદિની ભૈરવી,
ઓઉમ્કારી ત્રિપુરા સુરા પરમ સિમાતં કુમારીશ્વરી ॥૨॥

**શંકર સ્તુતિ:**—વન્દે દેવ ઉમાપતિ સુરગુરૂં વન્દે જગત્કારણમ્,
વન્દે પન્નગ ભૂષણં મૃગ ધરંચવન્દે પશૂનાં પતિમ્;
વન્દે સૂર્ય શશાંક વન્હિનયનં વન્દે મુકુન્દ પ્રિયમ્,
વન્દે ભક્તજનાશ્રયંચ વરદં વંદે શિવંશંકરમ્. ॥૩॥

**વિષ્ણુ સ્તુતિઃ**—શાન્તા કારંભુજગશયનં પદ્મનાભંસુરેશમ્,
વિશ્વાધારં ગગન સદ્રશં મેઘવર્ણં શુભાંગમ્;
લક્ષ્મિકાન્તં કમળનયનં યોગીભિર્ધ્યાન ગમ્યમ્,
વંદે વિષ્ણુંભવ ભયહરં સર્વ લોકૈકનાથમ્. ॥૪॥

**સૂર્ય સ્તુતિઃ**—યંબ્રહ્મા વરૂણેન્દ્રરૂદ્રમરૂતઃ સ્તુન્વંતિ દિવ્યે સ્તવૈ,
વેદૈઃ સાંગપદ ક્રમોપનિષદૈ ર્ગાયંતિયંસામગા;
ધ્યાનાવસ્થિતતદ્દગતેનમનસા પશ્યંતિયંયોગિનો,
યસ્યાંતંનવિદુઃ સુરા સુરગણા દેવાય તસ્મૈનમઃ ॥૫॥



# કાશ્મીરથી નેપાળ

## પ્રકરણ ૧ લું.

### શ્રીગંગોત્રી, યમુનોત્રી, બદ્રીનાથ અને કેદારનાથ વિષે થોડી આલોચના અને સૂચના.

#### ભોગોલિક, રાજકીય, વ્યાપારિક તથા સામાજિક વિવરણ.

આ યાત્રાનાં સ્થળો ટિહરી અને બ્રિટિશ ગઢવાળમાં આવેલ છે. પહેલાં આખો ગઢવાળ પ્રદેશ ટિહરીનરેશના કબજામાં હતો, પરંતુ ઈ. સ. ૧૮૦૩ માં ગુરખાઓએ (નેપાળે) તે જીતી લીધા બાદ અંગ્રેજી રાજ્યની સહાયતાથી ઈ. સ. ૧૮૧૫ માં તેને પાછો મેળવતાં તેના બે ભાગ પડયા, એક ભાગ બ્રિટિશોને મળ્યો તે બ્રિટિશ ગઢવાળના નામથી પ્રખ્યાત થયો. અને એક ભાગ ટિહરીનરેશના પાસે રહ્યો. તે ટિહરી ગઢવાળના નામથી ઓળખાવા લાગ્યો. ગંગોત્રી, યમુનોત્રીનાં તીર્થો ટિહરી ગઢવાળમાં અને બદ્રીનાથ કેદારનાથનાં તીર્થો બ્રિટિશ ગઢવાળમાં આવેલ છે.

બ્રિટિશ ગઢવાળનું ક્ષેત્રફળ ૫૬૧૨ ચોરસ માઈલ છે, તેની ઉત્તરે તિબેટ, પૂર્વે આલ્મોડા અને દક્ષિણે બીજનોર જીલ્લો તથા પશ્ચિમે ટિહરી ગઢવાળ અને દેહરાદુન જીલ્લો આવેલ છે. તેનું મુખ્ય શહેર પૌડી છે. જીલ્લાની ઓફીસ અને ડેપ્યુટી કમીશ્નર સાહેબ હંમેશાંને માટે ત્યાંજ રહે છે. ઈ. સ. ૧૯૨૧ માં બ્રિટિશ ગઢવાળની વસ્તી ૪૮૫૧૮૬ માણસોની હતી.

ટિહરી ગઢવાળનું ક્ષેત્રફળ ૪૧૮૦ ચોરસ માઈલ છે. તેની ઉત્તરે તિબેટ પૂર્વે બ્રિટિશ ગઢવાળ દક્ષિણે દેહરાદુન જીલ્લો અને પશ્ચિમે

નાહન, બુશાયર, કેવન્થલ વિગેરેની રિયાસતો (નાનાં રાજ્યો) અને દેહરાદુન જીલ્લો છે. તેનું મુખ્ય શહેર ટિહરી છે, અને તેજ તેની રાજ્યધાની છે. હાલમાં ગાદી ઉપર શ્રીમાન ૧૦૮ મહારાજા શ્રી નરેન્દ્રશાહ બહાદુર છે. ઈ. સ. ૧૯૨૧ માં ટિહરી ગઢવાળની વસ્તી ૩૧૮૪૧૪ માણસોની હતી.

ટિહરી અને બ્રિટિશ ગઢવાળમાં ભાષા–ગઢવાળી ચાલે છે, પરંતુ તે કચ્છના જેવી બોલવાનીજ છે, લખાય છે હિંદી અક્ષરોમાં.

જાતિમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય વધારે છે. દરજી, લુહાર, સુથાર આદિ કોમોને હલકી માનવામાં આવે છે.

પહેરવેશમાં પુરૂષો પાયજામો, પેરણ, કોટ અને માથે ગોળ અથવા લાંબી ટોપી પહેરે છે. સ્ત્રીઓ ઘાઘરો, ચોળી અથવા હાથના પોંચા સુધી લાંબી બાંયોનો કબજો, ગરમ અથવા સુતરાઉ સાડી હાથમાં અને ગળામાં રૂપાના દાગીના તથા નાકમાં મોટી નથ પહેરે છે. લાજ કાઢવાનો રિવાજ છે.

ખોરાકમાં ચોખા અને દાળ વિશેષ વપરાય છે. ઘઉં અથવા જવની રોટલી અને શાક ફરસાણના રૂપમાં કોઇજ વખત ખાવામાં આવે છે. ગોળ, અને શેકેલા ચણ્યા (દાળીયા) નો ઉપયોગ નાસ્તા તરીકે લગભગ દરેક ઘરમાં થાય છે. માંસ (ઘેટાં, બકરાં, અને મૃગનું) કેટલાક બ્રાહ્મણ જાતિના માણસો પણ ખાય છે.

નીપજમાં ઘઉં, જવ, ચીણો, ડાંગર, વિગેરે ધાન્ય અને બટાટા થોડા પ્રમાણમાં થાય છે. લાકડાં અને ઔષધિ વધારે થાય છે, એટલે તે ચીજો ગઢવાળમાંથી બહાર જાય છે.

કેળવણી ઘણી ઓછી છે. અને ગરીબી એટલી બધી છે કે કંજુસાઈ તેમનામાં સ્વાભાવિક રહે છે. ખેતીની જમીન વધારે ન હોવાથી ઘણાં માણસો મજુરી ઉપર નિભાવ કરે છે છતાં સંતોષી છે. સ્ત્રીઓ અને પુરૂષો બન્નેને ગીત ગાવાનો બહુ શોખ છે. સ્વભાવે તેઓ ભોળા અને બીકણ છે. ગંદાઈ તેમને પ્રીય છે. થોડા વખત થયાં શિક્ષણનો પ્રચાર થયો છે એટલે માણસો સુધરતા જાય છે;

પરંતુ હજી પણ એવા ઘણા માણસો છે, જેનાં કપડાં જુંઓને ઘર તરીકે કામ આવે છે, એટલુંજ નહિં પણ ફાટીને તુટી જાય છતાં તેને સાંધવાની તકલીફ ભાગ્યેજ ઉઠાવે છે.

બબે ચારચાર ઘરોનાં નાનાં ગામો હોય છે. આવાં કેટલાંક ગામોની દેખરેખ એક પટવારી (તલાટી) રાખે છે. પોલીસ ન્યાય અને વસુલાતીનું કામ આવા પટવારીઓથીજ લેવામાં આવે છે.

**રસ્તાઓ—**ગંગોત્રી, યમુનોત્રી જવાના રસ્તાઓ ઋષીકેશથી નરેન્દ્રનગર અથવા દેવપ્રયાગ થઇને તથા હરદ્વારથી દેહરાદુન થઇને છે. બદ્રી કેદારનાથ, જવાના રસ્તાઓ દેહરાદુન, ઋષીકેશ, કોટદ્વાર, રામનગર અને કાઠગોદામથી છે, પરંતુ સૌથી સારો રસ્તો હરદ્વારથી ઋષીકેશ થઇને છે, કારણ કે તે રસ્તે મજુર અને વાહનનો પૂરો બંદોબસ્ત થઈ શકે છે, તેમ રસ્તામાં યાત્રાનાં સ્થળો પણ આવી જાય છે.

**સમય અને સગવડતા અગવડતા:—**ગંગોત્રી, યમુનોત્રીની યાત્રા ચૈત્ર માસથી શ્રાવણ માસ સુધી થાય છે, અને બદ્રી કેદારનાથની યાત્રા વૈશાખ માસથી આસો માસ સુધી થાય છે, જોકે સગવડતાવાળો અને સારો વખત ચારે તીર્થોને માટે વૈશાખ માસથી અસાડ માસ સુધીનો છે, કારણ કે તે અરસામાં સદાવ્રતો ખુલ્લાં હોય છે, અને ધર્મશાળા તથા દુકાનોનો બંદોબસ્ત સારો રહે છે. આ ચારે તીર્થોની અંદર ઘણાંક સદાવ્રતો અને ધર્મશાળાઓનો વહીવટ શેઠ શાહુકારો તરફથી બાબા કાલી કમળીવાળા કરે છે, એટલે જેને સદાવ્રત લેવાની ઇચ્છા હોય તેણે અથવા તો ધર્મશાળાઓમાં સગવડ મેળવવાની ઇચ્છા હોય તેમણે ઋષીકેશથી તેમના (બાબા કાલીકમળીવાલાના) ક્ષેત્રમાંથી ચીઠી લેવી જોઇએ. ઇન્દોર સ્ટેટ તરફથી પણ યાત્રા લાઇનમાં પાંચ છ જગ્યાએ સદાવ્રત મળે છે, અને તેની ચીઠી પણ ઋષીકેશથી મળે છે. એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે, કે ચીઠી વિના ઉપરનાં ક્ષેત્રોમાં યાત્રા લાઇનની અંદર સદાવ્રત નથી મળતું; જોકે એકાદ બે વ્યક્તિઓને માટે ખાસ સગવડરૂપે જરૂર પડે તો સદાવ્રત આપવાની તેમના માણસોને છુટ હોય છે, પણ તે દરેકને માટે નથી એટલે જેણે

સદાવ્રત લેવું હોય તેણે ઋષીકેશથી ચીઠી લીધા વિના આગળ ન જવું જોઇએ.

ગંગોત્રી, યમુનોત્રી, અને બદ્રીનાથમાં ઠંડીના વખતમાં બરફ પડે છે, એટલે મે મહિના સુધી તે તીર્થોનાં પટ (દરવાજા) બંધ રહે છે. ગંગોત્રી, યમુનોત્રીનાં પટ વૈશાખ માસમાં ઉઘડી આસો માસમાં બંધ થાય છે, અને બદ્રીનાથ તથા કેદારનાથના પટ જેઠ માસ બેસતાં પહેલાં ઉઘડી માગશર માસ બેસતાં પહેલાં બંધ થાય છે. પણ પટ ઉઘડવાના અને બંધ થવાના વખતેજ યાત્રા કરવી ઠીક નથી, કારણ કે ઉપર બતાવ્યા પ્રમાણે યાત્રાના વખતમાંજ (ફકત ત્રણ સાડા ત્રણ મહિના) સદાવ્રતો ખુલ્લાં રહે છે, તેમ ધર્મશાળા અને દુકાનો પણ વરસાદ શરૂ થતાં બંધ થવા લાગે છે, એટલે જેણે નિર્વિઘ્ને યાત્રા કરવી હોય તેણે ઉપર મુજબના વખતેજ કરવી. છેવટમાં ગંગોત્રી યમુનો-ત્રીની યાત્રા શ્રાવણ માસ સુધી અને બદ્રી કેદારનાથની યાત્રા ભાદરવા માસ સુધી કરવી ઠીક છે. ત્યાર પછી વરસાદથી રસ્તા ખરાબ થઈ જાય છે, તેમ નદી નાળાં ભરાઈ જાય છે, તે ઉપરાંત વરસાદ અને ટાઢથી કષ્ટ સહન કરવું પડે છે, એટલે જાણી જોઈને દુઃખી થવા કોઇએ પાછળથી ન જવું ઠીક છે.

ઘણા માણસો બદ્રીનારાયણનાં પટ ખુલતાં પહેલાં બદ્રીનારાયણ પહોંચી જાય છે. તેનું કારણ તેઓની એવી માન્યતા છે, કે છ મહિના જ્યારે પટ બંધ રહે છે; ત્યારે સ્વર્ગના દેવતાઓ બદ્રીનાથજીની પૂજા કરે છે. એટલે પટ ખુલતી વખતે બદ્રીનાથજીની પૂજા તાજીજ કરી હોય તેમ દેખાય છે, અને ઘીનો દીવો પણ બળતો માલુમ પડે છે.

(**નોટ**—ઘણી વખત દુકાળ, કોલેરા તથા બરફને કારણે યાત્રા બંધ રહે છે અથવા મોડી થાય છે, એટલે યાત્રીઓએ ઘેરથી નીક-ળતાં પહેલાં વર્તમાનપત્રો, પંડયા, અથવા બા૦ કા૦ ક૦ વાળાની ઋષીકેશની સંસ્થામાંથી તે બાબતની ખબર મેળવી લેવી જાઇએ.)

**કુલી (મજુર) અને વાહનો**—રસ્તામાં દરેક જગ્યાએ મળી શકે છે, પરંતુ ખાસ કરીને હરદ્વારથી રૂષીકેશ થઇને જનાર યાત્રાળુઓએ કુલી વાહનનો બંદોબસ્ત કુલી એજન્સીથી કરી લેવો જોઇએ.

કુલી એજન્સીની ઓફીસ ઋષીકેશથી લક્ષ્મણઝુલા જતાં રસ્તામાં ૧॥ માઈલ ઉપર મુનિકી રેતી નામના સ્થાનમાં છે; તે કુલી તથા વાહનો યાત્રાળુઓને પુરાં પાડવાને બંધાએલ છે; જે બદલ કુલી પાસેથી તેને કમીશન મળે છે. દેહરાદુન થઈને જનાર માણસોએ દેહરાદુન અથવા રાજપુરથી કુલી વાહન કરી લેવાં જોઈએ. ત્યાં જો કે કુલીએજન્સી નથી, પણ કુલીવાહનો ઘણાં મળી જાય છે. કુલીને ત્યાં કમીશન આપવું પડતું નથી, પરંતુ આગળ જતાં ધરાસુની અંદર કુલી એજન્સી આવે છે. ત્યાં કુલીએ કમીશન ભરવું પડે છે.

કુલી એજન્સીમાંથી કુલી ન મેળવવા હોય તો હરદ્વારમાં પણ ઘણા કુલીઓ મળી જાય છે, અને કેટલાક યાત્રાળુઓ હરદ્વારથીજ કુલી સાથે બંદોબસ્ત કરી લે છે; જો તેમ થાય તોપણ અડચણવાળું નથી, કારણ કે બાંધેલ દરથી વધારે દર કુલીઓ યાત્રાળુ પાસેથી લઈ શકતા નથી, અને દર પણ લગભગ વધારેજ બાંધેલ રહે છે; કારણ કે આ દર ટિહરી સ્ટેટ તરફથી બંધાય છે, અને તે કોન્ટ્રાકટરના કહેવા મુજબ બાંધવામાં આવે છે. ( દર:વર્ષે કુલી એજન્સીનો કોન્ટ્રાકટ ટિહરીસ્ટેટ તરફથી હરરાજ થાય છે. તેમાં જે વધારે રૂપીઆ આપે તેને તે મળે છે. કોન્ટ્રાકટરે યાત્રાળુને જોઇએ તેટલા કુલી પુરા પાડવાની શર્ત રહે છે. એટલે કોન્ટ્રાકટર દર પણ લગભગ વધારેજ મંજુર કરાવે છે. આ કોન્ટ્રાકટ લેનારને ટિહરી સ્ટેટની હદમાંથી જતા આવતા દરેક કુલી ઉપર તેની મજુરીમાંથી સેંકડે સાડાસાત ટકા કમીશન મળે છે).

હરદ્વારમાંજ કુલીનો બંદોબસ્ત થાય તોપણ બે ચાર કુલીને પુછ્યા વિના બંદોબસ્ત ન કરવો, તેમ બંદોબસ્ત કરતી વખતે નીચેની બાબતોનો કરાર કુલી સાથે **જરૂર** કરી લેવો.

૧ રસ્તામાં જેટલા દિવસો રોકાવું પડે તેટલા દિવસોની ખીચડી રોજ એક શેરના હિસાબે કુલીઓ યાત્રાળુ પાસેથી લેછે, એટલે જો કોઈ ખાસ કારણસર બે ત્રણ દિવસ રસ્તામાં રોકાવું પડે તો તે ખીચડી આપવી કે ન આપવી તેનો.

૨ દરેક તીર્થસ્થાને (ગંગાત્રી, યમુનોત્રી, બદ્રીનાથ, કોદારનાથ, ત્રિયુગી નારાયણ અને તુંગનાથ લઈ જવાના ઈનામનો એક રૂપીઓ અને એક શેર ખીચડી કુલી લે છે, પરંતુ ઘણા આઠ આના અને અડધો શેર ખીચડી આપે છે, એટલે તે બાબતનો ચોખ્ખ કરી લેવો.

૩ ગંગોત્રી, યમુનોત્રી, ત્રિયુગીનારાયણ, તુંગનાથ અને વસુધારા જવામાં સહેજ ચઢાઈ આવે છે; એટલે કુલીઓ તે સ્થળોની નજીકની ચટીમાં રોકાઈ જાયછે, જેથી તે સ્થાનોએ કુલીએ ચાલવું તેવી બોલી કરી લેવી; નહિતર નવા કુલી અને વાહનો કરી ત્યાં જવું પડે છે.

૪ રસ્તામાં જ્યાં રહેવું પડે, ત્યાં પાણી લાવી આપવાનો અને વાસણ સાફ કરી આપવાનો. જો કે કુલીઓ તે કામ વગર કરારે પણ કરે છે, પરંતુ તેમાં કેટલાક કરાર ન કરવાથી તકલીફ આપે છે.

૫ દરરોજના ચવેણા બદલના બે પૈસા દરેક કુલીને આપવા પડે છે, પણ બોલી ન કરવાથી એક આનાના હિસાબે તે માગે છે. ( ઘણા માણસો બે પૈસા પણ આપતા નથી. )

૬ યાત્રા કરીને હરદ્વાર પાછા આવવું હોય ( પંજાબ તરફ જનારને તો હરદ્વાર આવવુંજ વધારે સગડતાવાળું છે.) તેમણે યાત્રા કરી પાછા ઋષીકેશ સુધી મુકી જવાનો કરાર કરવો, નહિતર ઋષીકેશકે દેહરાદુનથી નીકળી બદ્રીનારાયણ જઈ પાછા ફરતાં કર્ણ પ્રયાગથી ૨૯ માઇલ મૈલચોરી સુધી કુલીઓ લઈ જાય છે, અને ત્યાંથી નવા કુલી અને વાહનો કરી રામનગર જવું પડે છે; જોકે રામનગર અથવા કાઠગોદામ તરફ જનારને મૈલચોરી જવું ઠીક છે, પરંતુ કરાર તેવો કરવો કે યાત્રાળુની ઇચ્છામાં આવે તો તે મૈલ ચોરી જાય, પણ જો ઋષીકેશ આવવા ધારે તો ઠરાવેલ મજુરીથીજ કુલીએ ઋષીકેશ સુધી આવવું.

જો કુલીઓ પોતાને આરામ આપે તો પાછળથી કરાર કરતાં બે પાંચ રૂપીઆ વધારે આપવા, (અને ખરી રીતે જે એક નોકર કરતાં પણ વધારે આરામ આપે તેને કાંઈ પણ બક્ષીસ આપવીજ

જોઇએ. ) પરંતુ કરાર કરતી વખતે ચોખ્ખ કરી લેવાથી રસ્તામાં અડચણ આવતી નથી, તેટલાજ ખાતર ઉપરની બાબતોનો ઉલ્લેખ કરવો પડેલ છે. યાત્રાળુની ભલમનસાઇનો કેટલાક કુલીઓ દુર–ઉપયોગ કરે છે તેમ કુલીઓની ભલમનસાઇનો કેટલાક યાત્રી ગેરલાભ લે છે, એટલે ચોખ્ખ કરી લેવો બેઉને હિત કર છે. કુલીને તેની ઠરાવેલ મજુરી પ્રમાણે કોઈ વખત પણ પુરા પૈસા ન આપીદેવા નહિતર રસ્તામાં તે બિમારી (માંદગી) નું બ્હાનું બતાવી આગળ ચાલવા આનાકાની કરે ત્યારે નવો કુલી કરવો પડે છે, માટે તેની જેટલી મજુરી થતી હોય તેના પ્રમાણમાં થોડા થોડા પૈસા આપવા કુલીનું નામઠામ ઠેકાણું યાત્રાળુએ પોતાની બુકમાં પણ લખી રાખવું. કદાચ રસ્તામાં કુલી બિમાર થઈ જાય તો ત્યાંના ચોધરી (ગામના પટેલ) પાસે તેનો ફેંસલો કરાવી નવો કુલી કરી લેવો. રસ્તામાં પણ કુલી, ઘોડાં, ડાંડી અને ઝંપાન મળી જાય છે, પણ પૈસા વધારે આપવા પડે છે.

ઈ. સ. ૧૯૨૭ માં નીચે પ્રમાણેના ભાવથી કુલી અને વાહનો મળી શકતાં. યાત્રાળુઓ વધારે હોય, અને કુલી કમતી હોય ત્યારે ભાવમાં થોડી વધઘટ થાય છે.

| | ઋષીકેશ અથવા દેહરાદુનથી ગંગોત્રીયમુનોત્રી જઈ ત્યાંથી કેદારનાથઅને બદ્રીનાથથી પાછા મૈલ ચોરી સુધીના | ઋષીકેશ અથવા દેહરાદુનથી ગંગોત્રી યમુનોત્રી જઇ પાછા ઋષીકેશ સુધી | ઋષીકેશથી કેદારનાથ અને ત્યાંથી બદરીનાયણ જઈ પાછા ફરતાં મૈલ ચોરી સુધી |
|---|---|---|---|
| ૧ સામાન ઉપાડવાના કુલીના મણ ૧) બોજા ઉપર | રૂા. ૧૨૦) | રૂા. ૭૦) | રૂા. ૬૦) |
| ૨ કંડી (પોતાની પીઠ ઉપર કરંડીઆમાં યાત્રાળુને બેસારી એક કુલી ઉચકે છે) ના | ૧૩૫) | ૯૫) | ૮૦) |

| | | | |
|---|---|---|---|
| ૩ ઝંપાન (એક નાની ખાટલી અથવા માંચી જેવા આકારના વાહનમાં યાત્રાળુને બેસારી ચાર કુલી ઉચકે છે તે) ના. | ૩૭૫) | ૨૫૦) | ૨૦૦) |
| ૪ ડાંડી (એક બેઠી ખુરસીના આકારવાળા વાહનમાં યાત્રાળુને બેસારી ચાર કુલી ઉંચકે છે તે)ના | ૪૦૦) | ૨૭૫) | ૨૨૫) |

નાનાં બચ્ચાં (આઠથી બાર વરસનાં) ઓ માટે બનતાં સુધી ઉપરથી અડધો કે તેથી વધારે રેટ (દર) આપવો પડે છે.

કંડી કુલીની પાસે હોય છે; ડાંડી અને ઝંપાન યાત્રાળુઓએ ભાડેથી અથવા વેચાતાં લેવાં પડે છે; ઝંપાન બનાવતાં રૂ. ૬) અને ડાંડી નવી લેતાં રૂા. ૨૦) લાગે છે. ઘોડાં અને ખચ્ચરો થોડા થોડા રસ્તાઓ માટે ઠેક ઠેકાણે મળી જાય છે.—કુલી કર્યો હોય તો બોજો (સામાન) કુલી એજન્સીમાં વજન કરાવવો પડે છે, અને જેટલું વજન થાય તેનો મણના હિસાબે થતો રેટ લાગે છે; એટલે કે પચીશ શેર વજન હોય તો બદ્રીનારાયણ કેદારનાથ જનારને ૬૦ રૂા. ના હિસાબે રૂ. ૩૭ાા આપવા પડે છે. વજન ૮૦ તોલાના એક શેરનું છે. અને કમતીમાં કમતી અડધા મણ બોજા સુધીનો કુલી મળી શકે છે, તેથી પણ કમતી સામાન પોતા પાસે હોય અને પોતાના સંગાથી (ખાત્રી વાળા) પાસે પણ થોડો હોય તો બેઉ મળીને એક કુલી કરી શકે છે, પણ સંગાથી અજાણ્યો હોય તો તેના સાથે તેવો બંદોબસ્ત ન કરવો.

**સામાન**—જેને બદ્રીનાથ અને કેદારનાથની જ યાત્રા કરવી હોય તેણે વધારે સામાન લેવા જરૂર નથી; કારણકે તે રસ્તામાં મોટીમોટી ચટીઓ ઘણી આવે છે, જેમાં તમામ સામાન

મળી શકે છે. નાની ચટીઓ પણ બબે ચાર ચાર માઈલ ઉપર આવે છે. તેમાં ખોરાકીનોં સામાન મળી જાય છે. ગંગોત્રી, યમુનોત્રીની યાત્રા કરનારે થોડો સામાન સાથે રાખવાની જરૂર છે, કારણ કે તે રસ્તામાં ઉપર પ્રમાણે સગવડ નથી મળતી બદ્રી, કેદાર, અને ગંગોત્રી, યમુનોત્રી (ચારેધામ) ની યાત્રા કરનારે નીચે પ્રમાણે સામાન લેવો જોઇએ.

બે જોડ ગરમ કપડાં, બે ગરમ કંબળો, એક શેતરંજી અથવા જાડી કંબળ, મોજાં, બાંડીસ, કમરપટો, એક જોડ મજબુત પગરખાં, નીચે લોઢાના ફળાવાળી મજબુત લાકડી, સુકો મેવો, ચાહ અથવા કોફી, ગરમ મસાલો, હલકા વજનનાં તપેલી પ્યાલો, વાટકો અને લોટો, વેલણ, ચીપીઓ, કડછી, મીણબત્તી અથવા લાલટેન, એક ડઝન દીવાસળીની બાકસો, છત્રી અથવા મીણીયું કાપડ, અને કંતાનની બેગ (પાકીટ) અથવા લશ્કરી સીપાઇઓ રાખે છે, તેવી પેટી (ખલતો અથવા ખંભે ભરવવાનો ઝોળો) થોડી દવાઓ (દસ્ત બંધ કરવાની, માથું દુ:ખે તેની તથા પાચનની) અને બની શકે તો ઘડીઆળ, ઇલેક્ટ્રીક બેટરી, કેમેરા, દુરબીન, ચસમા, તથા વાંચવાની કોઇ સારી ચોપડી વિગેરે લેવાં. (શોખ હોય તેણે મગની છડેલી દાળ, અથાણું પાપડ, તથા ખાંડેલ મસાલો પણ લેવો.) આ તમામ સામાન હરદ્વાર અને દેહરાદુનથી મળી શકે છે; છતાં જેને ઘેરથી લાવવાની સગવડ હોય, તેણે તેમ કરવું, કારણ કે અહિં તેની કીંમત વધારે આપવી પડે છે, તેમ ઘરના જેવો સામાન નથી મળતો.

રસ્તામાં ગરીબોને આપવા સારૂ થોડી સોયો, દોરાની દડીઓ, અને ચાંદલા પણ બેચાર આનાના લઈ લેવા કારણ કે આ રસ્તામાં તે બહુ માગે છે.

રાંધવા માટે વાસણો અને ખોરાકીનો સામાન ચટીઓમાં મળી જાય છે. ધર્મશાળાઓમાં પણ રાંધવા માટે વાસણો મળે છે. દુધ અને ઘી તથા ઝીણા ચોખા દરેક જગ્યાએ મળે છે. ચીની (ખાંડ) નો ભાવ કોઈ કોઈ જગ્યામાં વધારે પડે છે; એટલે થોડી સાકર સાથે લેવામાં આવે તો ઠીક છે. બરફમાં અને ઉંચાઇવાળી જગ્યા ઉપર પાતળી હવાથી મુશ્કેલી ન પડે, તે માટે તીખાં (મરી) અને

સાકર અથવા કોઈ ખટાઇની ચીજ સાથે લઇ લેવી.

**યાત્રાના માઈલ અને લાગતો સમયઃ—**

૧ હરદ્વારથી દેહરાદુન થઈ યમુનોત્રી, ગંગોત્રી, અને બદ્રી, કેદારનાથ જઇ પાછા ફરતાં હરદ્વાર ૬૪૪ાાા રામનગર ૬૨૬ાાા કાઠગોદામ ૬૩૪ાાા અને કોટદ્વાર ૬૨૫ માઇલ થાય છે, અને સમય માસ ૧ા થી ૧ાાા નો લાગે છે.

૨ હરદ્વારથી દેહરાદુન થઇ યમુનોત્રી, ગંગોત્રી જઇ પાછા હરદ્વાર આવતાં ૪૩૧ાાા માઇલ થાય છે, અને સમય મા. ૧ થી ૧ા નો લાગે છે.

૩ હરદ્વારથી ઋષીકેશ થઇ કેદારનાથ અને બદ્રીનારાયણ જઈ પાછા ફરતાં હરદ્વાર ૪૨૯ા રામનગર ૪૧૧ા કાઠગોદામ ૪૧૯ા અને કોટદ્વાર ૪૦૯ાા માઇલ થાય છે, અને સમય મા. ૧ થી ૧ા નો લાગે છે.

ઉપરના રસ્તામાં કેટલાક માઇલ રેલ્વે અને મોટર તથા એકામાં જવાય અવાય છે.

**યાત્રામાં બંદોબસ્ત**—ઠેકાણે ઠેકાણે સડકને સુધારનાર માણસો રહે છે, ડાકબંગલા નવ નવ માઇલ ઉપર મળે છે. દવાખાનાં પણ ઘણી જગ્યાએ રાખેલ છે. ચટીઓની અંદર ગંદકી ન થાય તે માટે ઝાડુ (વાસીદું) કાઢનાર ભંગીઓ પણ હોય છે. યાત્રા લાઇનમાં ચોરી કે લુંટફાટ ન થાય તે માટે પોલીસ ઇન્સ્પેકટરો પણ ઘોડેસ્વાર થઇ બરાબર ચક્કર લગાવે છે. પાણીના નળો ઘણી જગ્યાએ ગોઠવવામાં આવેલ છે. (જો કે આ નળોમાં શહેરોની માફક એન્જીનથી ફીલ્ટર કરેલું પાણી નથી આવતું, પણ કોઇ ઝરણાની સાથે તે લગાવેલ હોય છે. એટલે ગંદકી વિનાનું ચોખું પાણી તેમાં આવે છે.)

**પોષ્ટ અને તાર**—જ્યાં જ્યાં છે, તે ચટીઓના વર્ણનમાં જણાવેલ છે, પરંતુ જેને પોષ્ટ મંગાવવી હોય તે ગંગોત્રી લાઇનમાં ઉત્તરકાશી, કેદાર લાઇનમાં ગુપ્તકાશી, ઉખીમઠ, અને કેદારનાથ, બદ્રીનારાયણ લાઇનમાં બદ્રીનારાયણ, ચમોલી, અને કર્ણપ્રયાગ ત્યાંના પોષ્ટમાસ્તર મારફત મંગાવી શકે છે. ટેલીગ્રાફ (તાર) ઓફીસો ગુપ્ત-

કાશી, ચમોલી, બદ્રીનારાયણ, કર્ણપ્રયાગ, શ્રીનગર, રૂદ્રપ્રયાગ, દેવપ્રયાગ, આદિ તીર્થોમાં છે. જેને જરૂરી ખબર અથવા નાણાં મંગાવવાં હોય તે રીપ્લાઇ ટેલીગ્રાફથી એક દિવસમાં મંગાવી શકે છે. જેને તારથી નાંણાં મંગાવવાં હોય તેણે પહેલેથી કોઇ શબ્દોનો સંકેત કરી રાખવો કારણ કે ઘણી વખત પોતાનું નામ ઠામ ઠેકાણું જાણી બીજાઓ મંગાવી લે તેવી બીક રહે છે.

હરદ્વાર, રામનગર, કાઠગોદામ, અને કોટદ્વારથી કેદારનાથ તથા બદ્રીનાથ ૬ થી ૮ દિવસમાં પોષ્ટ પહોંચે છે. પારસલ પહોંચતાં પાંચ સાત દિવસ વધારે લાગે છે. કારણ કે પંદર વીસ પાર્સલ એકઠાં થવાથી તે ઘોડાં કે ખચ્ચર ઉપર આવે છે; જ્યારે પોષ્ટ, રનર (હલકારા) લાવે છે, અને તે રાત દિવસ વારાફરતી ચાલ્યાજ કરે છે. **તાર અને પોસ્ટ જ્યાં હોય ત્યાં શું સગવડ નથી મળતી તેનો ખ્યાલ વાંચકેજ કરી લેવો.**

**કેટલીક ઉપયોગી સૂચનાઓ—**

૧ બને ત્યાંસુધી કાંઇપણ ખાધા વિના કે ચાલતાં આરામ લીધા વિના પાણી ન પીવું.

૨ ઝરણાનું મળે ત્યાંસુધી ગંગાજીનું કે નદી નાળાનું પાણી પીવાના ઉપયોગમાં ન લેવું, (ગંગાજીનું પાણી જો કે ગુણદાયક છે. પણ યાત્રાના સમયમાં ગરમીની રૂતુને લઇને બરફ ઓગળી તેની સાથે માટી ઘસડાઇ આવે છે. એટલે પાણી ડોળું રહે છે, અને માટીવાળું પાણી પીવાથી અજીર્ણ આદિ કેટલાક રોગો થઈ જાય છે.

૩ સ્નાન કરવાનો સમય સવારનો રાખવો. કદાચ બપોરનો રાખવામાં આવે તો પણ ચાલતાં વળેલો પરસેવો જ્યાંસુધી ન સુકાય ત્યાંસુધી સ્નાન કરવું નહિં, કારણ કે તેથી તાવ આવી જાય છે.

૪ પોતાનો સામાન અને તેમાં પણ જોખમ સાચવીને રાખવું, કારણ કે કેટલાક ચોર માણસો સાધુ અને ગૃહસ્થના રૂપમાં યાત્રાને બ્હાને યાત્રીઓ સાથે થઇ ચોરી કરે છે. સુતી વખતે સ્નાન કરતી વખતે અને દિશા પાણી જતી વખતે, તે બાબતનો ખાસ ખ્યાલ રાખવો.

૫ પ્રોગ્રામ કે કાર્યક્રમ બાંધ્યા વિના ચાલવું નહિં; તેમ દિવસે તડકામાં, અને રાત્રે અંધારામાં મુસાફરી કરવી નહિં.

૬ પેનસીલ અને નોટબુક સાથે રાખી હંમેશાંની ડાયરી જે જોયું અથવા અનુભવ્યું હોય તેની લખી લેવી.

૭ બહુ પાકેલાં, કાચાં અને ખાટાં ફળો ખાવાં નહિં, તેમ ભોજન વધારે કરવું નહિં.

૮ ગવર્નમેન્ટ નોટો દરેક જગ્યાએ ચાલે છે; એટલે નગદી રકમ વધારે રાખવી નહિં, પણ બે ચાર રૂપીઆનું પરચુરણ સાથે જરૂર રાખવું.

૯ ગંગોત્રી જનારે ગંગાજળ ભરવાનું પાત્ર અને મીણ, હરદ્વારથી સાથે લઇ જવું.

૧૦ યાત્રા લાઈનમાં ધરાસુથી યમુનોત્રી, યમુનોત્રીથી ગંગોત્રી, ગંગોત્રીથી કેદારનાથ, અને કેદારનાથથી ચમોલીના રસ્તામાં પગ ખુલ્લા ન રાખવા; કેમકે તે રસ્તો જંગલમાં થઇને જાય છે; તેથી રસ્તામાં ઝેરી માંખીઓ કરડે છે, અને પગ સુજી ખંજવાળ આવે છે, તે ખંજવાળતાં લોહી નીકળી પાકે છે. કદાચ ભુલથી પગ ખુલ્લા રહી ગયા હોય, અને માંખી કરડી ગઈ હોય તો પીવાની તમાકુના પત્તાં, નિર્વિષી, વિષલંગડા (પહાડી ભાષામાં તેને તે નામથી ઓળખે છે, અને તે દરેક જગ્યાએ રસ્તામાં મળે છે) અથવા ટિંચર આયોડીનમાંથી જે ચીજ મળે તે લગાડવાથી ફાયદો થાય છે.

૧૧ રસ્તામાં વિંછુ ઘાસ નામના છોડ આવે છે તેને પગ અથવા હાથથી અડતાં તેના ઝીણા કાંટા લાગી જાય છે, અને તેથી ચોવીસ કલાક સુધી વિંછી કરડયા જેવી પીડા થાય છે; માટે તે છોડને ઓળખી તેનાથી દૂર રહેવું; કદાચ તે લાગી જાય તો ઘી ચોપડવું અથવા નાકની અંદરનો પદાર્થ (શેડા) ચોપડવાથી તેનું દરદ મટે છે.

૧૨ યમુનોત્રીના રસ્તામાં ખરસાલીથી યમુનોત્રી સુધી, ગંગોત્રીના રસ્તામાં ધરાલીથી ગંગોત્રી સુધી, ગગોત્રીથી કેદારનાથ જવાના રસ્તામાં બુઢા કેદ્વારથી કેદારનાથ સુધી, અને કેદારનાથથી બદ્રીનારાયણ જતાં ઉખીમઠથી મંડળ ચટીસુધીનો રસ્તો જરા ખરાબ છે. તે રસ્તે થોડું ચાલવું, અને સવારે ચાલવું તો અડચણ નહીં આવે. બને

ત્યાંસુધી તેટલા રસ્તામાં નાસ્તાની ચીજ પણ કાંઇક સાથે રાખવી.

૧૩ ગંગોત્રી, યમુનોત્રી, કેદારનાથ, અને બદ્રીનાથના દરેક રસ્તામાં પા અડધો માઇલ બરફ ઉપર ચાલવું પડે છે, તેમ ઉંચાઇવાળી જગ્યાને લઇને ચઢાઇ ચડતી વખતે શ્વાસ રૂંધાઇ ગળું સુકાય છે; (કેટલાક અજ્ઞાન માણસો તેને ઝેરી વનસ્પતિની હવા માને છે.) તેવે વખતે તીખાં, અને સાકર અથવા ખાટી ચીજ ખાવી એટલે મુશ્કેલી જણાશે નહિં.

૧૪ રસ્તામાં આવતી ચટીઓના દુકાનદારો પોતાને ત્યાંથી સામાન ન લે તેને ઉતરવા દેતા નથી, તેમ ખોરાકીનો સામાન લીધા વિના એકલું બળતણ વેચાતું આપતા નથી. સાધુ અને ગરીબો કે જે સદાવ્રત લે છે; પણ સામાન વેચાતો લેતા નથી. તેને ચટીના દુકાનદારો જગ્યા હોય તો બે પૈસા ભાડું લઈ ઉતરવા દે છે, પણ બળતણ તેમણે જંગલમાંથી એકઠું કરી લાવવું પડે છે; અથવા કોઈ ગૃહસ્થની માર્ફત લેવાથી મળી શકે છે. ગૃહસ્થોનો સંગાથ હોય તો ભાડું પણ આપવાની જરૂર પડતી નથી.

૧૫ બદ્રીકેદારના રસ્તામાં ઠેકાણે ઠેકાણે સેવા સમિતિની ઓફીસો બે વરસ થયાં ખુલી છે; એટલે યાત્રાળુએ કોઈપણ અડચણ વખતે અને દાન વખતે તેને જરૂર યાદ રાખવી ઘટે છે.

૧૬ ડાક બંગલામાં ઉતરવા માટે પૌડીના ડીસ્ટ્રીકટ એન્જીનીયરને આગળથી લખવું પડે છે; એટલે જેને તેમાં ઉતરવાની ઇચ્છા હોય તેણે પૌડી (ગઢવાળ) ને ઠેકાણે એ૦ સા૦ જે લખવાથી બંદોબસ્ત થઇ શકે છે.

૧૭ જેને ગરમ પાણીથી ન્હાવાની ટેવ હોય તે ગરમ પાણી પણ દરેક જગ્યે કરી શકે છે, પરંતુ ઠંડા પાણી જેટલી સ્વાસ્થ્યતા રહેતી નથી.

**પ્રસિદ્ધસ્થાનો**—આ યાત્રાએ નીકળનાર માણસે પ્રસિદ્ધ સ્થાનો વિષે પહેલાં જાણવાની જરૂર છે; કારણ કે અજાણતાથી રસ્તામાં આવતું તીર્થ ભૂલી જવાય તો પછી તેનો લાભ મળવો અસંભવિત છે. રહી જતું તીર્થ કોઇ માણસ પાછા ફરતી વખતે કરવા ઇચ્છે તો તેમ થઇ શકતું નથી; કારણ કે બદ્રીનારાયણનાં દર્શન થયા પછી જલ્દીથી ઘેર પહોંચવાની મરજી થાય છે.

૧ **ચારધામ**—યમુનોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદ્રીનાથ આ ચારે પ્રસિદ્ધ તીર્થો હરદ્વારથી અનુક્રમે ૧૪૧, ૧૬૭, ૧૪૪ાા, અને ૧૮૪ માઇલ થાય છે. ચારે ધામની યાત્રા એકજ વખતે કરતાં હરદ્વારથી બદ્રીનાથ પહોંચતા સુધીમાં ૪૬૦ાાા માઇલ થાય છે, અને ત્યાંથી પાછા ફરતાં હરદ્વાર ૧૮૪, રામનગર ૧૬૬, કાઠગોદામ ૧૭૪, અને કોટદ્વાર ૧૬૪ા માઇલ થાય છે. વધારે યાત્રાળુઓ રામનગર અથવા હરદ્વારને રસ્તે પાછા ફરે છે.

૨ **પંચપ્રયાગ**—દેવપ્રયાગ, રૂદ્રપ્રયાગ, કર્ણપ્રયાગ, નંદપ્રયાગ અને વિષ્ણુ-પ્રયાગ, આ પાંચે પ્રયાગોનો ઉલ્લેખ ચટીઓના વર્ણનમાં કરેલ છે; છતાં હરદ્વારથી તે અનુક્રમે ૫૯ા, ૯૬ાા, ૧૧૬ાા, ૧૨૯ા, અને ૧૬૭ માઇલિ થાય છે. અને તે પાંચે યાત્રાના રસ્તા ઉપરજ આવે છે.

૩ **પંચકેદાર**—કેદારનાથ,મધ્યમેશ્વર, તુંગનાથ, રૂદ્રનાથ, અને કલ્પેશ્વર આપાંચે કેદાર બાબત ચટીઓના વર્ણનમાં જણાવેલ છે; છતાં કેદારનાથ પ્રસિદ્ધ છે, મધ્યમેશ્વર ઉખીમઠથી સોળ માઇલ, તુંગનાથ ચોપતાથી ત્રણ માઇલ, રૂદ્રનાથ મંડળ ચટીથી ચઉદ માઇલ, અને કલ્પેશ્વર કુંભાર ચટીથી ૭ માઇલ દૂર છે. મધ્યમેશ્વર, રૂદ્રનાથ, અને કલ્પેશ્વર થોડા યાત્રાળુઓ જાય છે; કારણકે ત્યાં જવાને રસ્તો ખરાબ છે.

૪ **પંચબદ્રી**—બદ્રીવિશાળ, યોગબદ્રી, ભવિષ્યબદ્રી, આદ્યબદ્રી, અને ધ્યાનબદ્રી આ પાંચેનું વર્ણન ચટીઓ સાથે થયેલ છે; તો પણ બદ્રીનાથ (બદ્રીવિશાળ) પ્રસિદ્ધ છે, યોગબદ્રી પાંડુકેશ્વરમાં, ભવિ-ષ્યબદ્રી જોશીમઠથી આઠ માઇલ દૂર, આદ્યબદ્રી ખનોટી ચટીથી અડધો માઇલ દૂર, અને ધ્યાનબદ્રી કુંભારચટીથી ૪ માઇલ દૂર થાય છે. પાછળના ત્રણ બદ્રીનાં દર્શન કરવા થોડા માણસો જાય છે; કારણ કે તે રસ્તાથી થોડે થોડે દૂર આવેલ છે.

૫ **પંચકાશી**—ગુપ્ત કાશી અને ઉત્તર કાશી બે જાણવામાં છે. પ્રયત્ન કરવા છતાં ત્રણ કાશી બાબત માહિતી મળી નથી; જેને ખબર હોય તે મહેરબાની દાખલ લખી મોકલશે તો આભાર સાથે નવી આવૃત્તિમાં પ્રકાશીત કરવામાં આવશે. ગુપ્તકાશી કેદારનાથ જતાં

અને ઉત્તરકાશી ગંગોત્રી જતાં રસ્તામાં આવે છે.

ઉપરનાં તમામ સ્થળોના મહાત્મ્ય જો અહિં વર્ણન કરવામાં આવે તો આવું બીજું પુસ્તક તૈયાર થાય તેમ છે, એટલે અહિં આપેલ નથી, પણ આ યાત્રામાં વધારે મહાત્મ્ય વાળી જગ્યાઓ ઉપર મુજબની છે, અને સ્કંદ પુરાણમાં તેનાંમહાત્મ્યો કાશી, પ્રયાગ, રામેશ્વર, દ્વારીકાં, જગન્નાથ, આદિ તીર્થોથી વધારે જણાવેલ છે.

**દ્રશ્યો**—ત્રીયુગી નારાયણથી કેદારનાથ જતાં રસ્તામાં ગુલાબનાં જંગલો આવે છે. સવારના પહોરમાં તેના ફુલની પાંખડીઓ જમીન ઉપર ખરી પડે છે, અને તે ઉપર થઇ યાત્રાળુઓ ચાલે છે. ત્યારે " **હસ્તે મુખ રસ્તામાં વેર્યાં ફુલ નસીબે ગુલાબ કેરાં નિચા નમી વિણીશું ક્યારે-આજ આજ ભાઈ અત્યારે** " ની કવિતા યાદ આવ્યા વિના નથી રહેતી. આ સીવાય બીજાં પણ કેટલાંક ઝાડોનાં લાલ, પીળાં, સફેદ, નીલાં અને રંગ બે રંગી ફુલો રસ્તામાં ખરી પડેલ જોવામાં આવે છે. આ ફુલો યાત્રીઓના સ્વાગત માટેજ હિમાલયે જાણે કેમ ન પાથર્યા હોય તેવો આભાસ થયા વિના નથી રહેતો. યાત્રાના સમયમાં હિમાલયની વસંત—પાનખર ઋતુ ચાલતી હોઇ ખરી પડેલ પાનની જગ્યાએ નવાં પાનની કુંપળીઓ કોઇ ગુલાબી કોઇ લીલી કોઇ પીળી કોઇ કેસરી કોઇ જાંબુડીયા રંગની તો કોઇ લીલા રંગની કોઇ ઘેરીલાલ તો કોઇ પોપટીઆ રંગની કોઇ બદામી રંગની તો કોઇ સહેજ સફેદાઇ પડતી! આહા ? શું આ કુંપળીઓનો દેખાવ! કુદરતે બાળપણની અંદરજ કોણ જાણે શું આકર્ષણ મુકયું છે, કે તે ઉપર સ્વભાવીક પ્રેમ ઉત્પન્ન થાય છે. આ કુંપળીઓને જોતાં જોતાં આગળ વધીએ છીએ ત્યારે સૂર્યનાં કીરણો બરફના શિખરો ઉપર પડતાં તેનો ચાંદીના જેવો ઝળહળાટ અને એક એક માઇલની ઉંચાઇએથી મોતીની સેરો માફક ઝરતાં અવિચ્છીન્ન ઝરણાં દિલને આનંદથી ઉભરાવી નાખે છે. આ ઉપરાંત રસ્તામાં મનોહર ફુલોની સુગંધી વાળા પવનની મંદ મંદ લહેરો જ્યારે આવે છે; ત્યારે મગજને તર કરી મુકે છે; કોની ઇચ્છા આવી સહેલો કરવાની—સાચો આનંદ લુંટવાની નહિં હોય!

**ખુલાસો**--આ પ્રકરણમાં ખરી રીતે અનુક્રમે યમુનોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદ્રીનાથનું વર્ણન આપવું જરૂરી હતું, પરંતુ વધારે પ્રમાણમાં યાત્રાળુઓ બદ્રીકેદારનાથની યાત્રા કરે છે; એટલે તેમની (વધારે માણસોની) સગવડતાને ખાતર પહેલાં કેદારનાથ; ત્યાંથી બદ્રીનાથ અને બદ્રીનાથથી પાછા હરદ્વાર, રામનગર, કાઠગોદામ અને કોટદ્વારનું વર્ણન આપેલ છે. ત્યાર પછી હરદ્વારથી યમુનોત્રી અને ત્યાંથી ગંગોત્રી થઇ પાછા હરદ્વારનું; ત્યાર પછી હરદ્વારથી યમુનોત્રી થઈ ગંગોત્રી, અને ગંગોત્રીથી કેદારનાથ થઇ બદ્રીનાથ, અને ત્યાંથી પાછા હરદ્વાર અને રામનગરનું વર્ણન આપવામાં આવેલ છે, મતલબકે ઉપરનાં ચારે તીર્થોની યાત્રા એકજ વખતે કરનાર બહુ થોડા હોય છે; એટલે બબે તીર્થોની યાત્રા એકજ વખતે કરનારને વર્ણન જોવામાં સુગમતા પડે તેવો ક્રમ ગોઠવેલ છે. ચારે તીર્થોની યાત્રા કરનારને માટે પણ જુદાં લીસ્ટ બનાવેલ છે, પણ તેનું વર્ણન તેમાં જણાવેલ લીસ્ટોમાં જોવું જોઇએ.

---

# લીસ્ટ નં. ૧.

## હરદ્વારથી કેદારનાથ ૧૪૪॥ માઈલ.

### ( ઋષીકેશ અને રૂદ્રપ્રયાગ થઇને )

**હરદ્વાર**--ઇસ્ટ ઇંડીયન રેલ્વેનું સ્ટેશન અને સહરાનપુર જીલ્લામાં આવેલું પ્રસિદ્ધ તીર્થ છે. ઉત્તરાખંડનાં ચારે ધામોની યાત્રા અહિંથી સરૂ થાય છે, તેમજ ઋષીકેશ સુધી મોટર, એકા અને રેલ્વે જાય છે. ભાડું અનુક્રમે રૂ. ૦॥।, ૦। અને ૦।-~ લાગે છે. દેહરાદુન રેલ્વે રસ્તે ૩૨ માઇલ થાય છે. ભાડું ૦॥।≈ પડે છે. લુકસર ૧૭ માઈલ થાય છે. ભાડું ૦।= લાગે છે. હરદ્વાર આવવા માટે લુકસર ગાડી બદલવી પડે છે, પણ જે ટ્રેઇનો દેહરાદુન સાથે સીધો સબંધ રાખે છે; (જેવી

કે કલકત્તા દેહરાદુન એક્ષપ્રેસ, દીલ્લી દેહરાદુન એક્ષપ્રેસ વિગેરે) તથા સીધી હરદ્વાર આવતી ટ્રેઇનોમાં બેસવાથી લુકસર બદલવું પડતું નથી. હરદ્વાર સ્ટેશનથી સહરાનપુર ૫૦, નજીબાબાદ ૪૩, મોરાદાબાદ ૧૦૪, બરેલી ૧૬૦, લખનૌ ૩૦૬, અયોધ્યા (લખનૌ થઇને) ૩૬૬, અલ્લાહાબાદ (રાય બરેલી થઇને) ૪૩૧, કાશી ૪૯૩, કલકત્તા ૯૨૨, ગયા ( મોગલશરાઈ થઇને ) ૬૨૯, જગન્નાથપુરી (ગોમો થઇને) ૧૧૨૩, અને દિલ્લી ( સહરાનપુર થઇને ) ૧૬૧ માઇલ થાય છે. હરદ્વારમાં રાયબહાદુર સુરજમલ, બીકાનેરના દિવાન સાહેબ, પતિયાળા સ્ટેટ, ઈન્દોરસ્ટેટ, જયપુરવાળા વિગેરેની લગભગ ૪૨ ધર્મશાળાઓ છે, તેમજ કેટલાંક છુટક સદાવ્રતો છે. ગંગાજીના સ્નાન માટે હંમેશાં હજારો યાત્રાળુ આવે જાય છે. શહેર સાધારણ મોટું છે. જરૂરી ચીજો તમામ મળી શકે છે. સ્નાનની મહાત્મ્યવાળી જગ્યાઓ—હરની પૌડી, કુશાવર્ત અને નિલધારા છે. દર્શન કરવા લાયક સ્થળોમાં બિલ્વકેશ્વર, ચંડીદેવી, મનષાદેવી, શ્રવણનાથજી, ગંગાજી, ગાયત્રીજી, યમુનાજી તથા લક્ષ્મિનારાયણનાં મંદિરો અને ગુરૂગ્રંથ વિગેરે છે.

કનખલ ( માયાપુરી ) અહિંથી બે માઇલ દૂર છે ત્યાં દક્ષ પ્રજાપતિનું મંદિર, રાજઘાટ, નવુંશિવમંદિર, દાદુપંથીઓનું મંદિર વિગેરે જોવા લાયક છે.

જ્વાળાપુર પણ હરદ્વારથી બે અઢી માઇલ છે. રસ્તામાં ઋષીકુળ બ્રહ્મચર્યાશ્રમ, યોગાશ્રમ, અને ગુરૂકુળ કાંગડીનું નવું બંધાતું વિદ્યાલય જોવા લાયક છે. જ્વાળાપુરમાં હરદ્વારના પંડયાઓનાં ઘણાં ઘરો છે. પાસેજ આર્યસમાજીઓનું જ્વાળાપુર મહા વિદ્યાલય છે, જેમાં સો સવાસો વિદ્યાર્થીઓ ખોરાક અને શિક્ષણ મફત મેળવે છે. હરદ્વારથી દરેક સ્થાને જવા માટે મોટર એકા હરવખત મળે છે. હરદ્વારમાં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, પોલીસ ચોકી, સ્કુલ, ડાક બંગલો, પાણીના નળો, ઇલેકટ્રીક લાઇટ, કુવાઓ, બ્રાહ્મણોની વીસીઓ વિગેરે છે. યાત્રાળુઓ ધર્મશાળામાં અથવા પોતાના પંડયાને ત્યાં ઉતરી બે ત્રણ દિવસમાં તમામ જગ્યા આરામથી જોઈ આવી શકે છે. અહિં એક બે સેવા સમિતિની ઓફીસો પણ કાયમ રહે છે. હરદ્વારમાં કુંભનો

મેળો મોટામાં મોટો ભરાય છે; બાકી જેઠ સુદી ૧૦ ( ગંગાદશેરા ), સૂર્યગ્રહણ તથા અમાવાસ્યા વિગેરેના મેળા ઘણા થાય છે. સાધારણ રીતે તો અહિં હંમેશાંજ મેળો ભરાયેલ માલુમ પડે છે, અહિંથી ૧ માઇલ ઉપર **ભીમગોડા તીર્થ** આવે છે. રસ્તો સીધો છે. અહિં ભીમકુંડ અને ભીમેશ્વર મહાદેવનાં દર્શન છે. હરદ્વારની બજાર અહિં સુધી થોડી થોડી ચાલી આવી છે. અહિંથી ૩ માઇલ ઉપર **પરથની** આવે છે. રસ્તો સીધો છે. અહિં બાબા કાલી કમળીવાળાની ધર્મશાળા અને પાણીનો કુવો છે. અહિંથી ૩ માઇલ ઉપર **રાયવાળા** આવે છે. રસ્તો સીધો છે. રાયવાળા રેલ્વે સ્ટેશન છે; હરદ્વારથી રેલ્વે રસ્તે આવતાં પણ સાત માઇલ થાય છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, પાણીની પરબ, અને એક બે દુકાનો છે. પેંડા અહિંના સારા થાય છે. અહિંથી ૧૧ માઇલ ઉપર **સત્યનારાયણ** આવે છે. રસ્તામાં અડધા માઇલ ઉપર સોંગ ( ઘોડાપછાડ ) નદીનો પુલપાર કરવો પડે છે. અહિં સત્યનારાયણ ભગવાનનું મંદિર છે. બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, શેકેલ ચણાનું સદાવ્રત, ઔષધાલય, અને પાણીની પરબ છે. યાત્રાના સમયમાં બા૦ કા૦ ક૦ વાળાની સંસ્થા તરફથી સદાવ્રતની ચીઠીઓ અહિં મળે છે. ચટીમાં બે દુકાનો છે. મંદિર પાસે એક ઘઉં દળવાની ઘંટી પાણીના જોરથી ચાલે છે, તે જોવા લાયક છે. અહિંથી ૨ાા માઇલ ઉપર **બીબીવાળા** આવે છે. રસ્તો સીધો છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા તથા પાણીનો કુવો છે. અહિંથી ૧ માઇલ ઉપર **દુધાપાણી** આવે છે. રસ્તો સીધો છે. અહિં દુધનાથ મહાદેવનું મંદિર અને બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા તથા પાણીનો કુવો છે. અહિંથી ૩ માઇલ ઉપર **ઋષીકે-શતીર્થ** આવે છે. રસ્તો સીધો છે. ઋષીકેશ પવિત્રધામ અને સાધુ મહાત્માઓને તપ કરવાનું સ્થળ છે. હંમેશાં અહિં પાંચસોથી હજાર સાધુ મહાત્માઓ રહે છે, જેમની કુટિઓ ગામથી બહાર ઝાડીઓમાં છે. બે વરસથી અહિં રેલ્વે આવ્યા બાદ; આબાદિ સાથે કાંઇક અશા-ન્તિ વધતી જાય છે. સ્ટેશન ગામથી પોણો માઇલ દૂર છે. બાબા-કાલીકમળીવાળાનું અહિં હેડક્વાર્ટર છે. તેમના તરફથી સવારે

એક વખત સાધુ સંતોને તૈયાર ભોજન અને બીજાં ગરીબોને લોટ દાળનું સદાવ્રત અપાય છે. સિવાય એક આયુર્વેદ વિદ્યાલય, અનાથાલય, તથા સંસ્કૃત વિદ્યાલય પણ તેમના તરફથી ચાલે છે; જેમાં ખોરાક અને શિક્ષણ મફત અપાય છે. એક દેશી દવાખાનું પણ છે. તેમાં ગરીબોને દવા અને રહેવાનું મફત મળે છે. એક લાયબ્રેરી છે, તેમાં કેટલાંક પુસ્તકો અને પેપરો આવે છે. જેનો ઉપયોગ પબ્લી-કનો ગમે તે માણસ કરી શકે છે. એક ધર્મશાળા છે તેમાં યાત્રીને ઠામ, વાસણ, પાણી, બત્તી, વિગેરે મફત મળે છે. ઋષીકેશમાં બીજા પણ બે ત્રણ અન્ન ક્ષેત્રો છે, તેમાં પંજાબ સીંધ ક્ષેત્ર મોટું છે. તેમના તરફથી સાધુ મહાત્માઓને સવારનું તૈયાર ભોજન મળે છે. તેમજ એક ધર્મશાળા અને હોસ્પીટાલ છે. યાત્રીઓને ઉતરવાને માટે ખુર-જાવાળાની ધર્મશાળા વધારે સગવડવાળી છે. તે સિવાય જયપુર, દિલ્હી, સહરાનપુર, નજીવાબાદ, વિગેરેના શેઠ તરફથી બીજી પણ કેટલીક ધર્મશાળાઓ છે. એક ગુજરાતી બાઈ નાનીબાઇની ધર્મ-શાળા પણ છે. ઘણા યાત્રાળુઓ પોતાનું સ્વાસ્થ સુધારવાને એકાદ બે માસ માટે અહિં આવી ધર્મશાળાઓમાં રહે છે. ઋષીકેશમાં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, સ્કુલો, પુસ્તકાલય, લાયબ્રેરી, પોલીસચોકી અને ડાકબંગલો વિગેરે છે; ગંગાજી પાસેજ છે. પાણી કુવા, ઝરણા અને ગંગાજીનું પીવાય છે. અહિં સ્નાન, દર્શન અને જોવા લાયક સ્થળોમાં ત્રિવેણીઘાટ, રામચંદ્રજીનું મંદિર, ભરતજીનું મંદિર, ધન્વંતરી ભુવન અને માયાકુંડ છે. શત્રુઘ્નજીનું મંદિર, લક્ષ્મણજીનું મંદિર, કૈલાસ આશ્રમ, સ્વર્ગાશ્રમ અને લક્ષ્મણઝુલા પણ અહિંની અંદર ગણાય છે, પરંતુ તેનું વર્ણન નીચે આવશે. ઋષીકેશથી દક્ષિણમાં અઢી માઇલ ઉપર વિરભદ્રેશ્વર મહાદેવનું મંદિર છે, જ્યાં દક્ષપ્રજાપતિના યજ્ઞનો ભંગ કરીને વિરભદ્રે આરામ લીધાનું કહેવાય છે. ઋષીકેશમાં વધારે દિવસો રહેનારે નિલકંઠ મહાદેવ, ભોગપુર, બ્રહ્મપુરી, નરેન્દ્રનગર, અને ગરૂડચટી ખાસ કરીને જોવા ચુકવું નહિ; જોકે ઋષીકેશથી આ દરેક સ્થળ આઠ–દસ માઇલ દૂર છે, પરંતુ તેની સુંદરતા ઘણીજ સરસ છે; એટલે એકાદ, બે દિવસ ત્યાં રહેવાની સગવડ કરીને જવાથી

આનંદ આવે છે. ઋષીકેશમાં પ્રયાગસેવાસમિતિની ઓફીસ અને દવાખાનું છે. ઇન્દોરસ્ટેટના સદાવ્રતો જે યાત્રા લાઇનમાં છે, તેની ચીઠીઓ અહિંથી મળે છે. અહિંથી ૧॥ માઇલ ઉપર **મુનીકીરેતી** આવે છે. રસ્તો સીધો છે. અહિં કૈલાસ આશ્રમ, ટિહરી રાજ્યની શિલ્પશાળા, વનસ્પતિ કાર્યાલય, અને રામાશ્રમ લાયબ્રેરી જોવા લાયક છે. નરેન્દ્રનગર જવાનો રસ્તો, મોટરનો શિલ્પશાળા પાસેથી અને પગ કેડીનો કૈલાસ આશ્રમ પાસેથી જાય છે. રામાશ્રમની સામે ગંગાજીપાર......**સ્વર્ગાશ્રમ** છે. ગંગાજી પાર કરવા માટે બા૦ કા૦ કં૦ વાળાની નૌકા (હોડી) હરવખત હાજર રહે છે, તેમાં બેસી સામે પાર જવાય છે, ભાડું કાંઇ આપવું પડતું નથી. સામે પાર ગંગાજીને કિનારે એક શિવમંદિર છે. ત્યાંથી એક ફર્લાંગ (માઇલનો આઠમો ભાગ) ચાલતાં બાબા કાલીકમળીવાળાનું ક્ષેત્ર આવે છે. ઋષીકેશવાળી અને અહિં (સ્વર્ગાશ્રમ) ની જગ્યાનું નામ એક છે, પણ વહીવટ જુદો છે, અહિં પણ સાધુ મહાત્મા અને ગરીબોને કાચું પાકું જેવું માગે તેવું અન્ન મળે છે. આ જગ્યાની ઉત્તરમાં લગભગ એકસો કુટિઓ પાકી ઇંટચુનાથી ચણીને બનાવેલી છે, તેમાં એક એક સાધુ રહી ઇશ્વર ભજન કરે છે; આ જગ્યાનેજ સ્વર્ગાશ્રમ કહેવામાં આવે છે, અને તે ખરેખર તેના નામ પ્રમાણેજ ગુણવાળી છે; કારણ કે ગંગાજીનો કિનારો, એકાંતસ્થળ અને ખુલ્લી હવા હોઇ અહિં સ્વર્ગના જેવોજ આનંદ આવે છે. ઘણા માણસો રામાશ્રમથી ગંગાપાર થઇ સ્વર્ગાશ્રમ આવીને લક્ષ્મણઝુલા જાય છે, જ્યારે કેટલાક રામાશ્રમથી પગરસ્તે ચાલી લક્ષ્મણઝુલા જાય છે. રામાશ્રમથી ઉત્તરમાં થોડે દૂર ટિહરી રાજ્ય તરફથી ચાલતું બ્રહ્મચર્યાશ્રમ અને તેની નીચે ગંગાજીને કિનારે દર્શન વિદ્યાલય છે. શત્રુઘ્નજીનું મંદિર રામાશ્રમથી દક્ષિણમાં થોડે દૂર રસ્તા ઉપરજ છે; તે પણ જોવા લાયક છે. મુનીકીરેતીમાં કુલીએજન્સીની ઓફીસ છે. તેમાં કુલીઓની નોંધ રહેછે, અને યાત્રીઓને કુલી તથા વાહનો તે પુરા પાડે છે. જેના બદલામાં કુલી પાસેથી તે કમીશન લ્યે છે. એકા તથા મોટરો અહિં સુધી આવે છે......મુનીકીરેતીથી ૧॥ માઇલ ઉપર

**લક્ષ્મણઝુલા** આવે છે. રસ્તો ૦ાા માઇલ ચઢાવ, ૦ાા માઇલ ઉતરાઇ, અને ૦ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તામા અડધા માઇલ ઉપર શેષધારા અને લક્ષ્મણજીની તપોભૂમિ આવે છે. અહિંના ચોખા હિંદુસ્તાનના કોઇપણ ભાગ કરતાં સારા થાય છે. અમૃતસરની અને દેહેરાદુનની બાંસમતિ, દિલ્લીના લાંબાચોખા, અને ગુજરાતના કમોદના ભાત, આના પાસે કાંઈ હિસાબસાં ન ગણાય. અહિં બે દુકાનો તથા નાનાં ગામો છે. આગળ ચાલતાં લક્ષ્મણજીનું વિશાળ મંદિર આવે છે. કહેવાય છે કે' ઈન્દ્રજીતને મારી બ્રહ્મહત્યાથી મુક્ત થવા લક્ષ્મણજીએ એક હજાર વરસ સુધી અહિં તપ કરેલ હતું. પાસેજ ગરૂડજીનું નાનું મંદિર છે. તેથી આગળ ચાલતાં ગંગાજીને કિનારે લક્ષ્મિનારાયણનું મંદિર આવે છે. ત્યાં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, સદાવ્રત અને પાણીની પરબ છે. બે દુકાનો પણ અહિં છે. અગાઉ અહિં ગંગાજી ઉપર ઝુલતો પુલ બાંધેલ હતો. તેથી આ સ્થાનનું નામ લક્ષ્મણ ઝુલા પડેલ છે. આ પુલ ઈ. સ. ૧૯૨૪ ના સપ્ટેમ્બર માસમાં ગંગાજીનું પૂર આવતાં તણાઇ ગયેલ છે; જોકે હાલ નવો પુલ તૈયાર થાય છે, અને ૧૯૩૦ પહેલાં કદાચ તે તૈયાર પણ થઈ જાય તેવો સંભવ છે, પણ પુલ નથી ત્યાંસુધી ગંગાજી પાર કરવાને માટે બા૦કા૦ક૦ વાળાની અને સરકારી હોડી સવારના પાંચથી રાતના સાત વાગ્યા સુધી અહિં રહે છે, તે વગર ભાડે માણસોને ગંગાજીપાર કરે છે. લક્ષ્મણ ઝુલાની સામે ફલાહારી બાવાનું એક સંસ્કૃત વિદ્યાલય ઋષીકુળ બ્રહ્મચર્યાશ્રમ નામનું ચાલે છે, તેમાં પણ શિક્ષણ અને ભોજન મફત મળે છે. સ્વર્ગાશ્રમથી લક્ષ્મણ ઝુલા આવનાર માણસો આ જગ્યાએ મળી જાય છે. અહિંથી બદ્રીકેદારનાથ જવા માટે ગંગાજીને ડાબે કિનારે ચાલવું પડે છે. લક્ષ્મણ ઝુલાથી ૨ માઇલ ઉપર **ગરૂડ ચટી*** આવે છે. રસ્તો સીધો છે. અહિં બા૦કા૦ક૦ વાળાની ધર્મશાળા (સ્વર્ગાશ્રમ વહીવટની) ગરૂડજીનું મંદિર અને પાણીનો હોજ છે. અહિંથી એક માઇલ પર્વત ઉપર ઝરણાનો દેખાવ ઘણોજ સુંદર છે, તે જોવા કેટલાંક માણસો

---

*** યાત્રાળુઓ ઉતરી શકે તેવી જગ્યાને ચટી કહેવામાં આવે છે.**

ત્યાં જાય છે. ચટીમાં કેળ, ગુલાબ, ચંપો, મોગરો, જુઈ, કણેર, લીંબુ, દાડમ, આલુબદામ, આડુ, આંબા વિગેરેના વૃક્ષોનો રળીયામણો બગીચો છે. ઝરણાનાં પાણીને લઇને બારેમાસ અહિં હરીયાળી છવાઇ રહે છે; ગંગાજી પણ થોડેજ દૂર છે. બદ્રીનારાયણની યાત્રામાં આ ચટી પહેલા નંબરની રમણીય છે. ઋષીકેશ આવતા યાત્રાળુ લક્ષ્મણ ઝુલા સુધી આવે છે, પણ કદાચ બે માઈલ વધારે ચાલીને અહિં સુધી આવે તો જરૂર તે આનંદ મેળવ્યા સિવાય ન રહે. અહિં એક દુકાન પણ છે, પરંતુ સામાન મોંઘો મળે છે. અહિંથી ૧॥ માઈલ ઉપર **ફુલવાડી ચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં સ્વામી સચ્ચિદાનંદજીની ધર્મશાળા, સદાવ્રત અને પાણીની પરબ તથા ત્રણ ચાર દુકાનો છે. ચટીથી થોડે દૂર ગંગાજી અને હિઉલનદીનો સંગમ છે. પાસેજ એક પિંપળાનું મોટું વૃક્ષ છે એટલે પિંપળચટી ના નામથી પણ કેટલાક આ ચટીને ઓળખે છે. અહિંથી ૨॥ માઇલ **ગુલર ચટી** આવે છે. રસ્તો સીધો છે. પહેલાં અહિં ગુલરનાં વૃક્ષો વધારે હતાં તેથી ચટીનું નામ ગુલર ચટી પડેલ છે. હાલમાં ફક્ત પિંપળાનાં બે વૃક્ષો છે. બે દુકાનો અને પાણીનો નળ છે. ચટીની પાસે એક નાળાંનો દેખાવ સારો છે. અહિંથી ૨॥ માઈલ **નાઈ-મોહન ચટી** આવે છે. રસ્તો ૦। માઇલ ચઢાઈ, ૦। માઈલ ઉતરાઇ, અને ૨। માઇલ સીધો છે. અહિં સ્વામી સચ્ચિદાનંદજીની ધર્મશાળા છે. પાંચ છ દુકાનો, પાણીનો નળ અને બે ત્રણ લકુચ તથા ગુલરનાં મોટાં વૃક્ષો છે. હિઉલનદી પાસે વહે છે, એટલે ન્હાવા ધોવાની સગવડ સારી છે......**અહિંથી ચઢાઈ શરૂ થાય** છે. નાઇમોહન ચટીથી ૧॥ માઇલ ઉપર **નાનીવિંજની** આવે છે. રસ્તો કડણ ચઢાઇનો છે. અહિં દુકાનો બે ત્રણ, પાણીનોનળ અને આંબાના વૃક્ષોની છાયા છે. પાસેજ એક ઝરણાનો દેખાવ મનોહર છે. અહિંથી ૧। માઇલ ઉપર **મોટીવિંજની** આવે છે. રસ્તો કડણ ચઢાઇનો છે. વચમાં ચિરપટિઆ ભૈરવની જગ્યા આવે છે. ત્યાં યાત્રાળુઓ ફાટેલ વસ્ત્રનો એક લીરો-ચિંદરડું ચડાવે છે. અહંથી ચારે તરફના પહાડનું દ્રશ્ય બાંધેલા તળાવના આરા જેવું દેખાય છે. કારણ કે પહાડમાં ખેતી

એવા પ્રકારે થાય છે કે, પર્વત ઉપરની પોચી જમીનને ખેડી તેની લાંબી લાંબી કયારીઓ બનાવવામાં આવે છે, એટલે જેમ પર્વત નીચે પહોળાને ઉપર સાંકડો; તેમ કયારીઓ નીચે પહોળીને ઉપર સાંકડી થતી ચાલી જાય છે. જ્યારે આ કયારીઓ ધાનના લીલા છોડોથી ભરેલી હોય છે, ત્યારે તેનું દ્રશ્ય અદ્વિતિય બને છે; પણ જ્યારે તેમાં કાંઇ વાવેલું નથી હોતું, ત્યારે પણ તે પહાડની શોભામાં વધારો તો જરૂર કરે છે. ચિરપટીઆ ભૈરવ પાસેથી આ દ્રશ્ય રળીયામણું દેખાય છે; એટલુંજ નહિં પણ સાંજને વખતે અહિં ઠંડી હવાની લહેરો એવી સરસ આવે છે, કે મગજ તર થઇ જાય. અહિંથી ડાક બંગલો એક ફર્લાંગ અને ચટી બે ફર્લાંગ દૂર છે. ચટીમાં પાંચ છ દુકાનો, પાણીનો નળ, અને આંબાના વૃક્ષોની છાયા છે. સામાન સસ્તો છે. ચટીનાં હવા પાણી સારાં છે. અહિંથી ૩ માઇલ ઉપર **કુંડ ચટી** આવે છે. રસ્તો ૦ાા માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઈ, અને ૧ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં એક માઇલ ઉપર બા૦કા૦ક૦ વાળાની પાણીની પરબ આવે છે, ત્યાંથી એક તરફ ગંગાજી અને બીજી તરફ હિઉલ નદીનું દ્રશ્ય સુંદર દેખાય છે. કુંડ ચટીમાં ત્રણ ચાર દુકાનો અને બા૦ કા૦ ક૦ વાળાની પરબ છે. અહિં એક ફર્લાંગ નીચે ઝરણાનું પાણી મળે છે તે બહુ ઠંડુ રહે છે. અહિંથી ૩ માઇલ ઉપર **બંદરભેલ** આવે છે. રસ્તો ૧ાા માઇલની સાધારણ, અને ૧ાા માઇલની કઠણ ઉતરાઇનો છે. રસ્તામાં એક પંડયાની અને બીજી બા૦ કા૦ ક૦ વાળાની પાણીની પરબ આવે છે. ચટી ગંગાજીને કિનારે છે. જતી વખત ઉતરાઈના, અને આવતી વખત ચઢાઈના નાકા તરીકે આ ચટી હોઈ આવતા જતા માણસો આરામ લેવા અહિં જરૂર રહે છે, એટલે પાંચ છ દુકાનો હોવા છતાં અહિંના દુકાનદારો બેપરવા અને સખ્ત રહે છે. તેમ સામાન પણ મોંઘો આપે છે. અહિં ઇંદોરસ્ટેટનું સદાવ્રત છે. (ઋષીકેશથી ચીઠી લાવનારને તે મળે છે.) અહિંથી ૦ાા માઇલ **પીંપળ ચટી** આવે છે. રસ્તો સીધો છે અહિં એક દુકાન, પીંપળાની છાયા અને ઝરણાનું પાણી છે. બે વરસ થયાં અહિં દ્વિજકુળ

બ્રહ્મચર્યાશ્રમ ખુલેલ છે, તેમાં પહાડનાં નાનાં બાળકો હિંદી અને સંસ્કૃત શિક્ષણ લ્યે છે. અહિંથી ૨॥ માઇલ ઉપર **મહાદેવ ચટી** આવે છે. રસ્તો ૦॥ માઇલ ચઢાઈ, ૦॥ માઇલ ઉતરાઈ, અને ૧। માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઈ સહેજ કઠણ છે. અહિં સાત આઠ દુકાનો છે. સામાન રસ્તો મળે છે. દુધ પણ ઉપર રહીને દોવરાવવાથી સારૂં મળે છે. પાણી નળનું તથા ગંગાજીનું કામ આવે છે. ચટીની ઉપરમાં મહાદેવજીનું મંદિર અને સ્વામી સચ્ચિદાનંદજીની ધર્મશાળા છે. ચટીની વચમાં થઇને એક નદી નીકળેલ છે, પણ યાત્રાના સમયમાં તેની અંદર પાણી રહેતું નથી. અહિંથી ૧। માઇલ ઉપર **રામપાટી ચટી** આવે છે. રસ્તો ૦॥ માઇલ સાધારણ ચઢાઇનો અને ૦॥ માઇલ સીધો છે. અહિં ત્રણ ચાર દુકાનો, પાણીનો નળ અને ડાક બંગલો છે. અહિંથી ૨॥ માઇલ ઉપર **સંભાળુચટી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઈ, ૦॥ માઇલ ઉતરાઈ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. અહિં કાચાં છાપરાંની સાત આઠ દુકાનો અને પાણીનો નળ છે. પાણી અહિંનું ફીકું છે, એટલે દાળ સારી ચઢતી નથી. અહિંથી ૧॥ માઇલ ઉપર **શ્રીખંડચટી** આવે છે રસ્તો ૧ માઇલ ચઢાઈ અને ૦॥ માઇલ ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઈ બન્ને સહેજ કઠણ છે, પણ તે બબે ફર્લાંગને ટુકડે આવે છે. અહિં કાચાં છાપરાંની ત્રણ ચાર દુકાનો, પાણીનો નળ અને આંબાની છાયા છે. પાણી ફીકું છે. ગંગાજી અહિંથી દેખાય છે, પણ તે અડધો માઇલ દૂર છે. ચટીથી ૧ ફર્લાંગ નીચે કેળનો બગીચો છે. શ્રી ખંડચટીથી ૧ માઇલ ઉપર **કાંડીચટી** આવે છે. રસ્તો ૦। માઇલ ચઢાઈ, ૦। માઇલ ઉતરાઈ, અને ૦॥ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. ચટી મોટી છે. અહિં પાકી પાંચ છ દુકાનો, ધર્મશાળા અને હોસ્પીટલ છે. સિવાય ગોપાળજીનું મંદિર પાણીનો નળ અને આંબાની છાયા છે. પાણી ફીકું છે, તેથી દાળ ચડતી નથી. યાત્રાળુ અને સાધુઓને જરૂર પડયે રાંધવા સારૂ વાસણો બા૦ કા૦ ક૦ વાળા તરફથી મળે છે. અહિંથી ૪। માઇલ ઉપર **વ્યાસઘાટ તીર્થ** આવે છે. રસ્તો ૦॥ માઇલ ચઢાઇ, ૧॥ માઇલ ઉતરાઇ, અને ૨

માઇલ સીધો છે, રસ્તામાં બબ્બે ફર્લાંગની ચઢાઈ ઉતરાઈ બે ત્રણ જગ્યાએ આવે છે. ત્યારપછી ૧ માઇલની કઠણ ઉતરાઈ પાર કરતાં નાયર (વ્યાસગંગા) નદીના પુલ પાસે પહોંચાય છે. વચમાં પાણીની બે પરબ આવે છે. અહિંથી એક રસ્તો કોટદ્વાર જાય છે. તે રસ્તે ખચ્ચર ઉપર અનાજ વિગેરે તમામ સામાન વ્યાસઘાટ અને દેવપ્રયાગ આવે છે. પુલથી વ્યાસઘાટ ચટી બે ફર્લાંગ દૂર છે. અહિં વ્યાસગંગા અને ભાગીરથીનો સંગમ છે. બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા અને સદાવ્રત છે. દસબાર દુકાનો હોઈ સામાન સસ્તો મળે છે. પોષ્ટ અને ડાકબંગલો પણ અહિં છે. વ્યાસજીનું મંદિર ચટીથી ઉત્તરમાં બે ફર્લાંગ દૂર છે. પાણી ગંગાજીનું પીવાય છે. અહિંથી ૩। માઇલ ઉપર **છાલુડીચટી** આવે છે. રસ્તો સીધો છે. વચમાં એક માઇલ ઉપર શ્રી રામચંદ્રજીનું મંદિર આવે છે. તેની પાસે બગીચો છે. રસ્તો બીલકુલ સાફ છે. અહિં એક દુકાન અને પાણીનો નળ છે. દેખરેખને અભાવે ચટી ગંદી રહે છે. અહિંથી ૨ માઇલ ઉપર **ઉમરાસુચટી** આવે છે. રસ્તો સીધો અને સારો છે. અહિં દુકાનો પાંચ ૭ પાકી અને બે ત્રણ કાચી છે. પાણીનો નળ અને આંબા તથા પીંપળાનાં પાંચ ૭ વૃક્ષોની છાયા છે. ગંગાજી થોડી નિચાણમાં વહે છે. અહિંથી ૨। માઇલ ઉપર **સોડચટી** આવે છે. રસ્તો ૦ાા માઇલ ચઢાઈ, ૦ાા માઇલ ઉતરાઈ, અને ૦ાા માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઈ સાધારણ છે, અને તે પણ એક એક, બબ્બે ફર્લાંગની છે. અહિં બે ત્રણ દુકાનો, હોસ્પીટલ અને આંબાનો બગીચો છે. પાણી ઝરણાનું મળે છે પણ તે થોડું. ગંગાજી બે ફર્લાંગ નિચાણમાં વહે છે, પરંતુ સ્નાન કરવા જવાનો રસ્તો છે. અહિંથી ૧ાા માઇલ ઉપર **દેવપ્રયાગ તીર્થ** આવે છે. રસ્તો ૦ાા માઇલ ચઢાઇ, ૦ાા માઇલ ઉતરાઇ અને ૦ાાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ એક એક બબ્બે ફર્લાંગની સહેજ કઠણ આવે છે. રસ્તે ચાલતાં ગંગાજીને સામે પાર પગથીઆં જેવાં બનાવેલ ખેતરો અને તેમાં થઈ ઝરણાનું ખળ ખળ કરતું ઉપરથી નીચે આવતું પાણી જોતાં આનંદ થાય છે. દેવપ્રયાગ તીર્થ અલકનંદાને બન્ને કિનારે વહેંચાયેલ

છે. ડાબી તરફના ભાગને વાહચટી અને જમણી તરફના ભાગને દેવપ્રયાગ કહે છે. આવજાવ કરવા માટે અલકનંદા ઉપર પાકો પુલ બાંધેલ છે. દેવપ્રયાગમાં પંડયાનાં સવાસો દોઢસો પાકાં મકાનો અને દસપંદર દુકાનો તથા રામચંદ્રજીનું પ્રાચિન મંદિર છે. અહિં ભાગીરથી અને અલકનંદાનો સંગમ થાય છે. સંગમ સ્થળે પાણી બહુ જોરથી ઉછળે છે. અને સ્નાન કરવાની મહાત્મ્યવાળી જગ્યા તે છે, એટલે યાત્રળુએ સ્નાન કરતી વખતે કાંઠે બાંધેલી લોઢાની સાંકળ પકડી સ્નાન કરવું સલાહ ભરેલું છે. અહિંથા ટિહરી જવાના બે રસ્તા ફાટે છે; એક ભાગીરથીને કિનારે કિનારે અને બીજો પહાડમાં થઇને. ઇંદોર સ્ટેટનું અહિં સદાવ્રત અને સેવા સમિતિની ઓફીસ છે. વાહચટીમાં પોષ્ટ, ટેલીગ્રાફ. કુલીએજન્સી, ડાકબંગલો, બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, સદાવ્રત અને ઔષધાલય તથા આઠ દસ દુકાનો છે. દેવપ્રયાગ અને બદ્રીનારાયણના પંડયા એકજ રહે છે. સમાનમાં કાપડ, સુકોમેવો, ઘી, ખાંડ, અનાજ તથા પરચુરણસામાન વિગેરે ચીજો સસ્તી મળે છે. પાણી ગંગાજીનું પીવાય છે. અહિંથી ૧॥ માઇલ ઉપર......**આનંદકુટિ** આવે છે. વાહચટીથી અલકનંદાને ડાબે કિનારે ચાલવું પડે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન, સત્યનારાયણનું મંદિર અને બગીચો છે. પાણી થોડે દૂરથી લાવવું પડે છે. અહિંથી એક માઇલ દૂર સડકની નીચે વિદ્યાકોટીચટીમાં ગોવિંદજીનું પ્રાચિન મંદિર છે. વીસવરસ પહેલાં તે ચટીમાં થઇને રસ્તો જતો હતો, પરંતુ નવી સડક તૈયાર થતાં તે ચટીમાં કોઇકજ યાત્રાળુ દર્શનાર્થે જાય છે. આનંદકુટિથી ૩ માઇલ ઉપર **કલાસુચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન છે. પાણી નળનું છે, પણ ફીકું છે. અહિંથી ૨॥ માઇલ ઉપર **રાણીબાગ** આવે છે. રસ્તો ૦॥ માઇલ ચઢાઈ, ૦॥ માઇલ ઉતરાઇ, અને ૧॥ માઇલ સીધો છે. રસ્તામાં બબે ફર્લાગની ચઢાઇ ઉતરાઇ બે વખત આવે છે અને તે પણ સાધારણ છે. અહિં ચાર પાંચ દુકાનો નળનું પાણી અને આંબા તથા જાંબુડાના વૃક્ષોની છાયા છે. ગંગાજી નજીકમાં વહે છે. અહિંથી ૩ માઇલ **રામપુરચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં છ સાત

પાકી દુકાનો અને પાણીનો નળ છે. સામાન ઠીક ભાવથી મળે છે. રસ્તામાં બા૦ કા૦ ક૦ વાળાની પાણીની પરબ આવે છે. અહિંથી ૫ માઇલ ઉપર **બીલ્વકેદારતીર્થ** આવે છે. રસ્તો ૦ાા માઇલ ચઢાઇ, ૦ાા માઇલ ઉતરાઇ, અને ૩ાા માઇલ સીધો છે. રસ્તામાં બબે ફર્લાંગની ચઢાઇ ઉતરાઇ ત્રણ વખત આવે છે. વચમાં એક બે પાણીની પરબો આવે છે, તેની પાસેજ ખેતીની કેટલીક સપાટ જમીન જોવામાં આવે છે. બિલ્વકેદારમાં બિલ્વેશ્વર મહાદેવનું મંદિર તથા પાંચ છ પાકી દુકાનો છે. પાસેજ ખાંડવ નદી અને અલકનંદાનો સંગમ છે. ભીલરૂપ મહાદેવજી સાથે અર્જુને અહિં યુદ્ધ કરેલ હતું એમ કહેવાય છે. અહિંથી ૨ાા માઇલ ઉપર **કમળેશ્વર તીર્થ** આવે છે. રસ્તો સીધો અને સારો છે. બિલ્વકેદારથી એક માઇલ આવતાં અલકનંદાને સામે કિનારે કિર્તિનગર (મર્હુમ ટિહરી નરેશનું વસાવેલ ગામ) જોવામાં આવે છે. બે માઇલ ઉપર નારદજીનું મંદિર આવે છે, કે જ્યાં નારદજીનું મોઢું ભગવાનની માયાથી વાંદરાનું બની ગયેલ કહેવાય છે. કમળેશ્વરમાં કંસમર્દની દેવી, અશ્વતીર્થ, ધનુષ્યતીર્થ, શંકરમઠ અને કમળેશ્વર મહાદેવનું મંદિર વિગેરે છે. આ સ્થાન રસ્તાથી અડધો માઇલ દૂર ઉત્તરમાં છે. અહિંથી ૧ માઇલ ઉપર **શ્રીનગર** આવે છે રસ્તો સીધો અને સારો છે. ગઢવાળ પ્રદેશમાં આગામ મોટામાં મોટું છે. તેની બજાર લગભગ અડધો માઇલ લાંબી છે. અહિં બે ત્રણ ધર્મશાળા, બે ત્રણ મંદિરો, પાણીના નળો, પોષ્ટ, ટેલીગ્રાફ, સ્કુલ, પોલીસચોકી, હોસ્પીટલ, ડાકબંગલો વિગેરે છે. તમામ ચીજો અહિં મળે છે. ભાવ પણ સસ્તો રહે છે. ઘણાક યાત્રાળુ હરદ્વાર કે ઋષીકેશથી ખાવાનો સામાન બાંધી લ્યે છે. તેઓ અહિંયાં આવ્યા પછી નકામો બોજ ઉપાડ્યા બદલ પસ્તાય છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા મોટી છે. સદાવ્રત, ઔષધાલય અને પાણીની પરબ પણ તેમના તરફથી ચાલુ છે. પૌડી, ગઢવાળ કમીશ્નર ને રહેવાનું સ્થાન અહિંથી આઠ માઇલ દૂર છે. વિંછીનું જોર શ્રીનગરમાં વધારે છે. ભાગ્યેજ કોઇ એવો દિવસ જતો હશે જ્યાં એક બ માણસોને પણ વિંછી ન કરડ્યો હોય. કુલી એજન્સી તથા સેવા-

સમિતિની ઓફીસ પણ અહિંઆં છે. અલકનંદા પાસે વહે છે. શ્રીનગરની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૭૪૩ ફીટની છે. અહિંથી ૪।।। માઇલ ઉપર **સુકતા ચટી** આવે છે. રસ્તો ૦।। માઇલ ચઢાઇ ૦।। માઇલ ઉતરાઇ અને ૩।।। માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ બએ ફર્લાંગની આવે છે, અને તે પણ સાધારણ છે. અહિં બે ત્રણ દુકાનો અને પાણીનો નળ છે. અહિંથી ૩ માઇલ ઉપર **ભટ્ટીસેરા** ચટી આવે છે. રસ્તો સીધો અને સારો છે. વચમાં એક પાણીની પરબ આવે છે અહિં સાત આઠ દુકાનો, પોસ્ટ, સ્કુલ, તથા બાબાકાલી કમલીવાલાની ધર્મશાળા અને સદાવ્રત છે. પાણી નાળાનું પીવામાં આવે છે. અહિંથી ૧।।। માઇલ ઉપર **છાંતીખાલ ચટ્ટી** આવે છે. રસ્તો ૧।। માઇલ ચઢાઇ, અને ૦। માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ કઠણ અને ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં બા૦ કા૦ ક૦ વાળાની પાણીની પરબ આવે છે. છાંતીખાલમાં બે દુકાનો, પાણીનો નળ અને ડાક બંગલો છે. અહિં ઉભા રહી પ્રાકૃત્તિક દ્રશ્યનું અવલોકન કરવાની મજા આવે છે. અહિંથી ૧।।। માઈલ્ ઉપર **બાખરા ચટી આવે** છે. રસ્તો ૧ માઈલની સાધારણ ઉતરાઇ અને ૦।।। માઇલ સીધો છે. અહિં પાંચ છ પાકી દુકાનો છે. સામાન ઠીક ભાવથી મળે છે. ભેંસનું દુધ સારૂં છે. બાખરા ચટીથી ૨।। માઇલ ઉપર **નરકોટા ચટી** આવે છે. રસ્તો ૦।।। માઈલ ચઢાઇ, ૦।।। માઈલ ઉતરાઇ, અને ૧ માઇલનો સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. અહિં પાંચ છ કાચાં છાપરાંની દુકાનો, પાણીનો નળ અને કાળીમાતાનું મંદિર છે. અંહિંથી ૩।। માઇલ ઉપર **ગુલાબરાય ચટી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૦।। માઇલ સીધો છે. ચઢાઇ કઠણ અને ઉતરાઇ હલકી છે. રસ્તામાં ચઢાઇ ચઢયા પછી પાણીની પરબ અને ગરૂડજીનું મંદીર આવે છે. અહિંથી કેદારનાથના બરફથી છવાયેલ પહાડો ઝાંખા ઝાંખા દેખાય છે. ગુલાબરાયચટીમાં કાચી પાકી ચાર પાંચ દુકાનો તથા કેળ અને જાંબુડાનો બગીચો છે. આંબાનાં વૃક્ષોની છાયા સુંદર છે, તેમ નળનું પાણી મીઠું અને ઠંડુ છે. ગંગાજી પાસેજ વહે છે. અહિંથી ૧।। માઇલ ઉપર **રૂદ્રપ્રયાગ તીર્થ** આવે છે. રસ્તો સીધો અને સારો છે. દેવ

પ્રયાગની જેમ અહિં પણ અલકનંદાને બન્ને કિનારે ગામ વહેંચાયેલ છે. ડાબા કિનારા ઉપરનાને પુનાડચટી અને જમણા કિનારા ઉપરનાને રૂદ્રપ્રયાગ કહે છે. અલકનંદા ઉપર પાકો પુલ બાંધેલ છે. તેથી આવ-જાવ થઇ શકે છે. પુનાડમાં પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, પોલીસ ચોકી, સંસ્કૃત પાઠશાળા અને દશબાર દુકાનો છે. રૂદ્રપ્રયાગમાં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, સદાવ્રત અને ઔષધાલય તથા પાણીની પરબ છે. પાંચ છ દુકાનો છે. સામાન ઠીક ભાવથી મળે છે. અહિં રૂદ્રેશ્વર મહાદેવનું મંદિર છે, તેની પાસે થોડી નિચાણમાં અલકનંદા અને મંદાકિનિનો સંગમ છે. સંગમસ્થાન ઉપર જવાને પત્થરના પાકાં પગથીઆંવાળો ઘાટ બાંધેલ છે. અહિં એક નારદ શિલા છે. કહેવાય છે કે નારદજીને સંગીત વિદ્યાનું જ્ઞાન અહિં થયેલ હતું. મંદાકિનિના જમણા કિનારે જે રસ્તો જાય છે, તે ટિહરી જાય છે, અને ડાબા કિનારેનો કેદારનાથ જાય છે. કેદારનાથ ન જતાં જેને સીધું બદ્રીનારાયણ જવું હોય તેને પુનાડ ચટીથી અલકનંદાને ડાબે કિનારે ચાલી કર્ણપ્રયાગ જવું પડે છે. રૂદ્રપ્રયાગમાં **ઘી** વધારે સસ્તું મળે છે. રૂદ્રપ્રયાગથી ૪।।। માઇલ ઉપર **છતોલી** આવે છે. રસ્તો ૦। માઈલ ચઢાઇ, ૦। માઇલ ઉતરાઇ, અને ૪। માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. મંદાકિનિને ડાબે કિનારે ચાલવું પડે છે. અહિ પાંચ છ દુકાનો અને પાણીનો નળ છે. અહિંથી ૦।।। માઇલ **તીલવાડા** આવે છે. રસ્તો સીધો અને સારો છે. અહિં એક દુકાન છે. ગંગાજી પાસે છે. તેના ઉપર દોરડાના બાંધેલ પુલ ઉપર થઈ સામેપાર જતાં તીલ-ભાંડેશ્વર મહાદેવનાં દર્શન થાય છે. પણ યાત્રાળુ કોઇકજ જાય છે. આજથી ત્રાસ વરસ પહેલાં આવા દોરડાના પુલો યાત્રા લાઇનમાં હતા, પરંતુ અત્યારે એક પણ પુલ તેવો પાર કરવો પડતો **નથી.** અહિંથી ૧ માઇલ ઉપર **મઠચટી** આવે છે. રસ્તો સીધો અને સારો છે. અહિં એક દુકાન છે ગંગાજી નજીકમાં છે. અહિંથી ૦।।। માઇલ **રામપુરચટી** આવે છે. રસ્તો સીધો અને સારો છે. અહિં ત્રણચાર દુકાનો છે, ચટી સાફ રહે છે. ગંગાજી નજીકમાંજ છે. અહિંથી ૩।।। માઈલ ઉપર **અગસ્તમુનિ તીર્થ** આવ છે. રસ્તો ૦। માઇલ

ચઢાઇ, ૦। માઇલ ઉતરાઇ, અને ૩। માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. **ચટીની પાસે એક માઇલનું સપાટ મેદાન છે.** અહિં પોષ્ટ, સરકારી ધર્મશાળા, દસબાર દુકાનો અને અગસ્તમુનિનું મંદિર છે. તેમજ બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, સદાવ્રત, પાણીનો નળ અને હનુમાનજીનું મંદીર છે. સામાન અહિં સસ્તો મળે છે. ગંગાજી પાસે વહે છે. અહિંથી એક રસ્તો ચમોલી જાય છે, તે રસ્તે માલની આવજાવ થાય છે. અગસ્તમુનિથી ૧।।। માઇલ ઉપર **બેડુબગડ ચટી** આવે છે. રસ્તો સીધો અને સારો છે. અહિં એક દુકાન છે. ગંગાજી (મંદાકિનિ) પાસે વહે છે. અહિંથી ૦।। માઇલ ઉપર **સૌડી ચટી** આવે છે. રસ્તો સીધો અને સારો છે. અહિં ત્રણ ચાર દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી આગળ ચાલતાં પોણા માઇલ ઉપર એક ઝરણાનો દેખાવ સુંદર છે, ત્યાંથી સવા માઇલ અથવા સાડીચટીથી ૨ માઇલ ઉપર **ચંદ્રાપુરી** આવે છે. રસ્તો ૦। માઇલ ચઢાઇ, ૦। માઇલ ઉતરાઇ, અને ૧।। માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં ચંદ્રભાગા અને મંદાકિનિનો સંગમ છે. ચટીમાં ૭ સાત પાકી દુકાનો, ભગવતી દેવી અને ચંદ્રશેખર મહાદેવનાં મંદિરો, પોષ્ટ તથા મુંબઈ ફેશનનો એક સુંદર બંગલો છે. યાત્રાએ નહિં આવેલ માણસને એવો ખ્યાલ ભાગ્યેજ આવીશકે કે, પહાડોની અંદર પણ આવાં સુંદર મકાનો હોય છે. અહિંથી ૨ માઇલ ઉપર **નારાયણ ચટી** આવે છે. રસ્તો સીધો છે. વચમાં બે દુકાનો ચમાર-મોચીની આવે છે. નારાયણ ચટીમાં એક દુકાન છે પાણી ઝરણાનુ અને ગંગાજીનુ કામ આવે છે. અહિંથી ૧। માઇલ ઉપર **ભીરીચટી** આવે છે રસ્તો સીધો છે. આ ચટી મંદાકિનિને બન્ને કિનારે વહેંચાઇ ગયેલ છે. વચમાં લોઢાનો પાકો પુલ છે. ડાબે કિનારે એક સરકારી ધર્મશાળા, ભીમસેનનું મંદિર, અને પાંચ ૭ દુકાનો છે. અહિંથી એક રસ્તો કર્ણપ્રયાગ તથા ઉખીમઠ જાય છે. જમણે કિનારે ત્રણ ચાર દુકાનો અને કુંડ ચટી જવાનો રસ્તો છે. ત્રિયુગી નારાયણના રસ્તામાં જયારે બરફ હોય છે ત્યારે કેટલાંક માણસો ગંગોત્રી, યમુનોત્રીથી અહિં થઇને કેદારનાથ જાય છે. ભીરીચટીથી ૩।।। માઇલ ઉપર **કુંડ ચટી** આવ છે.

રસ્તો ૦। માઈલ ચઢાઇ, ૦। માઇલ ઉતરાઇ, અને ૩। માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. ગંગાજીને જમણે કિનારે ચટી છે. તેમાં સાતઆઠ દુકાનો છે. **અહિંથી ઠંડી પડવી શરૂ થાય છે.** કુંડ ચટીથી ૨। માઇલ ઉપર **ગુપ્તકાશીતીર્થ** આવે છે. રસ્તો ૧ાા માઇલ ચઢાઇ અને ૦ાા માઇલ સીધો છે. ચઢાઇ પોણા માઇલની સાધારણ, અને એક માઇલની કઠણ છે. ગુપ્તકાશીમાં દસબાર દુકાનો છે. સામાન જરા મોંઘો છે. અહિં કાશીવિશ્વેશ્વરનાથનું, અને ગૌરી-શંકરનું એમ બે મંદિરો છે. મંદિરના ચોકમાં ગૌમુખ ધારાનું પાણી એક કુંડમાં પડી બહાર નિકળી જાય છે. કુંડ પાસેજ દવાખાનું છે. પોષ્ટ, ટેલીગ્રાફ, પોલીસ ચોકી, બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા અને સદાવ્રત છે. બીજી પણ બે ત્રણ ધર્મશાળાઓ છે. ગંગાજી લગભગ એક માઇલ નીચે વહે છે. સામેપાર ઉખીમઠ છે. પરંતુ રસ્તો ફરી ફરીને જાય છે. તેથી ત્રણ માઇલ થાય છે. અહિંથી કેદારનાથજીના બરફથી છવાયેલ પહાડો સાફ સાફ દેખાય છે. ગુપ્તકાશીથી ૦ાા માઇલ ઉપર **નાળાચટી** આવે છે રસ્તો સાધારણ ઉતરાઇનો છે. અહિં લલીતા દેવીનું મંદિર, અખોડનાં પાંચ છ વૃક્ષો અને સાત આઠ દુકાનો છે, કેદારનાથથી બદ્રીનારાયણ અથવા રૂદ્રપ્રયાગ જવા માટે પાછું અહિંજ આવવું પડે છે. પાણી નળનું કામ આવે છે. અહિંથી ૧ માઈલ ઉપર **નારાયણકોટી (ભેતચટી)** આવે છે રસ્તો સીધા જેવો છે. અહિં નાનાં મોટાં એકસો આઠ મંદિરો છે, તેમાં લક્ષ્મિનારાયણનું મંદિર મોટું છે. પાણી ઝરણાનું પાચનકર્તા છે. દુકાનો સાત આઠ છે. **કેદારનાથ જતા યાત્રીઓ વધારાનો સામાન પેક કરીને અહિં ચટીના ચોધરી (પટેલ) પાસે રાખી જાય છે.** સામાન સાચવણી એક દાગીના ઉપર ફકત અડધા આનાના હિસાબે આપવી પડે છે. ચટી સાફ છે. હવાપાણી સારાં છે. અહિંથી ૧ાા માઇલ ઉપર **બ્યોંગતલ્લાચટી** આવે છે. રસ્તો સહેજ કઠણ ઉતરાઇનો છે. ચટી પાસેજ એક નાળામાં પાણી છે. તેના જોરથી બે ત્રણ સંચા ચાલે છે. તેમાં લાકડાંનાં વાસણો (બરણી, વાટકા, પ્યાલા, ડબા, વેલણ, ચકલા, વિગેરે) બનાવવામાં આવે છે. દુકાનો પાંચ છ, અને

પાણી નાળાનું છે. અહિંથી ૦ાા માઇલ ઉપર **વ્યોંગમલ્લા** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇ વાળો છે. અહિં એક ધર્મસાળા મોતીભાઇ લક્ષ્મિદાસની છે. દુકાનો ચારપાંચ, પાણીનો નળ અને હનુમાનજીનું મંદિર છે. અહિંથી ૧ાા માઇલ ઉપર **મહીખંડાચટી** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો છે. વચમાં બે પાણીની પરબો શેઠીઆઓ તરફથી બંધાવેલી આવે છે. ચટીમાં મહીશમર્દની દેવીનું મંદિર, ત્રણચાર દુકાનો અને પાણીનો નળ છે. સિવાય **એક મોટો હિંચકો છે તે ઉપર બેસી યાત્રાળુઓ હિંચકે છે.** અહિંથી ૧ા માઇલ ઉપર **ફાટાચટી** આવે છે. રસ્તો ૦ાાા માઇલની સાધારણ ઉતરાઇ અને ૦ાા માઇલ સીધો છે. અહિં દસબાર દુકાનો, સરકારી ધર્મશાળા અને પાણીનો નળ છે. સામાન ઠીક ભાવથી મળે છે. અહિંથી ૩ા માઇલ **બદલપુરચટી** આવે છે. રસ્તો ૦ાાા માઇલ ચઢાઇ, ૦ાાા માઇલ ઉતરાઇ, અને ૧ાાા માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. અહિં ત્રણચાર દુકાનો તથા પાણીનો નળ છે. ચટી ગંદી રહે છે, અને ઝેરી **માંખીઓ કરડે** છે. અહિંથી ૧ાાા માઇલ ઉપર **રામપુરચટી** આવે છે. રસ્તો ૦ાાા માઇલ ચઢાઇ, ૦ાા માઇલ ઉતરાઇ અને ૦ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં છ સાત દુકાનો, પાણીનો નળ, તથા બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા અને સદાવ્રત છે. કેદારનાથ જતા યાત્રીઓને પાંચ દિવસને માટે કંબળ અથવા પટ્ટુ (ધુંસો) જરૂર હોય તો બા૦ કા૦ ક૦ વાળા તરફથી વગર ભાડે અહિંથી મળી શકે છે, જે વળતી વખત પાછું તેમને અહિંજ સોંપવું પડે છે. રામપુરચટીથી ગૌરીકુંડ જતાં દોઢ માઇલ ઉપર પાટીગાડ નદીના પુલપાસે બે ફર્લાંગ ઉપર ડાબાહાથ તરફનો રસ્તો ત્રિયુગી નારાયણ જાય છે, અને જમણાહાથ તરફનો રસ્તો સીધો સોમપ્રયાગ થઇને ગૌરીકુંડ જાય છે. રામપુરચટીથી ત્રિયુગી નારાયણ પાંચ માઇલ થાય છે, અને સોમપ્રયાગ બે માઇલ થાય છે, એટલે જ્યાંથી રસ્તો જુદો પડે છે ત્યાંથી, ત્રિયુગીનારાયણ સવાત્રણ માઇલ અને સોમપ્રયાગ પા માઇલ થાય છે, જે હિસાબે ત્રિયુગીનારાયણ થઈ પાછા સોમપ્રયાગ આવતાં સાડા છ માઇલ વધારે

થાય છે; કારણકે ત્રિયુગીનારાયણથી સોમપ્રયાગ આવવાનો રસ્તો સાડાત્રણ માઇલ ઉતરાઇનો છે, એટલે પાંચ અને સાડાત્રણ મળી સાડાઆઠ માઇલમાં રામપુરથી સોમપ્રયાગ સુધીના બે માઇલ બાદ જતાં સાડાછ માઇલનો ફેર પડે છે. ઉપરને રસ્તે **ત્રિયુગીનારાયણ** જતાં રસ્તામાં શાકમ્ભરી દેવીનું મંદિર આવે છે. ત્યાં એક દુકાન છે. ત્રિયુગીનારાયણ અહિંથી પોણાબે માઇલ રહે છે; રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે, જોકે આગળના વખત કરતાં અત્યારે ઘણો સારો છે; કારણકે એક શેઠ તરફથી સોળહજાર રૂા. ખરચાઇ થોડા વરસથયાં જ તે નવો તૈયાર થયેલ છે. ત્રિયુગીનારાયણમાં ત્રણયુગની ધૂણી ધખે છે. નારાયણ ભગવાનનું મંદિર અને બ્રહ્મા, વિષ્ણુ, સરસ્વતિ નામના ત્રણ કુંડ છે. દુકાનો દસબાર, બાબા કા૦ ક૦ વાળાની ધર્મશાળા અને સદાવ્રત, વસ્તીનાં કેટલાંક મકાનો, સ્કુલ વિગેરે છે. ગંગોત્રી, યમુનોત્રીનાં યાત્રળુ બરફ ગળી જતાં અહિં થઇને કેદારનાથ જાય છે. ત્રિયુગીનારાયણથી પાછા ફરતાં સોમપ્રયાગ આવવાનો એક રસ્તો શાકમ્ભરી દેવીના મંદિર પાસે થઇને જાય છે. તે સખ્ત ઉતરાઇનો છે. આ રસ્તો જુનો છે. અને તે એટલો ખરાબ છે, કે હરવખત લપટી પડવાનો ડર રહે છે. એટલા માટેજ તે રસ્તે પહેલાના વખતમાં થોડા માણસો ત્રિયુગીનારાયણ જતા. જોકે આ રસ્તે માણસો હવે ચઢતા નથી, પણ રસ્તાની સરખામણી કરવામાં આવે તો તેના જેવો રસ્તો યાત્રાલાઇનમાં કોઇ મળે તેમ નથી. રામપુરચટીથી ૨ માઇલ ઉપર **સોમપ્રયાગ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૦ાા માઇલ ઉતરાઇ, અને ૦ા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. સોમગંગા (વાસુકીગંગા) અને મંદાકિનિનો અહિં સંગમ છે. સોમગંગાનો પુલ પારકરી મંદાકિનિને જમણે કિનારે ચાલવું પડે છે. અહિં એક દુકાન તથા લાકડાના વાસણો બનાવવાનો સંચો છે. મંદાકિનિનો દસપંદર ફીટ ઉપરથી નીચે પડતો ધોધ અહિં જોવા લાયક છે. નાયગરાના ધોધનું વર્ણન જેણે વાંચેલ હશે તેને આ ધોધ જોવાથી તેવિષે ઉંડો ખ્યાલ પેદા થાય છે. સોમપ્રયાગથી ૩ માઇલ ઉપર **ગૌરીકુંડ** આવે છે. રસ્તો ૧ાા માઇલ ચઢાઇ, ૦ાા માઇલ

ઉતરાઇ અને ૦ાા માઇલ સીધો છે. ચઢાઇ કઠણ છે. ઉતરાઇ સાધારણ છે. અહિં દસપંદર દુકાનો, પાણીનો નળ, ગૌરીશંકરનું મંદિર, ગરમ અને ઠંડાપાણીના બે કુંડ, અને ઔષધાલય વિગેરે છે. ગંગાજી પાસેજ વહે છે. દુકાનો વધારે છે, છતાં સામાન ઘણોજ મોંઘો મળે છે. સોમપ્રયાગથી ગૌરીકુંડ આવતાં રસ્તામાં એક માઇલ ઉપર મુંડકટા ગણેશનું મંદિર આવે છે. તેમાં માથું કાપી નાખેલા ગણેશજીની મૂર્તિ છે. પાર્વતીજીએ પોતાના મેલમાંથી પેદાકરેલ ગણેશજીનું ચોકી કરતાં શંકર સાથે અહિં યુદ્ધ થયેલ અને તે વખતે શંકરે તેનું માથું કાપ્યાનું કહેવાય છે. અહિંથી ૨ માઇલ ઉપર **સ્વર્ગનીસની જંગલચટી** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો છે. રસ્તામાં દોઢ માઇલ ઉપર ચીરપટિઆ ભૈરવની જગ્યા આવે છે. કેદારનાથ જઇ આવનાર યાત્રાળુ નવું અથવા જુંનું ચીર (**ચીંદરડું**) અહિં ચઢાવે છે. ચટીમાં બે દુકાનો અને પાણી ઝરણાંનું છે. અહિંથી ૧ાાા માઇલ ઉપર **રામવાડા ચટી** આવે છે. રસ્તો ૦ાા માઇલ ચઢાઈ, ૦ાા માઇલ ઉતરાઈ, અને ૦ાાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. રસ્તામાં એક માઈલ ઉપર **ભીમશિલા** આવે છે. ત્યાં ભીમસેનની પ્રચંડ મૂર્તિ છે. અહિંથી રામવાડા જતાં પંદર વીસ ફીટ બરફ ઉપર ચાલવું પડે છે. રામવાડાની ત્રણ બાજુ બરફ જામેલ છે. મંદાકિનિ ગંગા પણ અહિં બરફના પોડા નીચેથી વહે છે. દુકાનો દસબાર છે. પણ સામાન મોંઘો મળે છે. દુધ, ચાહ, ખાંડ, લોટ, ચોખા, દાળ વગેરે ચીજો મળી શકે છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા તથા સદાવ્રત છે. પાણી ઝરણાનું પીવાય છે. અહિંથી ૩। માઇલ ઉપર **શ્રી કેદારનાથ** તીર્થ આવે છે. રસ્તો ૨। માઇલ ચઢાઇનો અને ૧ માઇલ સીધો છે. ચઢાઈ એક માઇલની સાધારણ અને સવા માઇલની કઠણ છે. ઉંચાઇને લઇને પાતળી હવાથી શ્વાસ લેવા છોડવામાં તકલીફ પડે છે. બનીશકે તેમ સવારે આ ચઢાઇ ચઢવાથી તેટલું કષ્ટ થતું નથી; બાકી તડકામાં, ચાલવાની ગરમાઇ અને ઉપરની ગરમાઇથી માણસ અકળાઇ જાય છે. રસ્તામાં સવાએ માઇલની ચઢાઇ ચઢયા પછી એક ગરૂડજીની મૂર્તિ આવે છે. ત્યાંથી કેદારનાથજીના મંદિરનાં

દર્શન થાય છે. અને રસ્તો પણ સીધા જેવો આવે છે. કેદારનાથમાં ઠંડી વધારે પડે છે, દિવસે પણ વગર ઓઢયે બહાર નિકળી શકાતું નથી, તેમ ઘરમાં પણ સગડી, લાકડાં અથવા કોયલા સળગાવીને રાખવી પડે છે. અહિં પંદર સોળ દુકાનો, પોષ્ટ ઓફીસ, કેટલીક ધર્મશાળાઓ અને પંડયાનાં ત્રીશ ચાળીશ મકાનો છે. બા• કા૦ ક૦ વાળાનું સદાવ્રત, ધર્મશાળા અને ઔષધાલય છે. ઇન્દોર સ્ટેટનું પણ અહિં સદાવ્રત છે. કેદારનાથજીનું મંદિર લગભગ ૪૫ ફીટ ઉંચું શિખર બંધ છે. શિખર ઉપર સોનાનો કળશ છે. મંદિરનો દરવાજો પૂર્વ દિશામાં છે. તેની સામે એક નંદિની પાષાણ મૂર્તિ છે. મંદિર સવારના આઠથી અગીઆર અને સાંજના પાંચથી સાત વાગ્યા સુધી ખુલ્લું રહે છે. અંદર કેદારનાથજીની મૂર્તિ ત્રિકોણાકાર શિલારૂપી છે. ઉંચાઇ અને લંબાઇ પહોળાઇ અનુક્રમે ૨॥ × ૩॥ × ૩ ફીટની છે. મૂર્તિને ઘી તથા દહીં આદિ ચોપડી યાત્રાળુઓ છાતી સાથે ભેટે છે. મૂર્તિ ઉપર સોનાનું છત્ર છે. આ સિવાય મંદિરમાં કટલીક મૂર્ત્તિઓ પાંડવો, નંદીગણ, પાર્વતીજી, લક્ષ્મીજી, વિગેરેની છે. આ મંદિરની પાસેજ એક સત્યનારાયણનું મંદિર છે. તેમાં સત્યનારાયણની મૂર્તિ અને ઉદોદક કુંડ છે. તેની પાસે એક નાનો કુંડ છે. તેમાં ઝરણનું પાણી આવે છે, તે કેદારનાથનાં સહુ માણસો પીએ છે. બીજાં પણ કેટલાંક નાનાં મંદિરો હંસકુંડ, રેતકુંડ, અને સૂર્યકુંડ વિગેરે છે. મંદાકિનિનું પાણી તાજો બરફ ગળીને આવતું હોઇ બહુ ઠંડુ રહે છે. તેથી કોઇકજ યાત્રાળુ અંદર પડીને સ્નાન કરે છે, નહીંતો કાંઠે બેસી બે ચાર લોટા માથે ઢોળી પતાવી લેછે. ઓઢવાને માટે કંબળો જેની પાસે ન હોય તેને ધર્મશાળા માંથી અથવા પંડયાઓ પાસેથી મળી જાય છે. ખાવાની ચીજો જે જોઇએ તે મળે છે. દુધ જરા મોઘું મળે છે, મીઠાઇ પુરી વિગેરે સાધારણ ભાવથી મળે છે. ઘણા યાત્રાળુઓ કેદારનાથમાં ભોજન ન કરતાંઉપવાસ કરે છે. કેટલાક એક દિવસ અહિં રહે છે. અને કેટલાક સવારે આવી દર્શનકરી સાંજે રામવાડા ચાલ્યા જાય છે. કેદારનાથનું દ્રશ્ય ઘણુંજ રમ્ય છે; એટલુંજ નહિં, પણ તમામ વૃતિઓ અહિં શાંન્ત થાય તેવું શાંન્તિમય છે. બરફને

લઇને મોટાં વૃક્ષો અહિં થતાં નથી. ચારે તરફ લગભગ એક માઇલના સપાટ મેદાનમાં યાત્રાને વખતે હરીયાળી નજરે પડે છે, અને શ્રાવણ માસમાં તેમાં કેટલાક ફુલના છોડ ઉગી નીકળે છે. કેદારનાથની ચારે તરફના પહાડો બરફથી છવાયેલ છે. ઉત્તરમાં ત્રણ માઇલ ઉપર મહાપંથ અથવા ભૈરવજપ નામનું સ્થાન છે. અગાઉના વખતમાં માણસો મોક્ષ પામવાની ઇચ્છાએ ત્યાં જઇને નીચે પડી આપઘાત કરતા પરંતુ હાલ તેમ કરવાની સખ્ત મનાઇ છે. કેદારનાથની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૧૭૫૨ ફીટની છે. અને તેની પાસે કેદારથંભ તરીકે ઓળખાતા કેદાર ચોકંબાની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૨૨૭૯૦ ફીટની છે. અહિંથી બદ્રીનાથ, પહાડ ઉપર થઇને જતાં ૯ માઇલ થાય છે. જ્યારે ફરી ફરીને જતાં ૧૦૦॥। માઇલ થાય છે. કહેવાય છે કે, અગાઉ બદ્રીનારાયણ અને કેદારનાથની પૂજા એકજ પૂજારી કરતો, જો કે અત્યારેતો તે બરફના પહાડો ઓળંગી જઇ શકાતું નથી છતાં થોડા વરસ પહેલાં એક અંગ્રેજ મુસાફર કેટલીક સહાયતાથી તે રસ્તે બદ્રીનારાયણથી કેદારનાથ આવેલ હતો, કેદારનાથથી ગંગોત્રી ૧૨૦॥, યમુનોત્રી (ભટવાડી થઇને) ૧૪૩, અને રૂદ્રપ્રયાગ ૪૮ માઇલ થાય છે. કુલ હરદ્વારથી કેદારનાથ ૧૪૪॥ માઇલ થાય છે. તેમાં રસ્તો ચઢાઇ ૨૮॥।, ઉતરાઇ ૨૨॥, અને સીધો ૯૩। માઇલ આવે છે.



# લીસ્ટ નં. ૨

## શ્રી કેદારનાથ થી બદ્રીનારાયણ ૧૦૦ાા માઈલ.

### ( ઉખીમઠ અને ચમોલી થઇને )

**કેદારનાથથી** ૨૩ માઇલઉપર **નાળાચટી** પાછું આવવું પડે છે. રસ્તો પાા માઇલ ચઢાઇ, ૧૧ માઇલ ઉતરાઇ, અને ૬ાા માઇલ સિધો છે, જેનું વર્ણન લીસ્ટ નંબર ૧ માં થઇ ચુકેલ છે. નાળા-ચટીથી ૨ાા માઇલ ઉપર **ઉખીમઠ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઈ, અને ૧ાા માઇલ ઉતરાઇનો છે. ઉતરાઇ ચઢાઈ બન્ને કઠણ છે. રસ્તામાં મંદાકિનિ ઉપરનો પુલ પાર કરવો પડે છે. ઠંડીના વખતમાં કેદારનાથનાં પટ બંધ રહે છે, ત્યારે કેદારનાથજીની પૂજા અહિં થાય છે. કેદારનાથના રાવળજી બારે માસ અહિં રહે છે. તેમના તરફથી સ્કુલ, અને સદાવ્રત ચાલે છે, એક ધર્મશાળા પણ છે. અહિં ઓંકારેશ્વર તથા માન્ધાતા અને ઉષા–અનિરૂદ્ધનાં મંદિરો છે. સર-કારી હોસ્પીટાલ, પોષ્ટ, અને પોલીસ ચોકી છે. દુકાનો આઠદસ છે તેથી સામાન સસ્તો મળે છે. બા૦ કા૦ ક૦ વાળાનું સદાવ્રત અહિં પણ છે. અહિંથી **મધ્યમેશ્વર** સોળ માઇલ થાય છે, રસ્તો પગકેડીનો સખ્ત ચઢાઈ, અને સગવડતા વિનાનો હોઇ, કોઇકજ યાત્રાળુ ત્યાં જાય છે. મધ્યમેશ્વર પંચકેદાર માંહેના દ્વિતિય કેદાર ગણાય છે. ત્યાં જઇ પાછા ઉખીમઠ આવવું પડે છે. ઉખીમઠથી ૧ાા માઇલ ઉપર **જુઆચટી** આવે છે. રસ્તો સાધારણ ચઢાઈવાળો છે. અહિં બે ત્રણ દુકાનો અને પાણીનો નળ છે, પાસેજ સત્યનારાયણનું મંદિર છે. અહિંથી ૧ાા માઈલ ઉપર **ગણેશચટી** આવે છે, રસ્તો ૧ માઇલની સાધારણ ઉતરાઇ, અને ૦ાા માઈલ સીધો છે. અહિં ત્રણ ચાર દુકાનો, અને પાણીનો નળ છે. અહિંથી ૧ાાા માઇલ ઉપર **ગ્વાલ્યા બગડ (દુર્ગાચટી)** આવે છે, રસ્તો કઠણ ઉતરાઇનો છે. અહિં ચારપાંચ દુકાનો, અને નાળાનું પાણી છે. સામાન મોંઘો મળે

છે. અહિંથી ૧ માઇલ ઉપર **દેડાચટી** આવે છે. રસ્તો કઠણ ચઢા-ઇનો છે. અહિં પાંચ છ દુકાનો, અને પાણીનો નળ છે. અહિંથી ૦।। માઇલ ઉપર **ગોકુળ ચટી** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇનો છે. અહિં બે ત્રણ દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧।।। માઇલ ઉપર **પોથીવાસા** છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. અહિં સાત આઠ દુકાનો, પાણીનો નળ. અને મોચી તથા ચમારની દુકાનો છે. અહિંથી ૧ માઇલ ઉપર **દોગલી ચટી** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. અહિં ત્રણ ચાર દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧। માઇલ ઉપર **બણીયાકુંડ** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇવાળો છે. **અહિં ઘી બહુ સારૂં અને સસ્તું મળે છે.** દુકાનો ચારપાંચ અને પાણી ઝરણાનું છે. અહિંથી ૧। માઇલ ઉપર **ચોપ-તાચટી** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇવાળો છે. અહિં પાણીનું સહેજ દુઃખ છે. એક ફર્લાંગ દૂર ઝરણાનું પાણી થોડું થોડું મળે છે. ચાર પાંચ દુકાનો છે, પણ સામાન મોંઘો મળે છે. સરકારી ધર્મ-શાળા પણ છે. અહિંથી ડાબા હાથ તરફની સડક તુંગનાથ જાય છે. ત્યાં જવા માટે ઘોડાં અને કુલીકંડી મળે છે. કંડીનું ભાડું રૂ..૧।। થી ૨), તુંગનાથ જઇ પાછા ભુલકણચટી સુધી મુકી જવાના લે છે. **તુંગનાથ** ચોપતાથી ત્રણ માઇલ થાય છે. રસ્તો કઠણ ચઢાઇવાળો છે. પણ આગળના જેવો નથી કારણ, કે પાંચ છ વરસ પહેલાંજ, તે સુધારેલ છે. તુંગનાથમાં **તુંગનાથ** મહાદેવનું મંદિર છે. જે પંચકેદાર માંહેના તૃતિય કેદાર ગણાય છે. મંદિરમાં તુંગનાથ મહાદેવની લિંગા કાર મૂર્તિ છે. બીજી પણ કેટલીક દેવ દેવીઓની મૂર્તિઓ છે. સાંજના સમયે અહિંથી મન્સુરી અને કેદારનાથના પહાડો દેખાય છે, તેમજ ચંદ્રશેખર મહાદેવના મંદિરવાળો પર્વત પણ દેખાય છે. જે અહિંથી એક માઇલ દૂર છે. પાણી આકાશ ગંગાનું પીવાય છે. અહિં બે ત્રણ દુકાનો અને બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા છે. તુંગનાથનું દ્રશ્ય મનોરંજક છે. તુંગનાથથી પાછા ફરતાં જેને બદ્રીનારાયણ જવું હોય તે ત્રણ માઇલ ઉતરાઇના રસ્તે ભૂલકણચટી આવે છે. આ રસ્તો પહેલાં એટલો ખરાબ હતો કે, કોઇકજ યાત્રી આ

રસ્તે આવતું જતું, પણ ત્રણ વરસ થયાં એક શેઠ તરફથી, બાવીસ-હજાર રૂ. ને ખરચે તે સારો થયા પછી, ઘણા યાત્રી તે રસ્તે આવે જાય છે. ચોપતાથી ૧ માઇલ ઉપર **ભુલકણચટી** આવે છે. રસ્તો સીધો છે. ચોપતાચટીથી જમણા હાથ તરફની સડક અહિં આવે છે. તુંગનાથ જતા યાત્રીઓ પોતાનો સામાન કુલીઓ સાથે આ રસ્તે રવાના કરી પોતે તુંગનાથ જઈ ભૂલકણચટી આવે છે. જો વાહનવાળા સાથે અગાઉથી બંદોબસ્ત કર્યો હોય, તો તે તુંગનાથ સાથે આવે છે. ચોપતાથી તુંગનાથ જતાં બે કલાક, અને તુંગનાથથી ભૂલકચણચટી આવતાં અડધોકલાક લાગે છે. ભૂલકણ ચટીમાં પાંચ છ દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૦ાા માઇલ ઉપર **ભીમગોડાચટી** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. અહિં પાંચ છ દુકાનો અને પાણીનો નળ છે. અહિંથી એક ફર્લાંગ ઉપર પહાડમાં એક ગુફા છે. ભીમસેને ત્યાં તપ કર્યાનું કહેવાય છે. ચટીના પાસે એક નાળું છે. ન્હાવા ધોવાની સગવડ સારી છે. અહિંથી ૨ા માઇલ ઉપર **પાંગરવાસા** આવે છે. સસ્તો સહેજ કઠણ ઉતરાઇનો છે. અહિં પાંચ છ દુકાનો અને ઝરણાનું પાણી છે. **ઝેરી માખીઓ અને મચ્છરનું જોર અહિં વધારે** છે. સામાન પણ મોંઘો મળે છે. અહિંથી ૩ા માઇલ ઉપર **મંડળચટી** આવે છે. રસ્તો કઠણ ઉતરાઇનો **ઘનઘોર જંગલમાં થઇને જાય** છે. સૂર્યનાં કિરણો કોઇ કોઈ જગ્યાએજ પ્રવેશ કરી શકે છે. રસ્તામાં ઝેરી માખીઓ કરડે છે, એટલે પગ ખુલ્લા ન રાખવા જોઇએ. મંડળચટીમાં પાંચ છ દુકાનો અને ઝરણાનું પાણી છે. કેરી અને લીંબુનું અથાણું અહિં મળે છે. ચટીની પાસેજ બાણગંગા નદી વહે છે. મંડળચટીથી **રૂદ્રનાથ** ચઉદ માઇલ થાય છે. બાણગંગાનો પુલ પાર કરી ઉત્તરમાં રસ્તો જાય છે. બે માઇલ ઉપર અનસુયાદેવીનું મંદિર આવે છે. ત્યાં પુત્રની ઇચ્છાવાળી સ્ત્રીઓ ઘણી જાય છે. અને સાંભળવા પ્રમાણે ઇચ્છીત ફળ મેળવી પાછી ફરે છે. કાર્તિક સુદી ૧૫ નો ત્યાં મોટો મેળો ભરાય છે. રૂદ્રનાથનું મંદિર અહિંથી બાર માઇલ ઉપર છે. રસ્તો સખ્ત ચઢા-ઇનો તેમજ જંગલમાં થઇને જાય છે. રૂદ્રનાથની ઉંચાઇ સમુદ્રની

સપાટીથી લગભગ ૧૪,૦૦૦ ફીટની છે. એટલે ચારે તરફ બરફ અને ઠંડીનું જોર વધારે રહે છે. અહિંથી કલ્પેશ્વર, ઘાટચટી (પીપલ કોટી પાસે) અને ગોપેશ્વર જવાના રસ્તા છે. રસ્તાની કઠીનતાને લઇને કોઇક સાધુ મહાત્માજ રૂદ્રનાથ જાય છે. રૂદ્રનાથ પંચકેદાર માંહેના ચતુર્થ-કેદાર ગણાય છે. મંડળ ચટીથી ૧। માઇલ ઉપર **વૈરાગણા ચટી** આવે છે. રસ્તો સીધો છે. મંડળ ચટીથી બાણુ ગંગાનો પુલપાર કરી આગળ ચાલતાં ડાબા હાથ તરફના રસ્તે આ ચટી આવે છે, અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ માઇલ ઉપર **બોલ્ટી ચટી** આવે છે. રસ્તો સહેજ ચઢાઇ વાળો છે. અહિં ચાર પાંચ દુકાનો અને ઝરણાનું પાણી છે, અહિંથી ૨। માઇલ ઉપર **સેટાણાચટી** આવે છે. રસ્તો ૧॥ માઈલની સાધારણ ઉતરાઈ વાળો અને ०॥ માઇલ સીધો છે. અહિં ચાર પાંચ દુકાનો, અને ભીરી-ગંગાનું પાણી મળે છે. સામાન સારો મળતો નથી, પણ ન્હાવા ધોવાની સગવડ સારી છે. અહિંથી ૧॥। માઇલ ઉપર **ગોપેશ્વરતીર્થ** આવે છે. રસ્તો ०॥ માઇલ ચઢાઈ, ०। માઇલ ઉતરાઈ અને ૧ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. અહિં ગોપેશ્વર મહાદેવનું મંદિર અને પરશુરામની ફરસી, તથા એક મોટું ત્રિશુળ છે, ફરસી જુના વખતની છે, અને તે અષ્ટધાતુની છે એમ કહેવાય છે. વૈત-રણી નદી અહિંથી અડધો માઇલ દુર છે. પીવાનું પાણી એક ફર્લાંગ દૂરથી ઝરણાનું લાવવામાં આવે છે. ગોપેશ્વર પચાસ સાઠ મકાનોનું ગામ છે. દુકાનો છ સાત છે. ધર્મશાળા તથા સદાવ્રત અહિંના રાવળશ્રી તરફથી છે. રૂદ્રનાથ અહિંથી બાર માઇલ થાય છે, અને તે જગ્યાનો વહીવટ અહિંના રાવળશ્રી કરે છે. અહિંથી ૨॥। માઇલ ઉપર **ચમોલી** આવે છે. રસ્તો ૨। માઈલની સહેજ કઠણ ઉતરાઇનો અને ०॥ માઇલ સીધો છે. ચમોલી અલકનંદાને ડાબે કિનારે છે, જ્યારે ગોપેશ્વરથી આવતો રસ્તો અલકનંદાને જમણે કિનારે આવે છે. ગામમાં જવા માટે અલકનંદા ઉપરનો ઝુલતો પુલ પાર કરવો પડે છે. જેને બદ્રીનારાયણ સીધું જવું હોય તેને પુલ પાર કરી ચમોલીમાં જવાની જરૂર રહેતી નથી. ચમોલીમાં પોષ્ટ, ટેલીગ્રાફ, કચેરી,

ડાકબંગલો, બે ત્રણ ધર્મશાળા, પોલીસચોકી, હોસ્પીટાલ, તથા સાત આઠ દુકાનો છે. સામાન તમામ સસ્તો મળે છે. બા૦ કા૦ ક૦ વાળાની અહિં બે ધર્મશાળા અને સદાવ્રત છે. પાણી ગંગાજીનું પીવાય છે, પણ ડોળું આવે છે, એટલે કાંતો ઠારીને પીવું, નહિ તો અલકનંદાના પુલ પાર બદ્રીનારાયણ જવાને રસ્તે એક ફર્લાંગ ઉપર એક ઝરણું વહે છે, તેનું લાવીને પીવું. બદ્રીનારાયણ જનાર યાત્રીઓ પોતાની પાસેનો વધારેનો સામાન અહિં કોઈ સારા વેપારીને ત્યાં, અથવા ધર્મશાળાના જમાદાર પાસે રાખાને જાય છે, કારણ કે બદ્રી-નારાયણ જઇ પાછું અહિંજ આવવું પડે છે. જેને બદ્રીનારાયણથી પાછા ફરી માન સરોવર, અને કૈલાસ જવું હોય તેણે, વધારેનો સામાન અહિં ન છોડતાં જોશી મઠ છોડવો જોઇએ. ચમોલીથી જોશી મઠ ૨૮।।।, બદ્રીનારાયણ ૪૭।।।, હરદ્વાર ૧૩૫।, અને કર્ણ પ્રયાગ ૧૯।।। માઇલ થાય છે. હરદ્વારથી કર્ણ પ્રયાગ થઇને સીધા બદ્રીનાથ જતા યાત્રીઓ, કેદારનાથથી બદ્રીનાથ જતા યાત્રીઓને અહિં મળે છે. અહિંથી ૧।।। માઇલ ઉપર **મઠચટી** આવે છે. રસ્તો ૦।। માઇલ ચઢાઈ, અને ૧। માઇલ સીધો છે. ચઢાઇ સાધારણ છે. રસ્તો અલક-નંદાને જમણે કિનારે ચાલે છે. અહિં સાત આઠ દુકાનો, પાણીનો નળ, અને એક બગીચો છે. બદ્રીનારાયણની યાત્રામાં લીલું શાક અહિં મળે છે. બગીચામાં કેળ, આંબા, જાંબુડા, જામફળ, ગુલાબ, ચંપો, મોગરો, જુઇ, અને કણેરનાં કેટલાંક ઝાડો છે. ગરૂડચટીથી બીજે નંબરે રળીયામણી જગ્યા મઠ ચટીની છે. અહિંથી ૧।।। માઇલ ઉપર છીનકાચટી આવે છે, રસ્તો ૧ માઇલ ચઢાઇ, અને ૦।।। માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઈ બન્ને સહેજ કઠણ છે. અહિં પાંચ છ દુકાનો, અને ઝરણાંનું પાણી છે. અહિંથી ૦।। માઇલ ઉપર **બાન-લાચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં દુકાન એક છે. ગંગાજીનું પાણી એક ફર્લાંગ જેટલે દૂરથી લાવવું પડે છે. અહિંથી અડધો માઇલ આગળ ચાલતાં વિરહી નદી, અને અલકનંદાનો સંગમ છે, કે જેનાં પૂરથી ઇ. સ. ૧૮૯૪ ની સાલમાં ચમોલી ઉર્ફે લાલાસાંગા અને શ્રીનગર, આદિ મોટાં શહેરો બીલકુલ તણાઇ ગયાં હતાં, અને લાખો

રૂપીઆનું નુકશાન થઇ ગયું હતું. અત્યારનાં તે શહેરો નવાં વસેલ છે. ઓનલાચટીથી ૩ માઇલ ઉપર **શીયાચટી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ ફર્લાંગ બબ્બે ફર્લાંગને કટકે આવે છે. અહિં આઠ દસ દુકાનો અને ઝરણાંનું પાણી છે. અહિંથી ૦॥ માઇલ ઉપર **ધોબી ઘાટ ચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે ત્રણ દુકાનો, ઝરણાનું પાણી, અને કેટલાંક બીલીનાં ઝાડો છે. રૂદ્રનાથથી એક રસ્તો અહિં આવે છે. અહિંથી ૨। માઇલ ઉપર **પીપલકોટી** આવે છે. રસ્તો ૧॥ માઇલ ચઢાઇ, ૦॥ માઇલ ઉતરાઇ, અને ૦। માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં અલકાનંદા ઉપરનો પુલ પાર કરવો પડે છે. ચટી બહુજ સારી છે, પણ પાણી એક ફર્લાંગ દૂરથી લાવવું પડે છે. ગરમી અને ઠંડી અહિં સમાન પડે છે. પાસે અડધા માઇલનું સપાટ મેદાન છે. ચારે તરફ પહાડનું દ્રશ્ય પણ બહુ સુંદર છે. દુકાનો દસ બાર અને પાણીનો નળ છે. પોષ્ટ, ડાકબંગલો, સદાવ્રત ફંડની ધર્મશાળા, તથા બા૦ કા૦ ક૦ વાળાનું સદાવ્રત, અને મહાદેવજીનું મંદિર છે. ચટીમાં દુકાનો અને મકાનો સુશોભીત છે. અહિંથી ૩॥ માઇલ ઉપર **ગરૂડગંગાતીર્થ** આવે છે. રસ્તો ૦॥ માઇલની સાધારણ ઉતરાઇનો અને ૩। માઇલ સીધો છે. અહિં ગરૂડ ગંગાને બન્ને કિનારે ચટી વહેંચાઇ ગયેલ છે. આવજાવને માટે લાકડાનો કાચો પુલ બાંધેલ છે. અહિંથી ગરૂડ ગંગા બે ફર્લાંગ ઉપર અલકનંદામાં મળી જાય છે, ગરૂડ ગંગાનું પાણી સ્વચ્છ અને મીઠું છે. ન્હાવા ધોવાની સગવડ પણ સરસ છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, અને સદાવ્રત તથા આઠ દસ દુકાનો છે. ગરૂડજી અને લક્ષ્મિનારાયણનાં બે મંદિરો પણ છે. અહિંથી ૨ માઇલ ઉપર **ટિંગણીચટી** આવે છે. રસ્તો ૧॥ માઇલની સહેજ કઠણ ચઢાઇવાળો અને ૦॥ માઇલ સીધો છે. અહિં બે ત્રણ દુકાનો તથા સ્વામી નર્મદાનંદજીની ધર્મશાળા છે. પાણી એક ફર્લાંગ દૂરથી ઝરણાનું લાવવામાં આવે છે. અહિંથી ૧ માઇલ ઉપર **પાતાલગંગા** આવે છે. રસ્તો ૧॥ માઇલની સાધારણ ઉતરાઈ વાળો, અને ૦॥ માઇલ સીધો છે.

અહિં પાંચ છ દુકાનો અને ગણેશજીનું મંદિર છે. પાણી પાતાલગંગાનું એક ફર્લાંગ દૂરથી લાવવામાં આવે છે. બે ફર્લાંગ દૂર પાતાલ ગંગા અલકનંદામાં મળી જાય છે. અહિંથી ૨ા માઇલ ઉપર **ગુલાબકોટી** આવે છે. રસ્તો ૧ા માઇલ ચઢાઇ અને ૧ :માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ બન્ને સહેજ કઠણ છે. અહિં બે ત્રણ દુકાનો. ઝરણાનું પાણી, અને એક ડાકબંગલો છે. અહિંથી ૨ાા માઇલ ઉપર **કુંભારચટી ( હેલંગ )** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઈ, ૧ માઇલ ઉતરાઇ, અને ૦ાા માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઈ બબે ફર્લાંગને ફટકે આવે છે. પણ કઠણ છે. ચટી મોટી છે. ધર્મશાળા તથા સદાવ્રત બા૦ કા૦ ક૦ વાળાનું છે. દુકાનો આઠ દસ અને પાણીનો નળ છે. ચમાર અને મોચીનાં ત્રણ ચાર ઘરો છે. ભાવ અને તોલ માટે અહિંનાં વેપારીઓથી સાવધાન રહેવાની જરૂર છે. રાત્રે ચોરીનો ભય પણ રહે છે. અહિંથી પશ્ચિમમાં અડધો માઇલ દૂર અલકનંદા ઉપરનો કાચો પુલ પાર કરી કલ્પેશ્વર, તથા ધ્યાનબદ્રી જવાય છે. રસ્તો ચઢાઇ ઉતરાઇનો જંગલમાં થઇને જાય છે, એટલે બહુ થોડા યાત્રાળુજ ત્યાં જાય છે. ઉપરને રસ્તે ચાર માઇલ ઉપર **ધ્યાનબદ્રી** આવે છે. આ બદ્રી પંચ બદ્રી માંહેના પંચમ બદ્રી તરીકે ગણાય છે. પાસે ઉરગમ ગામ છે પણ ખાવા પીવાની ચીજો સાથે લઈ જવી પડે છે. ધ્યાન બદ્રીથી આગળ બે માઇલ ઉપર **કલ્પેશ્વર** મહાદેવનું મંદિર છે, જે પંચ કેદારમાંહેના પંચમ કેદાર ગણાય છે. રૂદ્રનાથથી કલ્પેશ્વર આવવાનો એક રસ્તો બહુજ ટુંકો છે, અને તે નવ માઇલનો છે. પરંતુ પહાડ ઉપર થઇને ચઢાઇ ઉતરાઇ પાર કરી જંગલને રસ્તે આવવામાં જોખમ છે. કલ્પેશ્વરમાં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા છે. એકાંત સેવન કરનારાઓ માટે આ સ્થાન ઉત્તમ છે. પાસેના ગામોમાંથી સાધુઓને ભીક્ષા મળી જાય છે. કલ્પેશ્વરથી પાછું કુંભાર ચટી આવવું પડે છે. કુંભાર ચટીથી ૨ા માઇલ ઉપર **ખનોટીચટી** આવે છે. રસ્તો ૧ા માઇલ ચઢાઇ, ૦ાા માઇલ ઉતરાઇ, અને ૦ાા માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ કઠણ છે. કુંભાર ચટીથી ચાલતાં એક નાળા ઉપરનો પુલ પાર કરી અહિં પહોંચાય છે. ચટીમાં એક દુકાન તથા ઝરણાનું

પાણી છે. અહિંથી અડધો માઇલ દૂર નીચાણમાં **આદ્યબદ્રીનું** મંદિર છે. ખાનોટી ચટીથી અહિં આવવાનો રસ્તો એક ફર્લાંગ દૂરથી ફાટે છે. આ બદ્રી પંચ બદ્રી માંહેનો ચતુર્થ બદ્રી ગણાય છે. આદ્યબદ્રીથી પાછા ખનોટી ચટી આવવું પડે છે. ખનોટી ચટીથી ૧ માઇલ ઉપર **ઝરકુલા ( ઝરકપુર )** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો છે. ચટી સારી છે, પણ પાણી એક ફર્લાંગ દૂર ઝરણાનું થોડું થોડું મળે છે. દુકાનો ત્રણ ચાર છે. અહિંથી ૨ માઇલ ઉપર **સ્યુંગધારચટી** આવે છે. રસ્તો સીધો છે. ઝરકુલાથી ચાલતાં અડધા માઇલ ઉપર એક શિલા ખુરશીના રૂપમાં પડી છે, તે ઉપર બેસી પહાડોનું અને ગંગાજીનું દ્રશ્ય એકી સાથે જોવાની મજા આવે છે, તેમ અહિં હવા પણ ઠંડી આવે છે. સ્યુંગધારચટીમાં બે દુકાનો, તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૧ માઇલ ઉપર **જોશીમઠ** આવે છે. રસ્તો સીધો છે. બદ્રીનારાયણ જવાનો જે રસ્તો જોશી મઠ થઇ વિષ્ણુ પ્રયાગ ચાલ્યો જાય છે, તે રસ્તાથી જોશીમઠ બે ફર્લાંગ એટલે ૦। માઇલ દૂર છે. જોશીમઠમાં બાર તેર દુકાનો, પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, ડાકબંગલો, પોલીસચોકી, તથા વસ્તીનાં દોઢસો બસો ઘરો, અને નરસિંહજી તથા વાસુદેવ ભગવાનનાં બે મંદિરો છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા અને સદાવ્રત છે; બીજા પણ એક ગૃહસ્થ તરફથી તૈયાર કરેલ ભોજન કેટલાક સાધુ ગરીબોને મળે છે. બદ્રીનાથના પટ ઠંડીના વખતમાં, છ મહિના બંધ રહે છે, ત્યારે બદ્રીનાથજીની પૂજા અહિં થાય છે. બદ્રીનાથના રાવળજી તે વખતે જોશી મઠમાં રહે છે. જેના ઉપરથી ગામનું નામ જોશીમઠ પડેલ છે, તે શ્રીમદ્ શંકરાચાર્યનો જ્યોતિર્મઠ ગામથી દક્ષીણમાં અડધો માઇલ દૂર છે; ત્યાં જ્યોતિશ્વર મહાદેવ અને ભગવતી દેવીનાં મંદિરો છે. જોશીમઠથી જેને **ભવિષ્યબદ્રી** જવું હોય, તેને નીતિને રસ્તે આઠ માઇલ જવું પડે છે. રસ્તામાં છ માઇલ ઉપર તપોવન અને તપ્તકુંડ આવે છે, ત્યાંથી બે માઇલ ભવિષ્ય બદ્રી છે. રસ્તો સાધારણ ચઢાઈ ઉતરાઈ વાળો છે. આ બદ્રી પંચબદ્રી માંહેના તૃતિય બદ્રી ગણાય છે. કોઇ કોઇ યાત્રી દર્શન કરવા જાય છે. ત્યાંથી લતાનંદા દેવીનું મંદિર બે માઇલ

દૂર છે, તે પણ દર્શન કરવા લાયક છે. કૈલાસ તથા માનસરોવર જવા વાળાને તે રસ્તામાં આવે છે, પણ જેને તે યાત્રાએ ન જવુ હોય, તેણે ત્યાં જઈ પાછું જોશી મઠ આવવું પડે છે. પુરાણોમાં લખેલ છે, કે ઘોર કળીયુગ આવ્યે બદ્રીનારાયણનાં દર્શન અહિં (ભવિષ્યબદ્રી)થી થશે; કારણ કે બદ્રીનારાયણની બાજુના બે પહાડો (નર-અને નારાયણ નામના) મળી જતાં, બદ્રીનારાયણ જવાનો રસ્તો રહેશે નહિં. જોશીમઠથી ૨ માઇલ ઉપર **વિષ્ણુ પ્રયાગ તીર્થ** આવે છે. રસ્તો સહેજ કઠણ ઉતરાઈવાળો છે. બીજો એક જુનો રસ્તો સવા માઇલનો છે. પણ તે સખ્ત ઉતરાઈ અને પત્થરવાળો છે. વિષ્ણુ-પ્રયાગમાં ધવલગંગા અને અલકનંદાનો સંગમ છે. સંગમ સ્થળ ચટીથી બે ફર્લાંગ નિચાણમાં છે, પણ ત્યાં જવાને પગથીઆંવાળો રસ્તો બનાવેલ છે. સંગમ ઉપર પાણી ઘુઘવાટા કરતું બહુ જોરથી ઉછળે છે, એટલે સ્નાન કરતી વખતે સાવધાન રહેવાની જરૂર છે. સંગમ સ્થાનથી ચટીમાં જવાને અડધે રસ્તે અને ચટીમાં એક વિષ્ણુ મંદિર છે. અહિં ત્રણ ચાર દુકાનો, અને ઈન્દોર સ્ટેટનું સદા-વ્રત છે. ચટી ગંદી છે. એટલે બહુ થોડા માણસોજ અહિં રાત્રી રહે છે. પીવાનું પાણી ગંગાજીનું કામ આવે છે. અહિંથી ૪ માઈલ ઉપર **ઘાટચટી** આવે છે. રસ્તો ૧॥ માઇલ ચઢાઇ, ૧॥ માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ અડધા, અડધા, માઈલની ત્રણ વખત આવે છે. અહિં પાંચ સાત દુકાનો અને ઝરણાનું પાણી છે. ગંગાજી બીલકુલ નજીક છે. બા૦ કા૦ ક૦ વાળાનું સદાવ્રત અને ધર્મશાળા પણ છે. અહિંથી ૨ માઇલ ઉપર **પાંડુકેશ્વર તીર્થ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઈ વાળો અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ પણ બબે ફર્લાંગની ચાર વખત આવે છે. અહિં **શ્રીયોગબદ્રી**નું મંદિર છે. જે પંચબદ્રી માંહેના દ્વિતીય બદ્રી ગણાય છે. આ મંદિરની ડાબી તરફ એક વાસુદેવ ભગવાનનું મંદિર છે, તેમાં વાસુદેવ ભગવાનની ત્રાંબાની મોટી મૂર્તિ છે. અહિં પાંડવના વખતની એક ત્રાંબાની પાટી છે, જેના ઉપરના અક્ષરો યુરોપમાં પણ કોઇ ન વાંચી શક્યું, એટલે પાછી લાવી ત્યાં રાખી છે, તેમ ત્યાંના પુજારી કહે છે. યાત્રાળુએ

તે પાટી જોવા જેવી છે. પાંડુકેશ્વરમાં સાત આઠ દુકાનો, બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, અને સદાવ્રત છે. બદ્રીનાથ જતા યાત્રીઓ-માંના જે માગે તેને, સાત દિવસને માટે પટુ, અથવા કંબળ તેમના તરફથી અહિં વગર ભાડે, ઉધાર મળે છે. પાસેના પહાડ ઉપર પાંડુ-રાજાની ખેલેલ ચોપાટનાં નિશાન છે, તેમ કહેવાય છે. ચટીની પાસે બે ફર્લાંગ ઉપર શેષધારા નામની જગ્યા છે. પાંડુકેશ્વરની વસ્તીનાં પચાસ સાઠ મકાનો પણ ચટીમાં છે. પીવાને માટે પાણી ઝરણાનું, અને ગંગાજીનું બેઉ વપરાય છે. **અહિંથી ઠંડી પડવી શરૂ થાય છે.** પાંડુકેશ્વરથી ૧૫ા માઇલિ ઉપર **ગણેશચટી** આવે છે. રસ્તો ૦ાા માઇલિ ચઢાઇ, ૦ાા માઇલ ઉતરાઇ, અને ૦ાા માઇલિ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ, એક એક ફર્લાંગની ચાર વખત આવે છે. અહિં એક દુકાન, ગણેશજીનું મંદિર, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ માઇલિ ઉપર **લામબગડચટી** આવે છે. રસ્તો ૦ાા માઇલ ચઢાઇ નો અને ૦ાા માઇલ સીધો છે. ચઢાઇ બએ ફર્લાંગની સાધારણ આવે છે. અહિં પાંચ છ દુકાનો, બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, અને સદાવ્રત, તથા ઝરણાનું પાણી છે. સામાન મોંઘો મળે છે. ગંગાજી પાસેજ છે, અહિંથી ૩ાા માઇલિ ઉપર **હનુમાનચટી** આવે છે. રસ્તો એક માઇલિ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઈ, અને ૧ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ બએ ફર્લાંગની ચાર વખત આવે છે. પણ રસ્તો પત્થર-વાળો છે. અહિં ઘૃતગંગા, અને અલકનંદાનો સંગમ છે, ઝરણાનું પાણી ચટીથી ઉત્તરમાં એક ફર્લાંગ ઉપર મળે છે. હનુમાન ચટીમાં હનુમાન જીનું મંદિર, પાંચ છ દુકાનો, બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, અને સદાવ્રત, તથા વૈખાનસ તીર્થ છે. કે જ્યાં મરૂરાજાએ કરેલ યજ્ઞની રાખનો ટીંબો, હજુ પણ પહાડ જેવો પડયો છે, અને જેમાંથી જવના બળેલા દાણા તથા કોયલા નીકળે છે. પાંડવોએ કરેલ રાજ-સુય યજ્ઞ વખતે, સુવર્ણ લેવા સારૂ ભીમસેન અહિં આવેલ, અને ચોકી કરતા હનુમાનજીનું પુંછડું તેનાથી નહીં ઉપડેલ, તે આ જગ્યા કહેવાય છે. અહિંથી ૫ માઇલ ઉપર **શ્રીબદ્રીનારાયણતીર્થ** આવે છે. રસ્તો ૩ા માઇલિ ચઢાઇ, ૦ાાા માઇલ ઉતરાઈ, અને

૧ માઈલ સીધો છે. વચમાં ફક્ત અડધા માઇલનો રસ્તો કાચો છે. કે જે, થોડા ઘણા વરસાદમાં પણ ખરાબ થઇ જાય છે. બાકી ઠીક છે. ચઢાઈ સાધારણ છે, પણ ઉંચાઇને લીધે પાતળી હવા થઇ જવાને કારણે શ્વાસ લેતાં છોડતાં તકલીફ પડે છે. જોકે તે કેદારનાથ જેટલી તો નહીંજ! હનુમાન ચટીથી ચાલતાં રસ્તામાં, બે વખત અલકનંદા ઉપરના પાકા પુલ પાર કરવા પડે છે. અઢી માઇલ ઉપર કાંચન ગંગા નામનું નાળું આવે છે. પાંડવોની સાથે દ્રૌપદી હિમાલયમાં જતી વખતે મુર્ચ્છા આવવાથી ત્યાં પડી ગયાનું કહેવાય છે. આ નાળાની સામે એક બરફનું પોડું ૫૦૦ ફીટ પહોળું અને ૧૦૦૦ ફીટ લાંબુ પડેલું છે. તેની નીચેથી અલકનંદા વહી જાય છે, અને ઉપરથી ગાયો તથા ઘેટાં બકરાં એક કાંઠેથી બીજે કાંઠે જા, આવ કરે છે. આ પોડું બે ચાર ફીટ નહિં, પણ દસ પંદર ફીટના દળવાળું હોય છે. એટલે ઉપર ચાલવામાં તે પુલનું કામ આપે છે. આવુંજ પોડું બદ્રીનારાયણ માં દાખલ થતાં ઋષીગંગા ઉપર આવે છે, અને ગંગોત્રીથી ગૌમુખ જતાં આવે છે. કાંચન ગંગાથી દોઢ માઈલ આગળ ચાલતાં સપાટ મેદાન આવે છે, ત્યાં ગણેશજીનીમૂર્ત્તિ છે. આ જગ્યાને **દેવ દેખીની** પણ કહે છે; કારણકે પહેલ વહેલાં બદ્રીનાથજીનું મંદિર અહિંથી દેખાય છે. દેવ દેખનીથી આગળ ચાલી, અલકનંદા ઉપરનો લાકડાનો પુલ પાર કરવા પછી, ઋષી ગંગા ઉપરનો બરફનો પુલ પાર કરતાં, બદ્રીશપુરીમાં દાખલ થવાય છે. તમામ યાત્રાળુઓ હર્ષની સાથે " **બોલો શ્રીબદ્રીવિશાળલાલકીજય** " ના જય ઘોષ કરતા આગળ વધે છે. બદ્રીશપુરીમાં ઘણી ધર્મશાળાઓ, સદાવ્રતો, અને ઔષધાલયો તેમજ પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, પોલીસ ચોકી તથા હોસ્પીટલ છે. બા૦ કા૦ ક૦ વાળાનું સદાવ્રત, ઔષધાલય, અને ધર્મશાળા, તથા ઇન્દોર સ્ટેટનું સદાવ્રત છે. તે ઉપરાંત હંમેશાં આવતા ગૃહસ્થ યાત્રાળુઓ, પોતાની શકિત પ્રમાણે સાધુ ગરીબોને અન્ન આપે છે.

શ્રી બદ્રીનારાયણનું મંદિર લગભગ ૩૦ ફીટ ઉંચુ, ૪૦ ફીટ લાંબુ, અને ૧૨ ફીટ પહોળું છે. મંદિરના ત્રણ ખંડ છે. ત્રીજા

ખંડ ઉપર બંગલાના આકારનો ચાર ખુણાવાળો ઘુમટ છે. તેની ઉપરની છત, સોનાનાં પત્રાંથી મઢેલ છે. તે ઉપર સોનાનો કળશ છે. મંદિરના દરવાજા ચાંદીના પતરાથી મઢેલા છે. આ ખંડમાં બદ્રીવિશાળની દ્વિભુજી મૂર્તિ, લગભગ સવા ફુટ ઉંચી કાળા પાષાણની છે અને તે ધ્યાન મગ્ન પદ્માસને હાથમાં હાથ રાખી સોનાના સિંહાસન ઉપર વિરાજમાન છે. ઉપરમાં સોનાનું મોટું છત્ર છે. શૃંગાર વખતે હીરાજડીત સોનાનો મુગટ માથે ધરાવવામાં આવે છે. પુષ્પ અને અલંકાર એટલા ચડે છે, કે મુખાર્વિંદ સિવાય આખું અંગ ઢંકાઇ જાય છે. શ્રીબદ્રીવિશાળની ડાબી બાજુ નર, નારાયણ અને નારદ તથા જમણી બાજુ કુબેર, અને ઉદ્ધવની મૂર્તિઓ છે. લક્ષ્મીજીનું મંદિર જુદું છે, પણ તે પાસેજ છે. પ્રદક્ષિણામાં આ મંદિર ડાબા હાથ ઉપર દક્ષિણમાં રહે છે. ઉત્તરમાં ઘંટાકર્ણ, અને પૂર્વમાં હનુમાનજી, ગણેશજી, તથા ગરૂડજીની મૂર્તિયો છે. અગ્ની ખુણામાં ભોગ મંડી છે તેમાં બદ્રીનાથજી માટે હમેશાં ચોખા અને દાળનો ભોગ તૈયાર થાય છે. સવારે મગજના લાડુ અને મીસરી, તથા સાંજે ચોખા દાળનો ભોગ ધરાય છે. જગન્નાથજીની જેમ અહિં પણ બદ્રીનાથજીનો પ્રસાદ આભડ છેટ વિના તમામ ખાય છે; એટલુંજ નહિં પણ સુકવીને તે પ્રસાદના રૂપમાં સાથે લઈ જાય છે. બદ્રીનારાયણ આવતા દરેક યાત્રાળુ પહેલે દિવસે બદ્રીનારાયણનો પ્રસાદ, અને બાકીના દિવસોમાં બજારમાંથી પુરી શાક લાવી, અથવા રસોઈ કરીને જમે છે. બદ્રીનારાયણનું મંદિર સવારના સાતથી અગીઆર અને સાંજના ત્રણથી આઠ વાગ્યા સુધી ખુલ્લું રહે છે. સ્નાન કરવાની જગ્યાઓમાં ઋષી ગંગા, તપ્તકુંડ, વિષ્ણુકુંડ, નારદકુંડ, સૂર્યકુંડ, અને અલકનંદા તથા કૂર્મધારાનું મહાત્મ્ય વધારે છે. બ્રહ્મકપાળીમાં શ્રાદ્ધ કરવાથી, ફરીને બીજે શ્રાદ્ધ કરવાનું મટી જાય છે.

બદ્રીશપુરીની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૦,૫૦૦ ફીટની છે. તેની પાસેના પર્વત શિખરની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૨૩,૨૧૦ ફીટની છે. કેદારનાથ જેટલી સખ્ત ઠંડી અહિં પડતી નથી, છતાં દિવસે પણ ઓઢવાની જરૂર પડે છે. આટલી ઠંડીમાં પણ સ્નાન

કરવાની અહિં બહુ મજા આવે છે; કારણકે તપ્ત કુંડના ગરમ જળમાં સ્નાન કરવાથી, ટાઢનું નામ નિશાન રહેતું નથી. પુરીની ફરતું એક માઇલનું સપાટ મેદાન છે. શ્રાવણ ભાદરવામાં આ મેદાન ની અંદર રંગ બેરંગી પુષ્પોના છોડ ખીલી ભૂમિને રંગીન ગલીચા જેવી બનાવી મુકે છે. કમળો પણ તે વખતે થાય છે, અને તિબેટનો રસ્તો, પણ તે અરસામાંજ ખુલતાં, સ્વર્ગારોહણ અને સત્યપંથ જવાય છે. આ રસ્તો માણાગ્રામ પાસે થઇને જાય છે. બદ્રીનારાયણથી **સત્યપંથ અને સ્વર્ગારોહણ** ૧૨ માઇલ થાય છે. રસ્તામાં શ્યામ કર્ણ, સહસ્રધારા, ચક્રતીર્થ આદિ સ્થાનો આવે છે. સત્ય પંથ માં એક ત્રિકોણાકાર સરોવર છે. તેના ત્રણ ખુણા બ્રહ્મ વિષ્ણુ મહેશ્વરના નામથી ઓળખાય છે. આ સરોવરમાં સ્નાન કરવાનું મહાત્મ્ય ઘણું હોઇ ઋષીપુર્ણીમા ( શ્રાવણ સુદી ૧૫ ) ને દિવસે, બદ્રીનારાયણથી કેટલાક બ્રાહ્મણો ઉપવિત બદલવા ત્યાં જાય છે. આ સરોવરની પાસે પર્વત ઉપર બરફની અંદર પગથીઆં જોવામાં આવે છે. તેને સ્વર્ગારોહણ અથવા સ્વર્ગની સીડી કહે છે. તે ઉપર ચડી પાંડવો સ્વર્ગમાં ગયાનું કહેવાય છે. માણાગ્રામ બદ્રીશ પુરીથી ૧॥ માઇલ થાય છે. તેની પાસે અડધા માઇલ ઉપર માતા મૂર્તિનું મંદિર છે, તેમાં શ્રી બદ્રીનારાયણની માતા મૂર્તિ દેવીની પ્રતિમા છે, વામનદ્વાદશી ( ભાદરવા સુદી ૧૨ ) ને દિવસે બદ્રીનારાણની ભોગ મૂર્તિ (આ મૂર્તિ ચાંદીની ચતુર્ભુજ છે, અને તે હંમેશાં રાવળ જીની ગાદી પાસે રહે છે.) તેમની માતાજી પાસે ધામધુમ સાથે ગાજતે વાજતે લઇ જવામાં આવે છે. માણાગ્રામની નજીકમાંજ વ્યાસગુફા છે, જ્યાં બેસીને વ્યાસભગવાને અઢાર પુરાણ રચ્યાં કહેવાય છે. તેની નજીકમાં અલકનંદા અને સરસ્વતીનો સંગમ છે, તે સ્થાનને કેશવ પ્રયાગ કહેવામાં આવે છે. અહિંથી ગંગાજી ઉપરનો લાકડાનો પુલ પાર કરી અડધો માઇલ આગળ જતાં મુચકુન્દગુફા અને ગણેશ ગુફા આવે છે.

**વસુધારા** જવાનો રસ્તો **માણાગ્રામથી જુદો થાય છે. બદ્રીનારાયણથી વસુ ધારા ચાર માઇલ દૂર છે. ત્યાં લગભગ ચારસો ફીટ ઉપરથી એક પાણીની ધારા નીચે પડે છે. અહિં સ્નાન કરવાનું મહાત્મ્ય**

હોઇ, કેટલાક યાત્રાળુઓ જાય છે. રસ્તો સહેજ, ચઢાઇનો છે, તેમજ અડધો માઇલ લગભગ બરફમાં ચાલવું પડે છે.

બદ્રીશપુરીમાં ત્રીશ ચાળીશ પંડ્યાઓનાં મકાનો, અને પચીશ ત્રીશ દુકાનો છે. સામાન તમામ મળે છે તેમાં લાકડાં, દુધ અને કાપડ મોઘું મળે છે. બાકી બટાટા, પુરી, મીઠાઇ, ચોખા, દાળ, લોટ, ઘી, અથાણું, પાપડ, ખાંડ, વિગેરે સસ્તું છે. ભોજપત્ર, અને દેવતાઓની છબીઓ અહિં ઘણી મળે છે. શિલાજીત વેચવાવાળા પણ બહુ છે, પરંતુ તેની પરીક્ષા વિશ્વાસ સિવાય બીજી નથી; કારણકે અસલી જેવીજ પરીક્ષા નકલી શિલાજીતથી પણ થઇ શકે છે, સિવાય ઓછો વધતો શુદ્ધ કર્યાનું કાંઈ પ્રમાણ નથી, એટલે જેને લેવા હોય તે વિશ્વાસ પડતો હોય ત્યાંથી લે તેમાંજ લાભ છે. યાત્રીઓ અહિં ઓછામાંઓછું ત્રણ રાત્રિ રહે છે. રસોઇ કરવી હોય તેને વાસણો, ધર્મશાળામાંથી તેમજ દુકાનદાર અથવા પંડ્યાઓ પાસેથી મળી જાય છે, પરંતુ એક માણસની રસોઇ બનાવતાં, એકઆનાનાં લાકડાં કમતિમાં કમતિ જોઇએ છીએ. જયારે પુરી દસ, કે બાર આના, શેર બંગાળી વજન (૮૦ તોલાનો શેર) થી મળે છે. કેદારનાથથી બદ્રીનાથ કુલ ૧૦૦॥ માઇલ થાય છે, તેમાં ૩૪ માઇલ ચઢાઇ, ૩૭॥ માઈલ ઉતરાઈ, અને ૨૯ માઈલ સીધો રસ્તો આવે છે.

" **નોટ** " લગભગ પાંચ વરસથી બદ્રીનારાયણના યાત્રાળુની સંખ્યા દર વર્ષે વધતી જાય છે. ( બદ્રીનારાયણ આવતા યાત્રાળુઓની સંખ્યા નોંધવાવાળો માણસ અલકનંદાના પુલ પાસેજ રહે છે.) જે યાત્રાને માટે હજારો માણસો ઉત્સુક છે, પણ વિકટ રસ્તાના ભ્રમમાં તેનો લાભ લઇ શકતા નથી; તે યાત્રા આજે દસ વરસના બાળકો, એંશી વરસ નાં વૃદ્ધો, પગે લંગડા અને આંખે આંધળાં માણસો કરી રહ્યા છે; તે જોઈ જન સમાજનો ભ્રમ દૂર કરવા આ પુસ્તક લખાયું હોય, તો ઈશ્વર મારી મનોકામના પૂર્ણ કરે તેમ ઇચ્છું છું. **"બોલો શ્રીબદ્રી વિશાળ લાલ કી જય"**

# લીસ્ટ નં. ૩.

## શ્રીબદ્રીનારાયણથી હરદ્વાર ૧૮૪ માઇલ.

### (કર્ણપ્રયાગ અને રૂદ્રપ્રયાગ થઇને.)

**બદ્રીનારાયણથી** ૪૭॥ માઇલ ઉપર **ચમોલી** આવે છે. રસ્તો ૧૨॥ માઇલ ચઢાઈ, ૧૭॥ માઇલ ઉતરાઈ, અને ૧૭॥ માઇલ સીધો છે, જેનું વર્ણન લીસ્ટ નંબર ૨ માં આપેલ છે. ચમોલીથી ૧॥ માઇલ ઉપર **કુબેરચટી** આવે છે. રસ્તો ૦॥ માઇલ ચઢાઇ, ૦॥ માઇલ ઉતરાઇ, અને ૦॥ માઇલ સીધો છે. ચમોલીથી અલકનંદાને ડાબે કિનારે ચાલવું પડે છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. દુકાનો ત્રણચાર છે. પાણી કુબેર નદીનું પીવામાં આવે છે. ચટીની પાસે થોડું સપાટ મેદાન પણ છે. અહિંથી ૧॥ માઇલ ઉપર **મૈઠાણાચટી** આવે છે. રસ્તો સીધો અને સારો છે. અહિં છ સાત દુકાનો અને પાણીનો નળ છે. ચાહ દુધ તૈયાર મળે છે. લીલું શાક પણ કોઇ વખત મળી જાય છે. અહિંથી ૩॥ માઇલ ઉપર **નંદપ્રયાગ** આવે છે. રસ્તો ૦॥ માઇલ ચઢાઇ, ૦॥ માઇલ ઉતરાઈ, અને ૨॥ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં નંદાકિનિ અને અલકનંદાનો સંગમ છે. સંગમસ્થાન ચટીથી અડધો માઇલ દૂર છે. નંદપ્રયાગમાં આઠ દસ દુકાનો તથા પંડયાઓના પચીસ ત્રીસ પાકાં મકાનો છે. સામાન અહિં સસ્તો મળે છે. ગોપાળજીનું મંદિર અને સદાવ્રત પણ છે. અહિંથી ૩॥ માઇલ ઉપર **સોનલાચટી** આવે છે. રસ્તો ૦॥ માઇલ ચઢાઇ, ૦॥ માઇલ ઉતરાઇ, અને ૨॥ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઈ સાધારણ છે. અહિં ચાર પાંચ દુકાનો, ડાક બંગલો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **લંગાસુચટી** આવે છે. રસ્તો ૦॥ માઇલ ચઢાઇ, ૦॥ માઇલ ઉતરાઇ, અને ૨ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ચટીની પાસે ખેતીવાળું અડધા માઇલનું મેદાન છે, અલકનંદા પાસેજ વહે છે. દુકાનો છ સાત અને

પાણીનો નળ છે. અહિંથી ૨ માઇલ ઉપર **જયકંડીચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨ માઇલ ઉપર **બીજોરાચટી** આવે છે. રસ્તો લગભગ સીધો છે. અહિં બે કાચી દુકાનો તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૨ા માઇલ ઉપર **કર્ણપ્રયાગ** આવે છે. રસ્તો ૦ાા માઇલ ચઢાઈ, ૦ાા માઇલ ઉતરાઇ, અને ૦ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સહેજ કઠણ છે. અહિં આઠ દસ દુકાનો, પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, હોસ્પીટલ અને પોલીસ ચોકી છે. કર્ણગંગા અને અલકનંદાનો સંગમ એક માઇલ ઉપર છે. સંગમ સ્થળની નજીક ઉમાદેવીનું મંદિર છે. કર્ણપ્રયાગમાં કેટલાંક શિવ મંદિરો, બા૦ કા૦ ક૦ વાળાનું સદાવ્રત, અને ધર્મ-શાળા તથા પાણીની પરબ છે. સામાન અહિં સસ્તો મળે છે. પાણીનો નળ છે, પણ તેમાં પાણી કોઈ કોઇ વખત આવે છે, એટલે પીવાનું પાણી બે ફર્લાંગ દૂર પીંડાર ગંગા (કર્ણ ગંગા) માંથી લાવવું પડે છે. રામનગર જવાવાળા પિંડારગંગાને ડાબે કિનારે ચાલી મૈલચોરી પહોંચે છે, જે અહિંથી ૨૯ માઇલ થાય છે. હરદ્વાર જનારા અલકનંદાને ડાબે કિનારે ચાલી રૂદ્રપ્રયાગ પહોંચે છે, જે અહિંથી ૨૦ માઇલ થાય છે, અને તેનો રસ્તો નીચે મુજબ છે. કર્ણ પ્રયાગથી ૩ાા માઇલ ઉપર **ચટવાપીંપળ** આવે છે, રસ્તો ૦ાા માઇલ ચઢાઇ, ૦ાા માઇલ ઉતરાઇ, અને ૨ાા માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઈ સહેજ કઠણ છે. અહિં સાત આઠ દુકાનો, પોષ્ટ ઓફીસ, પાણીનો નળ, અને પીંપળાના વૃક્ષોની સુંદર છાયા, તથા મહાદેવજીનું મંદિર છે. અહિંથી ૨ા માઇલ ઉપર ગૌચરચટી આવેછે. રસ્તો સીધો અને સરસ છે. અહિંઆં એક, ૧ માઇલનું અને બીજું ૦ાા માઇલનું એમ બે સપાટ મેદાનો છે; પહેલું ગાયો ને ચરાવવા માટે છે. જ્યારે બીજામાં ખેતી થાય છે. પહાડોમાં આવા સપાટ મેદાનો ખરેખર અજાયબી ઉપજાવે છે. ચટીમાં એક દુકાન, નિશાળ, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨માઇલ ઉપર **કમેડાચટી** આવે છે. રસ્તો ૦ાા માઇલ ચઢાઇ, ૦ાા માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. **અહિંથી**

૩માઇલ ઉપર **નગરાસુચટી** આવે છે. રસ્તો ૧।।માઇલ ચઢાઇ અને ૧।। માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં એક દુકાન, કુલીએજન્સી, ફોરેસ્ટબંગલો, અને સડક નીચે ઝરણાનું પાણી છે. અહિંથી ૧।।માઇલ ઉપર **શિવાનંદીચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં દુકાનો પાંચ છ છે. સામાન સસ્તો મળે છે. લક્ષ્મિનારાયણનું મંદિર સારૂં છે. પાણી ઝરણાનું બેફર્લાંગ દૂરથી લાવવું પડે છે. ગંગાજી ત્રણ ફર્લાંગ દૂર છે. પણ એક નાળું ચટીની પાસેજ વહે છે. અહિંથી ૭।।માઇલિ ઉપર **રૂદ્રપ્રયાગ** આવે છે. રસ્તો ૧।।માઇલ ચઢાઇ ૧।।માઇલિ ઉતરાઈ અને ૪।।માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે, અને તેપણ અડધા અડધા માઇલને કટકે ત્રણ વખત આવે છે. રસ્તો અલકનંદાને ડાબે કિનારે ચાલી પુનાડ ચટીમાં પહોંચે છે. પુનાડ અને રૂદ્રપ્રયાગ એકજ ચટી છે. વધારે વર્ણન માટે લીસ્ટ નંબર, ૧ જુઓ. રૂદ્રપ્રયાગથી ૧૮।।માઇલ ઉપર **શ્રીનગર** આવે છે. રસ્તો ૪।।માઇલ ચઢાઇ, ૩।। માઇલ ઉતરાઈ, અને ૧૦।। માઇલ સીધો છે. શ્રીનગરથી ૧૮।।માઇલ ઉપર **દેવપ્રયાગ** આવે છે. રસ્તો ૧માઇલ ચઢાઇ, ૧। માઇલ ઉતરાઇ, અને ૧૬માઇલ સીધો છે. દેવપ્રયાગથી ૪૪માઇલિ ઉપર **ઋષીકેશ** આવે છે. રસ્તો ૯।।માઇલ ચઢાઇ, ૧૦માઇલ ઉતરાઇ, અને ૨૪।।માઇલ સીધો છે. ઋષીકેશથી ૧૫ માઇલ ઉપર **હરદ્વાર**આવે છે. રસ્તો સીધો છે. રૂદ્રપ્રયાગથી હરદ્વાર સુધીનું વર્ણન લીસ્ટ નંબર, ૧ માં આપેલ છે, એટલે અહિં ફરીથી આપ્યું નથી. બદ્રીનારાયણથી હરદ્વાર કુલ ૧૮૪માઇલ થાય તેમાં ૩૪।।। માઇલ ચઢાઇ, ૩૯।। માઇલ ઉતરાઇ, અને ૧૦૯।।। માઇલ સીધો રસ્તો આવે છે.

**નોટ**—૧ જેયાત્રાળુ કેદારનાથ ન જતાં હરદ્વારથી સીધા બદ્રીનારાયણ જવા ઇચ્છે,તે ઉપરના રસ્તે જઇ શકે છે.

૨ માઇલના નંબર વાળા પત્થરો હરદ્વારથી બદ્રીનારાયણ સુધી નાખેલ છે.

---

# લીસ્ટ નં. ૪.

---

## શ્રી બદ્રીનારાયણથી રામનગર ૧૬૬ માઇલ.
### ( ચમોલી, કર્ણપ્રયાગ અને મૈલચોરી થઇને )

**બદ્રીનારાયણ** થી ૪૭ાા માઇલ ઉપર **ચમોલી** આવે છે. જેનું વર્ણન લીસ્ટ નંબર, ૨ માં છે ચમોલીથી ૧૯ાા માઇલ ઉપર **કર્ણ-પ્રયાગ** આવેછે. રસ્તો ૨ાા માઇલ ચઢાઇ, ૨ાા માઇલ ઉતરાઇ, અને ૧૪ા માઇલ સીધો છે, જેનું વર્ણન લીસ્ટ નંબર ૩ માં આપેલ છે. કર્ણપ્રયાગથી ૩ાા માઇલિ ઉપર **સેમલીચટી** આવે છે. રસ્તો સીધો છે. કર્ણપ્રયાગથી પિંડાર ગંગાને ડાબે કિનારે ચાલવું પડે છે. અહિં સાત આઠ દુકાનો, સદાવ્રત ફંડની ધર્મશાળા, અને ચંડી દેવીનું મંદીર છે. પાણી પિંડારગંગાનું પીવાય છે. અહિંથી ૨ા માઇલિ ઉપર **સીરોલીચટી** આવે છે. રસ્તો ૧ માઇલિની સાધારણ ચઢાઇ વાળો અને ૧ા માઇલ સીધો છે. અહિં દુકાનો બે ત્રણ કાચા છાપરાની અને પાણી ઝરણાનું છે. અહિંથી ૧ાા માઇલિ ઉપર **ભટો-ચટી** આવે છે. રસ્તો સાધારણ ચઢાઈ વાળો છે. અહિં બે ત્રણ કાચી દુકાનો, અને ઝરણાનું પાણી છે. અહિંથી ત્રણ માઇલ ઉપર, ચાંદ-પુર ગઢી નામનો જુનો કિલ્લો છે. કેટલોક વખત પહેલાં ગઢવાળની રાજ્યધાની ત્યાં હતી. ભટોલી ચટીથી ૨ માઇલ ઉપર **ઉજવલપુર** આવે છે. રસ્તો સાધારણ ચઢાઈ વાળો છે. અહિં એક બે દુકાનો અને ઝરણાનું પાણી છે, અહિંથી ૨ા માઇર ઉપર **આદ્યબદ્રીચટી** આવે છે. રસ્તો ૧ માઇલની સહેજ કઠણ ચઢાઈ વાળો, અને ૧ા માઇલ સીધોછે. અહિં પોષ્ટ ઓફીસ, આઠદસ દુકાનો, સદાવ્રતફંડની ધર્મશાળા, તથા પાણીનો ઝરો છે. સિવાય આદ્યબદ્રીનું તથા બીજાં કેટલાંક નાનાં મંદિરો છે. ( આબદ્રીને કોઇ કોઇ છઠાબદ્રી તરીકે માને છે. ) આદ્યબદ્રીથી ૧ માઇલ ઉપર **રવીપુર** આવે છે. અહિં બે દુકાનો એક ઝરણું, અને એક બગીચો છે. અહિંથી ૨ા માઇલ ઉપર **ખેતી**

**ચટી** આવે છે. રસ્તો ૧ા માઈલની સાધારણ ચઢાઈ વાળો, અને ૧ માઈલ સીધો છે. અહિં બે ત્રણ કાચી દુકાનો, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨ માઈલ ઉપર **જંગલચટી (જોંકાપાની)** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇ વાળો છે. અહિં કાચા છાપરાંની બે ત્રણ દુકાનો, એક ડાક બંગલો , અને ઝરણાંનું પાણી છે. અહિંથી ૧ાા માઈલ ઉપર **ગાંઠાબાજચટી** આવે છે. રસ્તો ૦ાા માઈલ ચઢાઈ અને ૧ માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. અહિં બે દુકાનો તથા ઝરણાનું પાણી છે. ગાંઠાબાજથી ૧ માઇલ ઉપર **કાલીમાટીચટી** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇ વાળો છે. અહિં બે ત્રણ કાચી દુકાનો અને નાળાનું પાણી છે. અહિંથી ૦ાાા માઇલ ઉપર **રસીયાગ્વાડચટી** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ાાા માઇલ ઉપર **ગ્વાડગધેરા** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઈ વાળો છે. અહિં ચાર પાંચ દુકાનો, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ા માઇલ ઉપર **ધુનારઘાટ** આવે છે. રસ્તો ૦ાાા માઈલની સાધારણ ઉતરાઇ વાળો, અને ૦ાા માઇલ સીધો છે. અહિં પોષ્ટ, હોસ્પીટાલ, પોલીસચોકી, ધર્મશાળા, આઠદસ દુકાનો, અને ઝરણાનું પાણી છે. ડાકબંગલો અડધો માઇલ દૂર છે. રામગંગા નજીકમાં વહે છે. અહિંથી ૧ા માઇલ ઉપર **દાડમડાલી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન, નાળાનું પાણી અને નાનું ગામ છે. અહિંથી ૦ા માઈલ ઉપર મુસલમાનોની વસ્તી વાળું **સેંજીગામ** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો અને નાળાનું પાણી છે. અહિંથી ૧ માઇલ ઉપર **મેલગ્વાડચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન તથા નાળાનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **મૈલચોરી** આવે છે. રસ્તોસીધો છે. અહિં સાત આઠ દુકાનો અને ઝરણાનું પાણી છે. હરદ્વાર, ઋષીકેશ, કે દહેરાદુનથી લીધેલ કુલીઓ અહિં સુધી આવે છે. અહિંથી કમાઉ પ્રાંતની હદ શરૂ થતી હોઇ નવા કુલીઓ કરવા પડે છે. મૈલચોરીથી રામનગર ૬૯ાા માઇલ થાય છે, તેમાં ૨૯ માઈલ ઉપર શ્રીકોટ આવે છે, ત્યાંથી બળદ ગાડીઓ મળી જાય છે.

શ્રીકોટ સુધીનો દર કુલીના (બંગાળી ૧ મણ ઉપર) ૩ થી ૪, કંડીના ૬ થી ૮, ઝંપાનના ૧૨ થી ૧૫, અને ડાંડીના ૧૫ થી ૨૦ રૂપીઆ લાગે છે. મૈલચોરીથી રામનગર સુધીનો દર કુલીના ૬ થી ૮, કંડીના ૧૫ થી ૨૦, ઝંપાનના ૩૦ થી ૪૦ અને ડાંડીના ૩૫થી ૪૫ રૂપીઆ પડે છે. રાણીખેત, નૈનીતાલ, આલ્મોડા કે કાઠગોદામ જવાવાળા અહિંથી આઠ માઇલ ઉપર ગણાઇથી જુદા પડે છે. મૈલચોરીથી આલ્મોડા ૪૩ાા, રાણીખેત ૩૧ાા, નૈનીતાલ (રાણીખેત થઇને) ૫૭ાા, અને કાઠગોદામ (રાણીખેત તથા નૈનીતાલ થઇને) ૭૦ાા માઇલ થાય છે. જોકે આરસ્તો સગવડતા વાળો છે, પરંતુ બદ્રીનારાયણના યાત્રીથી લશ્કરી છાવણીમાં કોઇ ચેપીરોગ ફેલાવા ન પામે તેટલા ખાતર કાંઇપણ ખાસ કારણ બતાવ્યા વિના, તે રસ્તે જવાદેતા નથી એટલે માણસો રામનગર તરફ જાય છે. કદાચ કોઇને કારણસર તે રસ્તે જવું હોયતો રાણીખેત સુધી કુલી વાહન કરવાની જરૂર પડે છે. રાણીખેતથી કાઠગોદામ સુધી મોટર લોરી મળે છે. મૈલચોરીથી રાણીખેત સુધીનો દર કુલીના ૪ થી ૫, કંડીના ૮ થી ૧૦ અને ઝંપાન તથા ડાંડીના ૧૫ થી ૩૦ રૂપીઆ બેસે છે. મૈલ-ચોરીથી ૧ માઇલ ઉપર **પનવાખાલ** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. ગઢવાળની હદ અહિં પુરી થઈ, કમાઉ પ્રાંતની હદ શરૂ થાય છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ાા માઇલ ઉપર **સેમલખેત** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ અને ૦ાા માઇલ ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨ માઇલ ઉપર **વિજ રાણીચટી** આવે છે. રસ્તો ૧ાા માઇલની સાધારણ ઉતરાઇ વાળો, અને ૦ાા માઇલ સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૦ાા માઇલ ઉપર **રામપુરચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ માઇલ ઉપર **પ્રમેશ્વર** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ માઇલ ઉપર **દિગોટચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી

૧ માઇલ ઉપર **ગણાઇ (ચોખુંટીઆ)** આવે છે. રસ્તો સીધો છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, ડાકબંગલો, પોલીસચોકી ધર્મશાળા, અને આઠદસ દુકાનો તથા ઝરણાનું પાણી છે. રામગંગા પણ નજીકમાં વહે છે. કાઠગોદામ, નૈનીતાલ, રાણીખેત, અને આલ્મોડા જવાનો રસ્તો અહિંથી જુદો પડે છે. ગણાઇથી ૧ માઇલ ઉપર **ભટકોટ** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો અને નાળાનું પાણી છે. **અહિંથી આગળ ગરમી વધારે પડે છે.** ભટકોટથી ૨ માઇલ ઉપર **ચિનોની** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો છે. પાણીનો ઝરો ચટીથી અડધો માઇલ દૂર છે. અહિંથી ૦॥। માઇલ ઉપર **ભગોતીચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને નાળાનું પાણી છે. અહિંથી ૦॥। માઇલ ઉપર **ત્યાડચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં સદાવ્રત ફંડની ધર્મશાળા, આંબાનો બગીચો, બે દુકાનો અને વાવનું પાણી છે. અહિંથી એક માઇલ ઉપર નર્મદેશ્વર મહાદેવનું મંદિર છે. ત્યાડ ચટીથી ૨ માઇલ ઉપર **પેનોલીચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં સદાવ્રત ફંડની એક ધર્મશાળા, બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૦॥। માઇલ ઉપર **માસીચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં હોસ્પીટાલ, સદાવ્રત ફંડની ધર્મશાળા, સાત આઠ દુકાનો અને ગંગાજીનું પાણી છે. અહિંથી ૧॥ માઇલ ઉપર **રામચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન તથા નાળાનું પાણી છે. અહિંથી ૦॥। માઇલ ઉપર **થાપલાચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન, સદાવ્રત ફંડની ધર્મશાળા અને રામગંગાનું પાણી છે. અહિંથી ૨ માઇલ ઉપર **બુઢાકેદાર** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો, બુઢા કેદારજીનું મંદિર અને નાળાનું પાણી છે. અહિંથી ૧ માઇલ ઉપર **સનોચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન તથા નાળાનું પાણી છે. અહિંથી ૧॥ માઇલ ઉપર **વસેડીચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન છે. પાણી ઝરણાનું તથા રામગંગાનું કામ આવે છે. અહિંથી ૧॥ માઇલ ઉપર **નૌલાચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન,

ધર્મશાળા, પોષ્ટ અને રામગંગાનું પાણી છે. અહિંથી ૧ા માઇલ ઉપર **જયનૌલાચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ માઇલ ઉપર **બરીકોટ** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને નાળાનું પાણી છે. અહિંથી ૧ા માઇલ ઉપર **ભીકીયાશેણ** આવે છે. રસ્તો સીધો છે. અહિં ત્રણ ચાર દુકાનો સદાવ્રત ફંડની ધર્મશાળા, પોષ્ટ, હોસ્પીટાલ, અને પોલીસ ચોકી છે. પાસેજ રામગંગા અને નર્મદેશ્વરીનો સંગમ છે. અહિંથી ૩ માઇલ ઉપર **શ્રીકોટ** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇનો છે. અહિં ત્રણ ચાર દુકાનો છે. પાણી બે ફર્લાંગ દૂરથી લાવવું પડે છે. અહિંથી રામનગર ૪૦ાા માઇલ થાય છે. બળદગાડીનું ભાડું એક પેસેન્જર દીઠ રૂ. ૨) થી ૪) સમય પ્રમાણે બેસે છે. શ્રીકોટથી ૨ માઇલ ઉપર **વાસકોટચટી** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ માઇલ ઉપર **કમેડુપાની** આવે છે. રસ્તો ૧ માઇલની સાધારણ ઉતરાઇવાળો, અને ૧ માઇલ સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ માઇલ ઉપર **ગ્વેલખાન** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન, નાની સરખી ધર્મશાળા, અને પાણીનાં બે ઝરણાં છે. અહિંથી ૩ માઇલ ઉપર **ગુજરઘાટી** આવે છે. રસ્તો ચઢાવ જેવો પણ સીધો છે. અહિં ત્રણ ચાર દુકાનો અને ધર્મશાળા છે. પાણી પોણો માઇલ દૂરથી લાવવું પડે છે. રામનગર જવા માટે બળદગાડીઓ અહિંથી પણ મળે છે. ગુજર ઘાટીથી ૩ માઇલ ઉપર **મછોડ** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન તથા ડાકબંગલો છે. પાણી થોડે દૂરથી લાવવું પડે છે. અહિંથી ૨ માઇલ ઉપર **દેવખના ( પનુવા દેખન)** આવે છે. રસ્તો સીધો છે. અહિં નાની સરખી ધર્મશાળા, એક દુકાન અને પાણીનું ઝરણું છે. અહિંથી ૨ માઇલ ઉપર **ગોદીચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે ત્રણ દુકાનો સદાવ્રત ફંડની ધર્મશાળા, અને પાણીનો નળ છે. અહિંથી ટોટાઆમ જવાનો રસ્તો પગકેડીનો દોઢ માઇલનો છે, પણ તે ચઢાઇવાળો હોઇ

બળદગાડી તે રસ્તે જઇ શકતી નથી. ગોદીચટીથી ૬ માઇલ ઉપર **ટોટાઆમ** આવે છે. રસ્તો સીધો અને સારો છે. અહિં બે ત્રણ દુકાનો, ડાકબંગલો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨ માઇલ ઉપર **સૌરાલચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૪ માઇલ ઉપર **કુંભારીયાચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન છે. પાણી અડધા માઇલ ઉપરથી કોશી નદીનું લાવવામાં આવે છે. અહિંથી ૦॥ માઇલ ઉપર **મોહનાચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં પાંચ છ દુકાનો, અને કોશી નદીનું પાણી છે. અહિંથી ૨ માઇલ ઉપર **મવાગ્વાડચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને નાળાનું પાણી છે. અહિંથી ૨ માઇલ ઉપર **ગરજીયાચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો અને નાળાનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **પવનચક્કી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો અને નાળાનું પાણી છે. અહિંથી ૦॥ માઇલ ઉપર **ઢીંકલી ચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં ધર્મશાળા, સદાવ્રત, આંબાનોબગીચો, તથા બે ત્રણ દુકાનો છે, અહિંથી ૫ા માઇલ ઉપર રામનગર આવે છે રસ્તો સીધો છે. રામનગર, રોહીલખંડ અને કમાઉ રેલ્વેનું સ્ટેશન છે. અહિંથી કાશીપુર થઈ મોરાદાબાદ ૩૮ માઇલ થાય છે. અહિં ધર્મશાળા, પાણીના નળો, રામચંદ્રજીનું મંદિર, ત્રીસ પાંત્રીસ દુકાનો, હોસ્પીટાલ, પોલીસ ચોકી, પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો વિગેરે છે. કોશી નદી રામનગરની પાસેજ વહે છે. અહિંઆં હાથી વધારે જોવામાં આવે છે, અને તે કમાઉ પ્રાંતના જંગલમાંથી પકડી લાવવામાં આવે છે. રામનગરથી બરેલી ૯૪, લખનૌ ૨૪૦, અયોધ્યા ૩૦૬, અલ્લાહાબાદ ૩૬૫, કાશી ૪૨૭, ગયા ૫૬૩, કલકતા ૮૫૬, જગન્નાથપુરી (મોરાદાબાદ અને મોગલશરાઈ થઇને) ૧૦૫૭, હરદ્વાર ૧૫૨, સહરાનપુર ૧૫૮, અને દિલ્હી ૧૩૮ માઇલ થાય છે. બદ્રીનારાયણથી રામનગર કુલ ૧૬૬ માઇલ થાય છે, તેમાં ૨૯॥ માઇલ ચઢાઇ, ૩૦॥ માઇલ ઉતરાઇ અને ૧૦૫॥ માઇલનો સીધો રસ્તો આવે છે.

# લીસ્ટ નં. ૫.

•••○•••

## શ્રીબદ્રીનારાયણથી કાઠગોદામ ૧૭૪ માઇલ.

### (કર્ણપ્રયાગ અને ગણાઈ થઇને.)

**બદ્રીનારાયણથી** ૪૭॥ માઇલ ઉપર **ચમોલી** આવે છે, તેનું વર્ણન લીસ્ટ નંબર ૨ માં આપેલ છે ત્યાંથી ૧૯॥ માઇલ ઉપર **કર્ણપ્રયાગ** આવે છે, તેનું વર્ણન લીસ્ટ નંબર ૯ માં આપેલ છે. ત્યાંથી ૨૯ માઇલ ઉપર **મેલચોરી** અને ત્યાંથી ૮ માઇલ ઉપર **ગણાઇ** આવે છે, તેનું વર્ણન લીસ્ટ નંબર ૪ માં આવી ગયેલ છે. ગણાઈથી ૪॥ માઇલ ઉપર **મહાકાળ** આવે છે. રસ્તો ૦॥ માઇલની સાધારણ ચઢાઈ, અને ૪ માઇલનો સીધો છે. અહિં મહાકાળેશ્વર નું મંદિર અને બે દુકાનો છે. પાણી નદીનું કામમાં આવે છે. અહિંથી ૦॥ માઇલ ઉપર **શાહપુરચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧॥ માઇલ ઉપર **ઘરાટચટી** આવે છે. રસ્તો ૦॥ માઇલની સાધારણ ઉતરાઈ વાળો, અને ૧ માઇલ સીધો છે. અહિં બે દુકાનો, ધર્મશાળા અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨॥ માઇલ ઉપર **અમીરચટી** આવે છે. રસ્તો ૦॥ માઇલ ચઢાઇ, ૦॥ માઇલ ઉતરાઇ અને ૧॥ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં બે દુકાનો તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૧॥ માઇલ ઉપર **દ્વારહાટ** આવે છે. રસ્તો ૧ માઇલની ચઢાઇ, અને ૦॥ માઇલની ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે, અહિં સાત આઠ દુકાનો, પોષ્ટ, ડાકબંગલો, અને હોસ્પીટાલ છે. અહિંથી એક માઇલ આગળ ચાલતાં ત્રણ રસ્તા જુદા થાય છે, તેમાં ડાબાહાથનો આલ્મોડા જાય છે, તે ૨૪॥ માઇલ છે; જમણા હાથનો રાણીખેત જાય છે, તે ૧૨॥ માઇલ છે; અને ત્રીજો નીચે પ્રમાણે છે. **રાણીખેતમાં** લશ્કરી છાવણી પોષ્ટ, ટેલીગ્રાફ, બેંક, હોસ્પીટાલ, અને ડાકબંગલો, તથા મોટી બજાર

છે. અહિંના હવા પાણી બહુ સારાં છે. રાણીખેત સમુદ્રની સપાટીથી ૫,૨૮૩ ફીટની ઉંચાઈ ઉપર વસેલ છે. દ્વારહાટથી ૩ાા માઇલ ઉપર **તીનગર ગામ** આવે છે. રસ્તો ૦ાાા માઇલની સાધારણ ચઢાઇવાળો અને ૩ માઇલ સીધો છે. અહિં બે ત્રણ દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ાા માઇલ ઉપર **બંગાળીપોખરચટી** આવે છે. રસ્તો સીધો છે. આ ગામ મોટું છે, અને તેમાં મુસલમાનોની વસ્તી વધારે છે. અહિં બે દુકાનો, એક ધર્મશાળા તથા પોષ્ટ ઓફીસ છે. પાણી નાળાનું અને ઝરણાનું મળે છે. અહિંથી ૧ માઇલ ઉપર **બાંસુરીસેરા** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે ત્રણ દુકાનો અને એક નાનું મંદિર છે. પાણી નદીનું કામ આવે છે. અહિંથી ૧ાાા માઇલ ઉપર **મલયચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો છે. પાણી મલય નદીનું કામ આવે છે. અહિંથી એક રસ્તો આલ્મોડા જાય છે, તેમાં ત્રણ માઇલ ઉપર કુવાચટી, છ માઇલ ઉપર બાંસખેડી, ચઉદ માઇલિ ઉપર કોશી ચટી, અને પોણી ઓગણીશ માઇલ ઉપર આલ્મોડા આવે છે, મલય ચટીથી ૨ા માઇલ ઉપર **રેવતીગામ** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. અહિં એક દુકાન તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૧ાાા માઇલ ઉપર **મજખલી ચટી** આવે છે. રસ્તો ૦ાાા માઇલ ચઢાઇ, અને ૧ માઇલિ ઉતરાઇ નો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં એક દુકાન અને ઝરણા નું પાણી છે. તેની પાસેથી બે રસ્તા જુદા થાય છે. તેમાં ડાબા હાથ તરફનો આલ્મોડા જાય છે, તે સાડા ચઉદ માઇલ છે, અને જમણા હાથ તરફનો રાણીખેત જાયછે, તે સવાઆઠ માઇલ છે. મજખલી ચટીથી ૯ માઇલ ઉપર સીતલા ચટી આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઈ, ૨ માઇલ ઉતરાઇ, અને ૩ માઇલ સીધો છે, ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. રસ્તામાં સવાત્રણ માઇલ ઉપર આલ્મોડા, અને રાણી-ખેત જવાના રસ્તા ફાટે છે. અહિં બે દુકાનો તથા ઝરણાનું પાણી છે. આહંથી પાાા માઇલ ઉપર **કાંકરાઘાટચટી** આવ છે. રસ્તો ૧ાાા માઇલ ચઢાઇ અને ૪ માઇલિ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં બે ત્રણ દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી

૧। માઇલ ઉપર **પહાડીયાચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨। માઇલ ઉપર **ખૈરનાચટી** આવે છે. ચઢાઈ ઉતરાઈ સાધારણ છે. અહિં આઠ દસ દુકાનો, પોષ્ટ, ડાકબંગલો, અને પોલીસચોકી છે. પાણી કોશી નદીનું કામ આવે છે. અહિંથી પણ નૈનીતાલ જવાનો એક રસ્તો લગભગ સવાનવ માઇલનો છે. **નૈનીતાલ** કમાઉ પ્રાંતમાં આવેલું હવાખાવાનું પ્રસિદ્ધ સ્થળ છે. અહિં એક મીઠા પાણીનું સરોવર દોઢમાઇલ લાંબુ, અડધો માઈલ પહોળું, અને ૯૦ ફીટ ઉંડું છે. તેના કિનારે નૌના દેવીનું મંદિર છે. સરોવર અને ગામનુ નામ દેવીના નામ ઉપરથી નૈનીતાલ પડેલ છે. અહિં લશ્કરી છાવણી છે, તેમજ યુરોપીયનોના, અને ગૃહસ્થોના કેટલાક બાગબગીચા અને બંગલા છે. અહિંથી પગ રસ્તે આલ્મોડા ૩૧ માઈલ થાય છે. પણ મોટર રાણીખેત થઇને જાય છે. એટલે ૫૭ માઈલ પડે છે. ભાડું એક પેસેન્જરના રૂ. ૯ સિવાય, ટોલ ટેકસના રૂ. ૨ જુદા પડે છે. નૈનીતાલમાં ડાકબંગલો, ધર્મશાળા, હોટલો, બેંકો, સ્કુલ, પોષ્ટ, ટેલીગ્રાફ, ટેલીફોન, ઇલેકટ્રીક, વિગેરે છે. અહિંની બજાર મોટી છે. નૈનીતાલની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૬૪૦૯ ફીટની છે. અહિંથી ભીમતાલ ૭ માઈલ થાય છે, અને કાઠગોદામ ૧૩ માઇલ થાય છે. મોટર ભાડું રૂ. ૩ અને ટોલટેકસના રૂ. ૨ મળી પાંચ પડે છે. નૈનીતાલનાં સફરજન બહુજ સારાં થાય છે. કદમાં તે મોટાં અને રંગે લાલ હોય છે. ખૈરના ચટીથી ૧॥। માઇલ ઉપર **ગરમપાણીચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં ત્રણ ચાર દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૦॥। માઇલ ઉપર **રામગઢ** આવે છે. રસ્તો સીધો છે, અહિં એક દુકાન અને નદીનું પાણી છે. અહિંથી ૪॥ માઇલ ઉપર **કૈંચીચટી** આવે છે. રસ્તો સીધો છે. રસ્તામાં પોણા માઇલ ઉપર ચાર રસ્તા આવે છે. તેમાં એક નૈનોતાલ બીજો રાણી-ખેત, ત્રીજો આલ્મોડા અને ચોથો ભીમોલી જાય છે. અહિં બે દુકાનો અને નદીનું પાણી છે. અહિંથી ૨॥ માઇલ ઉપર **નીગલા ચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો અને ઝરણાનું

પાણી છે. અહિંથી ૨ાા માઇલ ઉપર **ભીમોલીચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં ધર્મશાળા, ત્રણ ચાર દુકાનો, અને ક્ષય રોગીઓની હોસ્પીટાલ છે. અહિંથી નૈનીતાલ સાત માઇલ થાય છે. રસ્તો સારો છે. ભીમોલી ચટીથી ૧ા માઇલ ઉપર **પરસોલીચટી** આવે છે, રસ્તો સાધારણ ચઢાઇ વાળો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પણી છે. અહિંથી ૧ાાા માઇલ ઉપર **જંગલચટી** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇનો છે. અહિં ચાર પાંચ દુકાનો, પોલીસ ચોકી, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **ભીમતાલ** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇનો છે. અહિં પણ એક મીઠા પાણીનું સરોવર એક માઇલ લાંબુ પહોળું છે. દુકાનો દસબાર છે. અહિંથી ૪ માઇલ ઉપર **નવચંડીચટી** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇવાળો છે. અહિં એક નવ ખુણાવાળું નવકુંચીયાતાલ નામનું સરોવર છે, જોકે લંબાઈ પહોળાઇમાં તે વધારે નથી, પણ ઉંડાઇમાં ૧૩૨ ફીટ છે. તેને કાંઠે ચંડી દેવીનું મંદિર, એક ધર્મશાળા અને ત્રણ ચાર દુકાનો છે. અહિંથી ૨ માઇલ ઉપર **રાણીબાગ** આવે છે. રસ્તો ઉતરાઇ જેવો પણ સીધો છે. અહિં પાંચ સાત દુકાનો અને એક ડાકબંગલો છે. અહિંથી ૨ માઇલ ઉપર **કાઠ-ગોદામ** આવે છે. રસ્તો સીધો છે. કાઠગોદામ રોહીલખંડ અને કમાઉ રેલ્વેનું સ્ટેશન છે. અહિં મોટી બજાર, પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, હોસ્પીટાલ, પોલીસ ચોકી, પાણીના નળો, ઇલેકટ્રીક વિગેરે છે. અહિંથી લાલકુવા અને ભોજી પુરા થઇ બરેલી ૬૪ માઇલ થાય છે. હલદ્વાની અહિંથી ૩ાા માઇલ થાય છે, તે કમાઉ પ્રાંતનું વેપારનું મુખ્ય સ્થળ છે. કાઠગોદામથી લખનૌ ( બરેલી થઇને ) ૨૧૦ અને ( પીલીભીંત થઇને ) ૨૫૧, કાશી ૩૯૭, ગયા ૫૩૪, કલકત્તા ૮૨૬, મોરાદાબાદ ૧૨૦, લુકસર ૨૦૭, શહરાનપુર ૨૪૦, અમૃતસર ૪૪૫, જગન્નાથ પુરી ( આસનસોલ થઇને ) ૧૦૬૩, અયોધ્યા ૨૭૬ અલ્લાહબાદ ૩૨૫. અને દિલ્લી (બરેલી તથા મોરાદાબાદ થઇને) ૨૨૦ માઇલ થાય છે. બદ્રીનારાયણથી કાઠગોદામ કુલ ૧૭૪ માઈલ થાય છે; તેમાં ૪૫ા માઇલ ચઢાઇ, ૪૩ાા માઇલ ઉતરાઇ અને ૮૫ા માઇલ સીધો રસ્તો આવે છે.

# લીસ્ટ નં. ૬.

•••○○•••

## શ્રીબદ્રીનારાયણથી કોટદ્વાર ૧૬૪ા માઇલ.

### ( કર્ણપ્રયાગ અને શ્રીનગર થઇને. )

**બદ્રીનારાયણ**થી ૪૭ાા માઇલ ઉપર **ચમોલી** આવે છે, તેનું વર્ણન લીસ્ટ નંબર, ૨ માં આપેલ છે. ચમોલીથી ૧૯ાા માઇલ ઉપર **કર્ણપ્રયાગ**, અને ત્યાંથી ૨૦ માઇલ ઉપર **રૂદ્રપ્રયાગ** આવે છે, તેનું વર્ણન લીસ્ટ નંબર ૩માં બતાવેલ છે. રૂદ્રપ્રયાગથી ૧૮ાા માઇલ ઉપર **શ્રીનગર** આવે છે, અને તેનું વર્ણન લીસ્ટ નંબર ૧માં કરેલ છે, એટલે બદ્રીનારાયણથી શ્રીનગર કુલ ૧૦૬ા માઇલ થાય છે અને તેમાં રસ્તો ૨૩ાા માઇલ ચઢાઇ, ૨૮ા માઇલ ઉતરાઇ, અને ૫૪ા માઇલ સીધો આવે છે, તેનું વર્ણન લીસ્ટોમાં જોઈ લેવું. શ્રીનગરથી ૩ા માઇલ ઉપર **ખાંડવચટી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઈ, ૦ા માઇલ ઉતરાઈ, અને ૨ માઇલ સીધોછે. શ્રીનગરથી દેવપ્રયાગ જવાના રસ્તામાં પોણા માઇલ ઉપરથી આ રસ્તો જુદો થાય છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં એક બે દુકાનો અને પાણી ખાંડવ નદીનું છે. અહિંથી ૪ાા માઇલ ઉપર **પૌડી** આવે છે. રસ્તો ૩ા માઇલ ચઢાઇ વાળો અને ૧ાા માઇલ સીધો છે. ચઢાઈ સહેજ કઠણ છે. પૌડી બ્રિટિશ ગઢવાળનું મુખ્ય શહેર છે. અહિં ફોજદારી તથા દિવાની કોર્ટ, જેલ, ટ્રેઝરી, પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, સ્કુલ, ધર્મશાળા અને મંદિર છે. ઇલેકટ્રીકબત્તી અને પાણીના નળો પણ છે. ગઢવાળના ડેપ્યુટી કમીશ્નર સાહેબ અહિં રહેછે. અહિંથી ૧ માઇલ ઉપર **કડીયાખાલ** આવે છે. રસ્તો ૦ા માઇલ ચઢાઇ અને ૦ાા માઇલ સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨ માઇલ ઉપર **ટેકા** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૭ માઇલ ઉપર **અધવાની** આવે છે. રસ્તો સીધો છે. અહિં ત્રણ ચાર દુકાનો, પોષ્ટ ઓફીસ, ડાકબંગલો, ધર્મશાળા અને ઝરણાનું પાણી છે. અહિંથી ૬ માઇલ ઉપર **કાંસખેત** આવે છે. રસ્તો સીધો છે. અહિં ત્રણ ચાર

દુકાનો, સ્કુલ, તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૨ માઈલ ઉપર **ઘડીયાળા** આવે છે. રસ્તો સીધો છે. અહિં ત્રણચાર દુકાનો, ધર્મશાળા, અને નાળાનું પાણી છે. અહિંથી ૪ માઇલ ઉપર **કલેથ** આવે છે. રસ્તો સીધો છે. અહિં ત્રણ ચાર દુકાનો, પાણીની પરબ અને ડાકબંગલો છે. પાણી અડધો માઇલ દૂરથી લાવવું પડે છે. અહિંથી ૩ માઇલ ઉપર **બાંગઘાટચટી** આવે છે. રસ્તો સહેજ ઉતરાઇ વાળો છે. અહિં સદાવ્રત ફંડની ધર્મશાળા, ડાકબંગલો, પોષ્ટ અને ચાર પાંચ દુકાનો છે. પાણી નૈયાર નદીનું કામ આવે છે. અહિંથી એક રસ્તો લેન્સડાઉન છાવણી જાય છે, તે બાર માઇલનો છે, અને બીજો વ્યાસ ઘાટ જાય છે તે અઢાર માઇલનો છે. **લેન્સડાઉનમાં** લશ્કરી છાવણી રહે છે અને ત્યાં પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, અને મોટી બજાર છે. લેન્સડાઉનથી કોટદ્વાર સુધી એકા અને મોટર ચાલે છે. બાંગઘાટથી ૭ માઇલ ઉપર **દ્વારીખાલ** આવે છે. રસ્તો સહેજ ચઢાઇનો છે. અહિં પોષ્ટ, ડાકબંગલો, એક બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૬ માઈલ ઉપર **ડાડામંડી** આવે છે. રસ્તો સહેજ ઉતરાઈ વાળો છે. અહિં બે ત્રણ દુકાનો, ડાકબંગલો સદાવ્રતફંડની ધર્મશાળા, અને નાળાનું પાણી છે. અહિંથી ૫ માઇલ ઉપર **દુગડ્ડા** આવે છે. રસ્તો સીધો છે. અહિં પંદર વીસ દુકાનો, ધર્મશાળા, પોષ્ટ, ડાકબંગલો, પોલીસચોકી, અને નાળાનું તથા ઝરણાનું પાણી છે. લેન્સડાઉન છાવણી અહિંથી નવ માઇલ થાય છે. કોટદ્વાર માટે એકા અને મોટર અહિંથી મળી જાય છે. ભાડું રૂા. ૧ થી રૂા. ૨ લાગે છે. દુગડ્ડાથી ૧૦ માઈલ ઉપર **કોટદ્વાર** આવે છે. રસ્તો સીધો છે. કોટદ્વાર ઇસ્ટઇન્ડીયન રેલ્વેનું સ્ટેશન છે. અહિં ધર્મશાળા, સદાવ્રત, પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, સ્કુલ, પોલીસચોકી, હોસ્પીટાલ, વિગેરે છે. પાણી નદી અને નાળાનું કામ આવે છે. જીવાબાદથી કોટદ્વાર સુધીની રેલ્વે બ્રાન્ચ છે. નજીવાબાદ અહિંથી ૧૫ માઈલ થાય છે અને નજીવાબાદથી હરદ્વાર ૪૩, સહરાનપુર ૫૯, અમૃતસર ૨૬૪, લાહોર ૨૯૭, રાવલપીંડી ૪૫૬, કાશી ૪૫૦, લખનૌ ૨૬૪, બરેલી ૧૧૭, મોરાદાબાદ ૬૧, ગયા

૫૮૭, ગોમો ૬૯૨, જગન્નાથપુરી ( ગોમો થઇને ) ૧૦૮૧, અને કલકત્તા ૮૭૯ માઇલ થાય છે. લેન્સડાઉન છાવણી અહિંથી ૨૬ માઇલ થાય છે. મોટરનું ભાડું રૂા. ૩ થી ૪ પડે છે. બદ્રીનારાયણ થી કોટદ્વાર કુલ ૧૬૪ા માઇલ થાય છે, તેમાં ૩૫ા માઇલ ચઢાઈ, ૩૭ા માઇલ ઉતરાઇ, અને ૯૧ા માઇલ સીધો રસ્તો આવે છે.

**નોટઃ**—આ રસ્તે થોડા માણસોજ આવજા કરે છે. કારણ કે રસ્તામાં કોઇ તીર્થ સ્થળ આવતું નથી, તેમજ ચઢાઇ ઉતરાઇ પણ સહેજ વધારે છે, જોકે અગાઉ આ રસ્તે માણસો આવતાં જતાં, પણ બીજા રસ્તાઓ સારા થવાથી આ રસ્તે આવજાવ ઘટી ગઇ છે.

---

# લીસ્ટ નં. ૭.

## હરદ્વારથી યમુનોત્રી ૧૪૧ માઇલ.
### (દેહરાદુન અને ધરાસુ થઇને.)

**હરદ્વારથી** રેલ્વે રસ્તે ૩૨ માઇલ ઉપર **દેહરાદુન** આવે છે, તે ઇસ્ટ ઇન્ડીયન રેલ્વેનું છેલ્લું સ્ટેશન છે. અહિં લશ્કરી છાવણી,હોટલો, બેંકો, સ્કુલો, પોષ્ટ, ટેલીગ્રાફ, ટેલીફોન, પોલીસચોકી, ડાકબંગલો, ફોરેસ્ટ કોલેજ, ઓલ ઇન્ડીઆ સરવેઓફીસ, ગુરૂરામરાયનું મંદિર મહંત શ્રી લક્ષમણદાસજીનું સદાવ્રત, અને ધર્મશાળા વિગેરે છે. દહેરાદુન જીલ્લાનું હેડ ક્વાર્ટર છે. અહિંથી સહરાનપુર બેંતાળીશ માઇલ થાય છે, અને મોટર ભાડું રૂ. ૨ લાગે છે. હરદ્વાર કરતાં અહિં સામાન સસ્તો મળે છે. દેહરાદુનના હવા પાણી ઠીક છે. તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૨,૨૬૯ ફીટની છે. અહિંથી મંસુરી ૧૪ માઇલ થાય છે, તેમાં ૭ માઇલ રાજપુર સુધી મોટર એકા જાય છે. ભાડું પેસેન્જર દીઠ બાર આના લાગે છે. ગંગોત્રી, યમુનોત્રી જનાર યાત્રાળુને કુલીવાહન અહિં પણ મળી શકે છે. અહિંથી ૭ માઇલ ઉપર **રાજપુર** આવે છે. રસ્તો સહેજ ચઢાઈ વાળો પણ સીધો છે. એટલેકે મોટર એકા ચાલી શકે તેવો છે. અહિંથી મંસુરી સુધી કુલી કંડી, ઝંપાન, ડાંડી, ઘોડાં અને ખચ્ચર જે જોઇએ તે મળી જાયછે. રાજપુર પાધડી પને વસેલું મોટું ગામ છે. અહિં બહેરા મુંગાની સ્કુલ છે. તેમજ સાધુ વાસ્વાણીજીનું ભારત યુવક સંઘનું આશ્રમ છે. સામાન અહિં તમામ મળે છે. ગંગોત્રી યમુનોત્રી અને બદ્રી કેદાર માટે કુલી વાહન કાંઇ કરવાનું હોયતો છેવટ અહિંથી કરીલેવું જોઇએ. રાજપુરથી ૧ માઇલ ઉપર **ટોલ** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. અહિં ટોલ ટેકસ લેવાય છે. માણસ દીઠ એક આનો, બોજા વાળાના ચાર આના અને ઘોડા, ખચ્ચર તથા બીજા કોઇ વાહનોનો રૂ. ૧।। આપવો પડે છે. અહિં એક દુકાન પણ છે. અહિંથી ૨।। માઇલ ઉપર **ઝંડાપાણી**આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. અહિં એક દુકાન, ઝરણાનું પાણી અને આરામ કરવાની જગ્યા છે. અહિં

થી ૧ માઇલ ઉપર **બાલુંગજ** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇ નો છે. અહિં ઝરણાનું પાણી અને એક દુકાન છે. અહિંથી ૨॥ માઇલ ઉપર **મંસુરી** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. મંસુરી હવાપાણી અને સૃષ્ટિ સૌંદર્યમાં સીમલાથી બીજે નંબરે આવે છે. તેની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૭,૪૩૩ ફીટની છે. ગરમીની ઋતુમાં પણ અહિં ઠંડી પડે છે. એટલે ઘણા યુરોપીઅનો, અને થોડા દેશી ગૃહસ્થો અહિં હવા ખાવા આવે છે. કેટલાકના તો અહિં બંગલા અને બાગ બગીચા પણ છે. મંસુરીમાં લશ્કરી છાવણી રહે છે. અહિંથી પૂર્વમાં ૧ માઇલ ઉપર લંડોર નામની મોટી બજાર છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ , ટેલીફોન, હોસ્પીટાલ, ડાક બંગલો, બેંકો, હોટલો, ઇલેકટ્રીક, પાણીના નળો, ટેનીસ ખેલવાનાં મેદાનો અને સ્કુલ વિગેરે છે. બજારમાં લક્ષ્મિનારાયણનું મંદિર, ધર્મશાળા અને સદાવ્રત છે. મંસુરી થી ૨ માઇલ ઉપર **જવરખેત** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. અહિં એક દુકાન તથા ઝરણાનું પાણી છે. ડાકબંગલો અહિંથી અડધા માઇલ ઉપર છે. અહિંથી ૩ માઇલ ઉપર **સુખાકોલી** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઈ વાળો છે. અહિં એક દુકાન, ધર્મશાળા તથા ઝરણાનું પાણી છે. અહિંથી એક રસ્તો સીધો ઉત્તરકાશી જાય છે પણ તે વિકટ હોઇ યાત્રાળુઓ સડકેજ ચાલે છે. અહિંથી ૧ માઇલ ઉપર **ઝાલકી** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. અહિં પાણીનો નળ તથા ધર્મશાળા મહંત શ્રી લક્ષ્મણદાસજીની છે. બે ત્રણ દુકાનો પણ છે. અહિંથી ૮ માઇલ ઉપર **ધનોલ્ટી** આવે છે. રસ્તો સીધો છે. ઝાલકીથી ચાલતાં બે માઇલ ઉપર એક રસ્તો ટિહરી જવાનો જુદો થાય છે, પણ તે જંગલમાં થઇ ને જતો હોઈ તે રસ્તે ફકત શિકારી માણસો જાય છે. ધનોલ્ટીમાં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, ત્રણ ચાર દુકાનો, અને ઝરણાનું પાણી છે. ડાકબંગલો થોડે દૂર છે. અહિંથી ૮ માઇલ ઉપર **કાણાતાલ** આવે છે. રસ્તો લગભગ સીધા જેવોજ છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, સદાવ્રત તથા પાણીની પરબ છે. બીજી પણ એક ધર્મશાળા અને બે ત્રણ દુકાનો છે. પાણી એક ફર્લાંગ દૂરથી લાવવું પડે છે. અહિં-

થી ૨ માઇલ ઉપર **નૈરધાર** આવે છે રસ્તો સીધો છે. કાણાતાલથી એક માઇલ ચાલતાં જમણા હાથ તરફનો જે રસ્તો ફાટે છે, તે ટિહરી જાય છે, અને તે ૧૨ માઇલ છે. નૈરધારમાં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઇલિ ઉપર **થોલદાર** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇ વાળો છે. અહિં બે ત્રણ દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૫ માઇલ ઉપર **ભલ્ડીયાણા** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૩ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ભલ્ડીયાણા એક માઇલ દૂર રહે છે, તે જગ્યા એ દેવપ્રયાગથી ટિહરી થઇને આવવાનો રસ્તો મળી જાય છે. ભલ્ડીયાણામાં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, અને સદાવ્રત તથા ત્રણ ચાર દુકાનો છે. પાણી ઝરણાનું મળે છે. ગંગાજી સહેજ નીચાણમાં છે. અહિંથી ૫ માઇલ ઉપર **છામચટી** આવે છે. રસ્તો ૨ માઇલિની સાધારણ ચઢાઈ વાળો, અને ૩ માઇલ સીધો છે. અહિં બે ત્રણ દુકાનો, રામચંદ્રજીનું શિખરબંધ મંદિર, તથા બગીચો છે. નેપાળના વજીર સાહેબની ધર્મશાળા છે. ચટી સુંદર છે. પાણી ગંગાજીનું મળે છે. અહિંથી ૩ માઇલિ ઉપર **ધૌલી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨ માઇલ ઉપર **નોગુણગાડ** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે ત્રણ દુકાનો નાની સરખી ધર્મશાળા, અને પાણી ગંગાજીનું છે. અહિંથી ૫ માઇલિ ઉપર **ધરાસુ** આવે છે. રસ્તો ૨ માઇલની સહેજ કઠણ ચઢાઇનો, અને ૩ માઇલ સીધો છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, સદાવ્રત, સાત આઠ દુકાનો, હોસ્પીટાલ પોલીસચોકી, ડાકબંગલો, અને ભૈરવનાથજીનું મંદિર છે. ધરાસુ નદી અને ગંગાજીના સંગમ ઉપર આ ગામ છે. અહિંથી અડધો માઇલ આગળ જતાં, બે રસ્તા ફાટે છે તેમાં જમણા હાથ તરફનો રસ્તો ગંગોત્રી અને ડાબા હાથ તરફનો યમુનોત્રી જાય છે. ધરાસુથી ૯ માઇલ ઉપર **ગેંવલા (બ્રહ્મચટી)** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઈ, ૨ માઇલ ઉતરાઈ અને ૩ માઇલ સીધો છે. રસ્તામાં ચાર માઇલ ઉપર કલ્યાણીચટી આવે છે, ત્યાં એક દુકાન અને ઝરણાનું પાણી મળે છે ત્યાંથી પાંચ

માઇલ ઉપર આ ચટ્ટી આવે છે. ચઢાઇ ઉતરાઇ એક એક બબ્બે માઇલિના કટકે બે વખત આવે છે, અને તે પણ સાધારણ છે. અહિં ધર્મશાળા, એક દુકાન અને નાળાનું પાણી છે. અહિંથી ૫ માઇલ ઉપર **બાણ (છીલકરાચટી)** આવે છે. રસ્તો ૨ માઇલિ સાધારણ ચઢાઇનો અને ૩ માઇલિ સીધો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૬ માઇલિ ઉપર **દંડનગામ** આવે છે. રસ્તો ૩॥ માઇલ ચઢાઇ અને ૨॥ માઇલ ઉતરાઇનોછે. ચઢાઇઉતરાઇ સાધારણછે. દંડનગામ પંદર વીસ મકાનોનું નાનું ગામ છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨॥ માઇલિ ઉપર **સીમલાચટી** આવે છે. રસ્તો સહેજ કઠણ ઉતરાઈનો છે તેમજ જંગલમાં થઈને જાય છે. અહિં એક દુકાન અને નાળાનું પાણી છે. યમુનોત્રીથી ગંગોત્રી જવા માટે પાછું અહિં આવવું પડે છે. અહિંથી ૧॥ માઇલિ ઉપર **ગંગાણી** આવે છે. રસ્તો સીધો છે, પણ જંગલમાં થઇને જાય છે અહિં ટિહરી રાજ્યની એક ધર્મશાળા, અને બા૦ કા૦ ક૦ વાળાનું સદાવ્રત છે. યમુનોત્રી જનારે વધારાનો સામાન અહિં કોઇ વેપારીને ત્યાં રાખીને જવું ઠીક છે; કારણ કે યમુનોત્રી જઇ પાછું અહિંજ આવવું પડે છે. પાણી જમદગ્ની કુંડ, તથા યમુનાજીનું પીવામાં આવે છે. જમદગ્ની કુંડ ઉપર ગંગાજીનું નાનું સરખું મંદિર છે. દુકાનો પાંચ છ છે. અહિંથી ૬ માઇલ ઉપર **કુથનોર ઉર્ફે જગન્નાથચટી** આવેછે. રસ્તો ૧॥ માઇલની સાધારણ ચઢાઇનો, અને ૪॥ માઇલ સીધો છે. અહિં બે દુકાનો, જગન્નાથ જીનું મંદિર, અને ઝરણાનું પાણી છે. અહિંથી ગંગોત્રી જવાનો એક રસ્તો છે પણ તે વિકટ છે. અહિંથી ૨ માઇલિ ઉપર **જમુનાચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન અને યમુનાજીનું મંદિર છે. યમુનાજી પાસેજ વહે છે. અહિં યમુનાજીમાં સ્ફટીક પત્થર જેવી ચળકતી કેટલીક શિલાઓ જોવામાં આવે છે. **અહિંથી હનુમાનગાડ સુધી ઝેરી માંખીઓ કરડે છે.** એટલે કોઈપણ પ્રકારે પગ ઢંકાઇ રહે તેવો બંદોબસ્ત કરવો. રસ્તો જંગલમાં થઇને જાય છે. **જમુનાચટીથી** ૨ માઇલિ ઉપર **ઓજરી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ અને ૧ માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઈ બન્ને સહેજ

કઠણ છે. જમુનાચટીથી યમુનાજીનો પુલ પાર કરી આગળ જવાય છે. અહિં વસ્તીનાં દસ પંદર મકાનો, એક દુકાન, અને નદીનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **રાણા** આવે છે. રસ્તો ૧।। માઇલની સહેજ કઠણ ચઢાઇનો અને ૧।। માઇલ સીધો છે. અહિં ધર્મશાળા, બે દુકાનો તથા ઝરણાનું પાણી છે. અહિં ઠંડી વધારે પડે છે. અહિંથી ૩ માઇલ ઉપર **હનુમાનગાડ** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો છે. અહિં સુધી ઝેરી માખીઓ કરડે છે, અને તેથી ચળ આવતાં ખંજવાળવાથી લોહી નીકળી પાકે છે. અહિં એક ધર્મશાળા, બે દુકાનો અને પાણી હનુમાનગંગાનું મળે છે. અહિંથી ૪ માઇલ ઉપર **ખરસાલી** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો છે. કુલીઓ સાથે કરાર ન કર્યો હોય તો તે અહિંથી યમુનોત્રી નથી આવતા. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, સદાવ્રત, પાંચ સાત દુકાનો અને શનીદેવતાનું મંદિર છે. ઠંડીના વખતમાં યમુનોત્રીનાં પટ જ્યારે બંધ રહે છે, ત્યારે યમુનાજીની પૂજા અહિં થાય છે. યમુનોત્રીના પંડ્યા અહિં રહે છે. અહિંથી ૪ માઇલ ઉપર **યમુનોત્રી** આવે છે. રસ્તો ૨ માઇલની ચઢાઇ, ૧ માઇલની ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સખ્ત છે. પુરાણોમાં લખેલ છે કે સૂર્યનારાયણનાં પુત્રી યમુનાજીએ અહિં તપશ્ચર્યા કરી હતી તે વખતથી અહિંનું નામ યમુનોત્રી પડયું છે. અહિં યમુનાજીનું મંદિર પંદર ફીટ ઉંચું અને સાત આઠ ફીટ પહોળું છે, તેમાં યમુનાજીની મૂર્તિ કાળા પાષાણની દોઢ ફુટ ઉંચી વિરાજમાન છે, તેમની જમણી તરફ ગંગાજી, અને ડાબી તરફ સરસ્વતિની મૂર્તિઓ છે. અહિં એક ધર્મશાળા, એક ગુફા અને ગરમ જળના ૭ કુંડ છે. ચાર કુંડની અંદર એટલું ગરમ પાણી રહે છે કે, પોટલીમાં બાંધીને કાચા ચોખા તેમાં છોડતાં દસમીનીટમાં તે રંધાઇ જાય છે, તેમ પુરી ઉપસી જાય છે અને બટાટાં પાકી જાય છે; બાકી બે કુંડમાં સ્નાન થઇ શકે તેવું ગરમ પાણી રહે છે. રોટલી અને પુરી પાણીથી ચડી જાય છે પણ પચપચી જાય છે છતાં યમુનોત્રીના યાત્રાળુઓ જે એકાદ દિવસ અહિં રહે છે, તે કુંડના પાણીમાંજ ભોજન બનાવીને ખાય છે. જોકે રસોઇ કરવાનો

સામાન તથા લાકડાં મળે છે, પરંતુ કેટલાક યમુનાજીની પ્રસાદીના રૂપમાં, અને કેટલાક પાણીના ગુણને ખાતર તે પ્રમાણેજ ભોજન બનાવે છે. આ પાણીથી પેટનાં ગમે તેવાં દરદો પણ નાબુદ થઇ જાયછે. અફસોસની વાત છે કે સ્વીટઝર્લેન્ડ જેવા સાત સમુદ્રની પારના પ્રદેશોમાંથી ઝરણાનું પાણી બાટલામાં ભરાઇ હિંદુસ્તાનમાં આવે છે અને તેનો છુટથી ઉપયોગ થાય છે; જ્યારે આવાં પવિત્ર સ્થળોનું પાણી તેથી હજાર દરજ્જે વધારે ગુણવાળું હોવા છતાં, તે ઉપયોગમાં લેવા કોશીશ થતી નથી. ગુફાની અંદરથી જ્યાં ગરમ પાણી નીકળે છે, ત્યાં એન્જીનની માફક ભફ, ભફ, કરતા અવાજ, અને વરાળ સાથે પાણી ઉડે છે. આ ગુફામાં લાકડાના સલેપાટ ગોઠવી પાંચ છ માણસોને સુવાજેવી જગ્યા બનાવી છે, એટલે જેની પાસે કાંઈ સાધન ન હોય, તે પણ યમુનોત્રી જેવી કડકડતી ઠંડીમાં સુખેથી રાત્રી વિતાવી શકે છે; એટલુંજ નહિ પરંતુ પાણીના થોડા થોડા બાફથી લાગેલ થકાવટ પણ દૂર થઇ જાય છે. યમુનોત્રીમાં એક બે દુકાનો છે. તેમાં ચોખા, દાળ, ઘી, ખાંડ, લોટ, બટાટાં, અને લાકડાં વિગેરે ચીજો મળે છે, યમુનાજી પાસેજ વહે છે. યાત્રાળુઓ પહેલાં યમુનાજીમાં, અને પછી ગરમ જળના કુંડમાં સ્નાન કરે છે. એટલે ઠંડી પણ જણાતી નથી તેમ ગરમ પાણી સહન કરવાની શકિત પણ આવે છે. ઝેરી માંખીઓ અહિં પણ કરડે છે, એટલે બને ત્યાં સુધી ખુલ્લું શરીર ન રહે તેમ ઠીક છે. યમુનોત્રીની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૦,૮૪૯ ફીટની છે. અને તેની પાસેના બંદર પંચ શિખરની ઉંચાઈ ૨૦,૭૪૩ ફીટની છે. આ પર્વતમાંથી યમુનાજી નીકળી, ૯૦૦ માઇલ વહેવા પછી પ્રયાગમાં ગંગાજીની અંદર મળી જાય છે. યમુનોત્રીથી ગંગોત્રી ૯૮ાા, કેદારનાથ ( ભટવાડી થઇને ) ૧૪૩, ( ગંગોત્રી થઇને ) ૨૧૯, બદ્રીનાથ ( ગંગોત્રી તથા કેદારનાથ થઇને ) ૩૧૯ાાા, દેહરાદુન ૧૦૯, અને ટિહરી ૭૪ માઇલ થાય છે. કુલ હરદ્વારથી યમુનોત્રી ૧૪૧ માઇલ થાય છે. તેમાં ૩૪ાા માઇલ ચઢાઈ, ૧૯ માઈલ ઉતરાઈ અને ૮૭ાા માઈલનો સીધો રસ્તો આવે છે.

# લીસ્ટ નં. ૮.

## હરદ્વારથી યમુનોત્રી ૧૬૬ા માઇલ.
### (ઋષીકેશ અને દેવ પ્રયાગ થઇને.)

**હરદ્વારથી** ૧૫ માઇલ ઉપર **ઋષીકેશ** અને ત્યાંથી ૪૪ા માઇલ ઉપર **દેવપ્રયાગ** આવે છે; જેનું વર્ણન લીસ્ટ નંબર ૧ માં થઇ ચુકેલ છે. દેવપ્રયાગથી ૬ માઇલ ઉપર **બેડાકોટ** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇનો છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૫ માઇલ ઉપર **રોડચટી** આવે છે. રસ્તો ૩ માઇલની સાધારણ ચઢાઇનો, અને ૨ માઇલ સીધો છે. અહિં બે દુકાનો, અને નાળાનું પાણીછે. અહિંથી ૫ માઇલ ઉપર **કેથોલી** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ચઢાઇનો અને ૩ માઇલ સીધો છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી પગંકેડીને રસ્તે ત્રણ માઇલ, પહાડ ઉપર ચંદ્રવદની દેવીનું મંદિર છે. ઘણા યાત્રાળુઓ દર્શન કરવા જાય છે. દર્શન કરીને પાછું અહિંજ આવવું પડે છે. અહિંથી ૬ માઇલ ઉપર **જેલમ ચટી** આવે છે. રસ્તો ૩ માઇલની સાધારણ ઉતરાઇનો, અને ૩ માઇલ સીધો છે. અહિં બે દુકાનો, એક ધર્મશાળા, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧૧ માઇલ ઉપર **ટિહરીનગર** આવે છે. રસ્તો ૫ માઇલની સાધારણ ઉતરાઇનો, અને ૬ માઇલ સીધો છે. રસ્તામાં બે ત્રણ નાનાં ગામો આવે છે. ત્યાં એક એક દુકાન, અને ઝરણાંનાં પાણી છે. ટિહરી, ગઢવાળની રાજ્યધાનીનું શહેર છે. ગાદી ઉપર શ્રીમાન ૧૦૮ નરેન્દ્રશાહ બહાદુર છે. યાત્રીઓને કષ્ટ ન પડે, તે માટે ગંગોત્રી, યમુનોત્રીના રસ્તાઓ દરવર્ષે રાજ્ય તરફથી સુધરાવવામાં આવે છે; તેમજ દુકાનદારો યાત્રાળુ પાસેથી વધારે ભાવ ન લે, તે માટે ખોરાકીના સામાનના ભાવો રાજ્ય તરફથી બાંધી આપવામાં આવે છે. ટિહરી, ભીલગંગા અને ભાગીરથીના સંગમની વચમાં છે. સંગમસ્થાનને ગણેશપ્રયાગ કહેવામાં આવે છે. ગામ મોટું છે. ઇ. સ. ૧૯૨૧ ની વસ્તી ગણત્રી

પ્રમાણે ટિહરીમાં ૩૩૪૨ માણસોની વસ્તી હતી. ગામની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૨૩૩૮ ફીટની છે. અહિં રાજ્ય તરફથી સદાવ્રત અને ધર્મશાળા છે. પોષ્ટ, ટેલીગ્રાફ, ટેલીફોન, વિજળીબત્તી, ટાવર, હોસ્પીટાલ, ડાકબંગલો, કોર્ટ, કચેરી, જેલ, રાજ્યની મહેલાતો કેટલાંક મંદિર, પાણીના નળો, અને પોલીસ ચોકી વિગેરે છે. અહિંથી ૧૧ માઇલ ઉપર **ભલ્ડીયાણા** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૮ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં પાંચમાઇલ ઉપર એક નાની ચટી આવે છે, ત્યાં એક દુકાન અને ઝરણાનું પાણી છે. ત્યાંથી પાંચ માઇલ ચાલતાં દેહરાદુનથી ભલ્ડીયાણા જતો રસ્તો મળી જાય છે. ભલ્ડીયાણાથી ૧૫ માઇલ ઉપર **ધરાસુ** અને ત્યાંથી ૪૮ માઇલ ઉપર **યમુનોત્રી** આવે છે; જેનું વર્ણન લીસ્ટ નંબર ૭ માં થઇ ચુકયું છે. કુલ હરદ્વારથી યમુનોત્રી, ઉપરને રસ્તે ૧૬૬I માઇલ થાય છે; જેમાં ૪૯ા માઇલ ચઢાઇ, ૨૭ાા માઇલ ઉતરાઇ, અને ૮૯ માઇલ સીધો રસ્તો આવે છે.—

**નોટ:—**દેવપ્રયાગથી ટિહરી જવાનો બીજો પણ એક રસ્તો છે, જે રસ્તે દેવપ્રયાગથી ૧૦ માઇલ ઉપર ખર્સાડા, ૧૪ માઇલ ઉપર કોટેશ્વર, ૨૦ માઇલ ઉપર વંડયા, ૨૮ માઇલ ઉપર કયારી, અને ૩૪ માઇલ ઉપર ટિહરી આવે છે. આ રસ્તે પણ કેટલાંક માણસોટિહરી જાય છે.

---

# લીસ્ટ નં. ૯.

## શ્રી યમુનોત્રીથી ગંગોત્રી ૯૮ાા માઇલ.
## (સીમલાચટી અને નવરંગી ધર્મશાળા થઇને.)

**યમુનોત્રીથી** ૨૫ાા માઇલ ઉપર **સીમલાચટી** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧૩ માઇલ ઉતરાઇ, અને ૧૦ાા માઇલ સીધો છે, જેનું વર્ણન લીસ્ટ નંબર ૭ માં કરેલ છે. સીમલાચટીથી ૮ માઇલ ઉપર **સીંગોટચટી** આવે છે. રસ્તો ૫ માઇલ ચઢાઇ, અને ૩ માઇલ ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઈ કઠણ છે. સીમલાચટીથી નદીનો પુલ પાર કરી જંગલમાં ચાલવું પડે છે. અહિં એક દુકાન, અને ઝરણાનું પાણી છે. સીંગોટચટીથી ૩ માઇલ ઉપર **નવરંગી ધર્મશાળા [નાકુરી]** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇ જેવો છે, પણ સીધોજ ગણાય. અહિં ચારપાંચ દુકાનો અને બા૦ કા૦ ક૦ વાળાની તથા સ્વામી સજ્જનાનંદજીની ધર્મશાળાઓ છે. ચટીમાં એક બગીચો છે, તેમાં સત્યનારાયણનું મંદિર છે. પાણી ઝરણાનું છે. **ઘી અહિં બહુ સારૂં મળે છે.** ધરાસુથી ગંગોત્રી જનાર યાત્રાળુનો રસ્તો અહિં મળી જાય છે. અહિંથી ૬ માઇલ ઉપર **ઉત્તરકાશી** ઉર્ફે **બડાહાટ** આવે છે. રસ્તો સીધો છે. અહિં વીસ પચીસ દુકાનો, પોષ્ટ, હોસ્પીટાલ, ડાકબંગલો, પોલીસચોકી, બા૦ કા૦ ક૦ વાળાનું સદાવ્રત, ધર્મશાળા, અને ઔષધાલય તથા સ્વામી શ્રી સજ્જનાનંદજીનું અન્નક્ષેત્ર છે, બીજી પણ કેટલીક ધર્મશાળાઓ, અને છુટક સદાવ્રતો છે. અહિં બારેમાસ સાધુઓ રહે છે, અને તેમને ઋષીકેશની જેમ તૈયાર ભોજન હંમેશાં મળે છે. જોવા લાયક સ્થળોમાં—જયપુરના મહારાણી રાઠોડબા તરફથી બંધાવેલ મંદિર, જુના જમાનાનું મોટું ત્રિશુળ, અને અસી તથા વરૂણાનો સંગમ છે. બીજાં પણ કેટલાંક નાનાં મંદિરો છે. પંજાબ સીંધનું પણ અન્નક્ષેત્ર અહિં ચાલે છે. ગંગોત્રીલાઇનમાં આ સ્થળ

મોટું છે. અહિંથી ૨ માઇલ ઉપર **બંસીગાડ** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન, ડાકબંગલો, તથા ઝરણાનું ઠંડુ પાણી છે. અહિંથી ૪ માઇલ ઉપર **નીતાલા** આવે છે. રસ્તો ૨ માઇલ ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. પાણી નાળાનું છે. દુકાન એક છે. નીતાલાથી ૩ માઇલ ઉપર **મનેરી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો તથા બે ધર્મશાળા છે. તેમાં એક બા૦ કા૦ ક૦ વાળાની, અને એક ટિહરી રાજ્યની છે. પાણીનાળાનું, તથા ગંગાજીનું કામમાં આવે છે. અહિંથી ૪ાા માઇલ ઉપર **કુમાચટી** આવે છે. રસ્તો ૨ માઈલિ ચઢાઇ, અને ૨ાા માઇલ ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૪ાા માઇલ ઉપર **ભટવાડી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઈ, ૨ માઈલિ ઉતરાઇ, અને ૧ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં ચાર પાંચ દુકાનો, ડાકબંગલો, ભાસ્કરેશ્વર મહાદેવનું મંદિર, અને બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, તથા સદાવર્ત છે. પાણી ઝરણાનું, અને ગંગાજીનું કામમાં આવે છે. કેદારનાથ જવાનો રસ્તો અહિંથી જુદો થાય છે; એટલે ગંગોત્રી જનારે વધારાનો સામાન અહિં રાખી જવો ઠીક છે; કારણ કે—હરદ્વાર અથવા કેદારનાથ જવા માટે ગંગોત્રીથી પાછું અહિંજ આવવું પડે છે. ભટવાડીથી ૬ માઇલ ઉપર **ભુખીચટી** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇનો છે. અહિં એક દુકાન, ધર્મશાળા અને ગંગાજીનું પાણી છે. ચટીનું નામ ભુખી છે, પણ ખોરાકીનો સામાન મળે છે. અહિંથી ૩ માઇલ ઉપર **ગંગનાણાચટી** આવે છે. રસ્તો સીધો અને સારો છે. અહિં બે ત્રણ દુકાનો, બા૦ કા૦ ક૦ વાળાનું સદાવ્રત, અને ધર્મશાળા, તથા મહાદેવજીનું મંદિર છે. ગંગાજી પાસે વહે છે. અહિંથી અડધા માઇલ ઉપર હુરી ગામમાં ગરમ પાણીનો કુંડ, અને પારાશરઋષીનો આશ્રમ છે. ગંગનાણીથી ૨ માઇલ ઉપર **બગોલીગાડ** આવે છે: રસ્તો ૧ માઈલિ ચઢાઇ અને ૧ માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૨ માઇલ ઉપર **લુહારી**.

**નાગ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ અને ૧ માઇલ ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઈ સહેજ કડણ છે. અહિં એક ધર્મશાળા તથા બે દુકાનો છે. પાણી ગંગાજી અને ઝરણાનું કામ આવે છે. અહિંથી ૪ માઇલ ઉપર **સુકીખાલ** આવે છે. રસ્તો ૩ માઈલ ચઢાઈ અને ૧ માઇલ ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઇ સહેજ કડણ છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા અને સદાવ્રત છે. યમુનોત્રીથી ખરસાલી થઇને એક પહાડી રસ્તો અહિં આવે છે, પણ તે ઘણો વિકટ છે. અહિં બે દુકાનો, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧।। માઇલ ઉપર **ઝાલા** આવે છે. રસ્તો સહેજ કડણ ચઢાઇનો છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની એક નાની સરખી ધર્મશાળા, અને બે દુકાનો છે. પાણી ગંગાજી તથા ઝરણાંનું મળે છે. ચટીની પાસે થોડું સપાટ મેદાન પણ છે. અહિંથી ૪।। માઇલ ઉપર **હરસીલ** આવે છે. રસ્તો ૧।। માઇલ ચઢાઇ, ૧।। માઇલ ઉતરાઇ, અને ૧।। માઇલનો સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કડણ છે. ચટી સારી છે. અહિં શ્રી રાજા રામજી બ્રહ્મચારીની ધર્મશાળા, સદાવ્રત અને બગીચો છે. સફરજન અહિં ઘણાં પણ નાનાં થાય છે. ડાક બંગલો, બે ત્રણ દુકાનો અને સત્યનારાયણનું મંદિર પણ છે. ઘી સારૂં મળે છે. ચટીની પાસે થોડું મેદાન અને દેવદારના વૃક્ષોનું જંગલ છે. ગંગાજી થોડે નિચાણમાં વહે છે, એટલે પાણી ઝરણાનું કામ આવે છે. ગંગાજીને સામેપાર **મુખવાગામ**માં ગંગોત્રીના પંડ્યાઓ રહે છે. ગંગોત્રીના પટ ઠંડીના વખતમાં છ મહિના બંધ રહે છે ત્યારે પૂજા મુખવાથી એકમાઇલ ઉપર માર્કંડેયઋષીના સ્થાનમાં થાય છે. અહિંથી મુખવા થઇને ગંગોત્રી જવું હોય, તો ત્રણ માઇલ મુખવા, અને ત્યાંથી ચાર માઇલ ઉપર નીચેનો રસ્તો મળી જાયછે. માર્કંડેય ઋષીનું સ્થાન રસ્તામાં આવી જાય છે. હરસીલથી ૩ માઇલ ઉપર **ધરાલા** આવ છે. રસ્તો લગભગ સીધો છે. અહિં ધર્મશાળા તથા સદાવ્રત બા૦ કા૦ ક૦ વાળાનું છે એક ધર્મશાળા શ્રી. રાજારામજી બ્રહ્મચારીના કહેવાથી જયપુર માહારાણી શ્રી રાઠોડઆએ બંધાવેલ છે. અહિં દૂધગંગા, અને ભાગીરથીનો સંગમ છે, સંગમ ઉપર મહાદેવજીનું મંદિર છે. ઠંડી

અહિં વધારે પડે છે. મહાત્માઓનો નિવાસ અહિં બારે માસ રહે છે; કેટલાક ઠંડીના વખતમાં પણ વસ્ત્રો પહેરતા નથી. મુખવા ગામ ગંગાજીને સામેપાર દેખાય છે. પણ ત્યાં જવાનો રસ્તો હરસીલ થઇને છે. ધરાલીમાં બે ત્રણ દુકાનો અને પાણી ગંગાજી તથા ઝરણાનું છે. અહિંથી ચાર માઇલ ઉપર **જાંગલાપુલ** આવે છે. રસ્તો ચઢઉતરનો છે, પણ સીધા જેવોજ છે. અહિં નાની ધર્મશાળા, ડાકબંગલો તથા એક દુકાન છે. પાણી ઝરણાનું કામ આવે છે. ગંગાજી પાસે વહે છે, પણ જરા નિચાણમાં છે. ઠંડી અહિં સખ્ત પડે છે. જન્હુ ઋષીનો આશ્રમ અહિં હતો; જેની જંઘામાંથી ગંગાજી નીકળતાં ગંગાજીનું નામ જાન્હવી પડયાનું કહેવાય છે. અહિંથી એક માઇલ ઉપર નેલોંગ-જવા રસ્તો ફાટે છે, તે રસ્તે ભોટીઆઓ તિબેટીઅનો સાથે વેપાર કરે છે. કૈલાસ માન સરોવર જવું હોય, તો તે રસ્તે જઇ શકાય છે. પરંતુ રસ્તામાં સગવડ કાંઇ પણ મળતી નથી. નેલોંગ બ્રિટિશ હદનું છેવટનું સ્થાન છે. કોઇ કોઇ સાધુ મહાત્મા તે રસ્તે જાય છે. આ રસ્તો શ્રાવણથી આસો માસ સુધી ખુલ્લો રહે છે. અહિં-થી ૨ માઇલ ઉપર **ભૈરવઘાટી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ અને ૧ માઇલ ઉતરાઇનો છે એક માઇલની સાધારણ ઉતરાઇ પછી જાડગંગા ઉપરનો પુલ પાર કરવો પડે છે. અહિંથી ૩૫૦ ફીટ ઉપરમાં એક લોઢાનો પુલ ૨૫૦ ફીટની લંબાઇ વાળો જોવામાં આવે છે; પંદર વરસ પહેલાં આ પુલ ઉપર થઇને માણસો ભૈરવઘાટી જતાં, પણ પુલને દેખતાંજ કમકમાટી છુટતી; કારણકે નીચે ૪૦૦ ફીટ ઉંડાણમાં જાડગંગા, પહાડી ગર્જના સાથે ઘુઘવાટા કરતી ચાલી જાય છે, અને પુલ બેઉ તરફ ખુલ્લો છે. એટલે પુલ ઉપર થઇને ચાલતાં નીચે જોવામાં આવે, તો ચકકર આવાને પડી જવાનો ભય રહેતો, જેથી દરેક યાત્રાળુ તે પુલ ઉપર સહી સલામત પાર થવા માટે, ભૈરવના કુતરાને સવાશેર, અઢીશેર એમ થોડા ઘણા રોટલા નાખવાની માનતા કરતા, પણ નીચેનો રસ્તો તૈયાર થયા પછી, તે અડચણો દૂર થઇ છે. નીચેથી, પણ આ પુલનું દ્રસ્ય ખરેખર ભયંકર દેખાય છે. નીચેનો પુલ પાર કરી, એક

માઇલની કઠણુ ચઢાઇ ચઢતાં **ભૈરવઘાટી** આવે છે. અહિં બે દુકાનો. પાણીનો નળ, બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા અને સદાવ્રત, તથા પાણીની પરબ છે. અહિં એક કુંડમાં લોઢાના સારવાળું પીળાશ પડતું પાણી આવે છે. ઉદર રોગીઓને તે બહુ ફાયદા કારક છે. અહિંથી ૬ માઇલ ઉપર **ગંગોત્રી** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૨ માઇલનો સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણુ છે, પણુ તે બન્ને ફર્લાંગને ટુકડે આવે છે. અહિં શ્રી ગંગાજીનું સોનાના કળશ વાળું શિખર બંધ મંદિર લગભગ પચીશ ફીટ ઉંચું અને બારફીટ પહોળું છે. તેમાં ગંગાજીની મૂર્તિ, લગભગ બે ફીટ ઉંચાઇ વાળી સફેદ આરસની છે. તેમની જમણી તરફ ભગીરથ રાજાની, અને ડાબી તરફ સરસ્વતિ, ભૈરવ, ગૌરીશંકર, આદ્યશંકરાચાર્ય, નરનારાયણ અને અન્નપૂર્ણા આદિની મૂર્તિઓ છે. આ મંદિરની પાસેજ એક નાનું મંદિર માર્કંડેયઋષીનું છે. તેમાં એક નંદિ ઉપર ગૌરીશંકરની મૂર્તિ વિરાજમાન છે. એક શિવલિંગ પણ છે. આ મંદિરોની જમણી તરફ ગંગાજી વહે છે. ગંગાજીની પહોળાઈ, અને ઉંડાઈ, અહિં બહુજ થોડી છે. ગંગોત્રીમાં ત્રણ ચાર ધર્મશાળાઓ, બા૦ કા૦ ક૦ વાળા અને ઇંદોર સ્ટેટનાં સદાવ્રતો, અને દસબાર દુકાનો છે. સામાન તમામ મળે છે, પણ લાકડાં સહેજ મોંઘાં અને લીલાં મળે છે. ગંગોત્રીની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૧૦,૩૧૯ ફીટની છે. યાત્રાળુ ઓછામાં ઓછું એક રાત્રી અહિં રહે છે, અને અહિંથી પ્રસાદી દાખલ ગંગાજળ, લોટા તથા કુંપીઓમાં ભરી ઘેર લઇજાય છે; કેટલાક યાત્રાળુઓ ગૌમુખ જઇ, ત્યાંથી ગંગાજળ ભરે છે. ગંગોત્રીથી ગંગાજી ઉપરનો લાકડાનો પુલ પાર કરી **ગૌમુખ** જવાય છે, જે ગંગોત્રીથી અઢાર માઇલ થાય છે. રસ્તો કઠણુ છે સડક, ધર્મશાળા, દુકાનો કે પુલ તે રસ્તામાં નથી, એટલે ખોરાકીનો સામાન અને ત્યાંના ભોમીયાને સાથે લઇ જવાથી બે દિવસમાં ગૌમુખ જઇ અવાય છે. રસ્તામાં ભોજપત્રના ઝાડોનું જંગલ આવે છે. રહેવાને માટે ગુફાઓ મળે છે;અને પુલનું કામ બરફ આપે છે, પણુ શ્રાવણુ મહિના પછી તે રસ્તે જવું જોખમ વાળું છે; કારણુ કે બરફ ગળી જાય છે અને

નદી નાળાં ભરાઇ આવે છે તેમજ ચીકણા રસ્તાને લઇને ઉપરથી લપટી પડતાં ગંગાજીમાં જવાનો ભય રહે છે, એટલે વૈશાખથી અસા-ડ માસ સુધી, તે રસ્તે જઇ શકાય છે. ગૌમુખની ઉંચાઇ, સમુદ્રની સપાટીથી ૧૨,૯૧૪ ફીટની છે. ભગીરથ રાજાએ અહિં તપસ્યા કરી ગંગાજી પ્રાપ્ત કરેલ હતાં. અહિં ગંગાજીની ધારા લગભગ ત્રણસો ફીટ ઉપરથી ગાયના મુખ જેવી પર્વતની ખીણમાંથી ધોધ રૂપે નીચે પડે છે પણ પહોળાઇ, લગભગ ચાર પાંચ ફીટની છે. જે પર્વતમાંથી ગંગાજી નીકળે છે, તે ભગીરથ પર્વતના નામથી ઓળખાય છે, અને તેના શિખરની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૨૧,૩૯૦ ફીટની છે. ગૌમુ-ખથી પાછા ગંગોત્રી આવવું પડે છે. જે લાકડાનો પુલ પારકરી ગૌમુખ જવાય છે, તે પુલ પાર કરી દક્ષિણ તરફ ચાલતાં એક માઇલ ઉપર **ગૌરીકુંડ** આવે છે. અહિં કેદાર ગંગા, અને ભાગીરથીનો સંગમ થાય છે. સંગમ સ્થાને એક શિલારૂપી શિવલિંગ, કુદરતીજ પડેલ છે તેના ઉપર સંગમનો ધોધ રૂપ પ્રવાહ પડે છે તે જગ્યાને ગૌરીકુંડ કહે છે. અહિંથી પાછું ગંગોત્રી આવવું પડે છે. યમુનોત્રી થી ગંગોત્રી ૯૮ાા માઇલ થાય છે; તેમાં ૨૯ માઇલની ચઢાઇ, ૩૦ માઇલની ઉતરાઇ, અને ૩૯ાા માઇલનો સીધો રસ્તો આવે છે.

**નોટઃ—**

(૧) ગંગોત્રીથી નીકળેલ ગંગાજી, ૧૫૧૪ માઇલ વહીને કલકત્તાથી ૬૦ માઇલ ઉપર કપિલ આશ્રમમાં થઈ સમુદ્રને મળે છે; જે જગ્યા એ સગર રાજાના સાઠ હજાર પુત્રો કપિલમુનિના ક્રોધાગ્નિથી બળી ને ભસ્મ થયેલ હતા, અને જેને ભગીરથ રાજાએ મહાન તપ કરી ગંગાજીનો સ્પર્શ કરાવી સ્વર્ગે મોકલ્યાનું વર્ણન પુરાણોમાં છે. ગંગોત્રીનું ગંગાજળ તમામ હિંદુઓ પવિત્ર માને છે; એટલુંજ નહિં પણ મરતી વખતે ગંગાજળનુ એક ટીપું મળી જાયતો તેમનો સ્વર્ગ-વાસ થવાની તેમને દ્રઢ શ્રદ્ધાછે. ગીતાજીમાં ગંગાજીનું મહાત્મ્ય વધારે જણાવેલ છે તેમજ આધુનિક યુરોપીયન ડોકટરો, પણ બીજા કરતાં ગંગાજીના પાણીમાં વધારે ગુણ છે તેમ નિઃસંશય માને છે, ગંગોત્રીથી

ગંગાજળ લઇજઈ ભાવિક યાત્રાળુઓ વૈજનાથ, કાશી, પશુપતિનાથ અને રામેશ્વર આદિ દ્વાદશ જ્યોતિર્લિંગને ચડાવે છે. ગંગોત્રીના પહાડોમાં ઔષધિઓ વધારે થાય છે, સિવાય પ્રાકૃત્તિક સૌંદર્ય ત્યાં અખૂટ ભરેલ છે. રસ્તાઓ પણ પહેલાં કરતાં લાખદરજ્જે સારા થઇ ગયા છે, અને વાહન તથા ખોરાકીનો બંદોબસ્ત પણ જોઇએ તેવો છે; છતાં માણસો તેનો લાભ લઈ શકતા નથી તે શું તેમનું અજ્ઞાન? કે' આળસ?

(૨) ગંગોત્રીથી દહેરાદુન ૧૩૫, ટિહરી ૧૦૦, કેદારનાથ ૧૨૦॥ બદ્રીનાથ (કેદારનાથ થઈને) ૨૨૧, હરદ્વાર ૧૬૧, શ્રીનગર ૧૩૩, અને દેવપ્રયાગ ૧૩૩ માઇલ થાય છે.

(૩) સેંકડે પંચાણું ટકા યાત્રી ઉપરને રસ્તે યમુનોત્રીથી ગંગોત્રી આવે છે; બાકીના પાંચ ટકામાં કોઇ કોઇ નીચેના રસ્તે, પણ આવે છે.

૧ યમુનોત્રીથી ૧૮ માઇલ કુથનોર, ત્યાંથી ૧૦ માઇલ ઉપરીકોટ, ત્યાંથી ૬ માઇલ ઉત્તરકાશી અને ત્યાંથી ૫૬ માઇલ ગંગોત્રી મળી કુલ ૯૦ માઇલનો આ રસ્તો છે.

૨ યમુનોત્રીથી ૪ માઇલ ખરસાલી, ત્યાંથી ૫ માઇલ ડાંગર, ત્યાંથી ૫ માઇલ ખારસુ, ત્યાંથી ૧૨ માઈલિ ઉપરીકોટ, ત્યાંથી ૬ માઇલ ઉત્તરકાશી અને ત્યાંથી ૫૬ માઈલિ ગંગોત્રી મળી કુલ ૮૮ માઇલનો આ રસ્તો છે. ઉપરના બન્ને રસ્તામાં ચઢાઈ ઉતરાઇ વધારે છે.

૩ યમુનોત્રીથી ૪૮ માઇલ ધરાસુ, ત્યાંથી ૧૮ માઇલ ઉત્તરકાશી અને ત્યાંથી ૫૬ માઇલ ગંગોત્રી મળી કુલ ૧૩૨ માઇલનો આ આ રસ્તો છે જોકે તે સારો છે પણ ૨૩॥ માઇલ વધારે ચાલવું પડે છે.



# લીસ્ટ નં. ૧૦.

---

## શ્રી ગંગોત્રીથી હરદ્વાર ૧૬૧ માઇલ.

### ( ધરાસુ, ટિહરી અને નરેન્દ્ર નગર થઇને. )

**ગંગોત્રીથી** ૬૨ માઇલ ઉપર **નવરંગી ધર્મશાળા (નાકુરી)** આવે છે. રસ્તો ૧૪ માઇલ ચઢાઈ, ૨૨ માઇલ ઉતરાઇ, અને ૨૬ માઇલ સીધો આવે છે; જેનું વર્ણન લીસ્ટ નંબર ૯ માં આપેલું છે. નવરંગી ધર્મશાળાથી ૪ માઇલ ઉપર **કુંડા** આવે છે. રસ્તો લગભગ સીધો છે, પણ જંગલમાં થઇને જાયછે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, અને બે દુકાનો, તથા ઝરણાનું પાણી છે. કુંડાથી ૮ માઈલ ઉપર **ધરાસુ** આવે છે. રસ્તો લગભગ સીધો છે. અહિંથી ૧૫ માઇલ ઉપર **ભલ્ડીયાણા** આવે છે. રસ્તો ૪ માઇલ ઉતરાઇ, અને ૧૧ માઇલ સીધો છે. ધરાસુ અને ભલ્ડીયાણાના વર્ણન માટે લીસ્ટનંબર ૭ જોવું. ભલ્ડીયાણાથી ૧૧ માઇલ ઉપર **ટિહરી** આવે છે. રસ્તો ૧ માઈલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૮ માઇલ સીધો છે. વર્ણન લીસ્ટ નંબર ૮ માં થઈ ચુકયું છે. ટિહરીથી ૮ માઇલ ઉપર **ચમુવા** આવે છે. રસ્તો ૬ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઈ સાધારણ છે. અહિં ડાક બંગલો, ત્રણ દુકાનો, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઈલ ઉપર **નાગણી** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. અહિં બે ત્રણ દુકાનો, અને નાળાનું પાણી છે. અહિંથી ૧૧ માઇલ ઉપર **ફકવા** આવે છે. રસ્તો ૧ માઇલની સાધારણ ચઢાઇ વાળો, અને ૧૦ માઇલ સીધો છે. અહિં બે ત્રણ દુકાનો, અને નાળાનું પાણી છે. અહિંથી ૧૩ માઇલ ઉપર **નરેન્દ્રનગર** આવે છે. રસ્તો ૩ માઈલ ચઢાઈ, ૨ માઇલ ઉતરાઇ, અને ૮ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં ત્રણ ચાર નાનાં ગામો આવે છે. તેમાં ખોરાકીનો સામાન અને ઝરણાનું પાણી મળી જાયછે. શ્રીમાન ટિહરીનરેશ

ઠંડીની ઋતુમાં અહિં રહે છે. આ ગામ અત્યારના મહારાજા શ્રી. નરેન્દ્રશાહબાહાદુરે વસાવેલ છે, તેમજ એક બંગલો મુંબઇ ફેશનનો સરસ બનાવેલ છે, જે હરદ્વારથી ઋષીકેશ આવતાં રસ્તામાંથી દેખાય છે. આ ગામનું નામ મહારાજાના નામ ઉપરથી નરેન્દ્ર નગર રાખેલું છે. અહિં કેટલીક દુકાનો, પાણીના નળ, ડાકબંગલો, વિગેરે છે. અહિંથી ૧૧ માઇલ ઉપર **ઋષીકેશ** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇ વાળો છે, આ રસ્તો મોટર ચાલે તેવી સડકનો છે, પણ પગ કેડીને રસ્તે ઋષીકેશ છ માઇલ થાયછે તે રસ્તો કઠણ ઉતરાઇનો છે. યાત્રાળુ પાંચ માઇલના બચાવને ખાતર તે રસ્તેજ ઋષીકેશ આવે છે. પગકેડીનો રસ્તો કૈલાસ આશ્રમ પાસે, અને સડકનો રસ્તો શિલ્પ શાળા પાસે આવેછે, તે આગળ પણ બતાવેલ છે. ઋષીકેશથી ૧૫ માઇલ ઉપર **હરદ્વાર** આવે છે. રસ્તો સીધો છે. ઋષીકેશ અને હરદ્વારના વર્ણન માટે લીસ્ટ નંબર ૧ જુઓ. કુલ ગંગોત્રીથી હરદ્વાર ૧૬૧ માઇલ થાય છે; તેમાં ૨૫ માઇલ ચઢાઇ, ૪૫ માઇલ ઉતરાઈ, અને ૯૧ માઇલ સીધો રસ્તો આવે છે.

**નોટ**–

૧ આ રસ્તે થઈ ગંગોત્રી જવું અથવા આવવું હોય તો સગવડતા વાળું છે; કારણ કે બીજાં કરતાં આ રસ્તો સારોછે, પરંતુ રસ્તામાં કોઇ યાત્રાનું સ્થળ આવતું નથી.

૨ જેને હરદ્વારથી યમુનોત્રી ન જતાં ગંગોત્રી જવું હોય તો લીસ્ટ નંબર ૭ માં બતાવ્યા પ્રમાણે દેહરાદુનથી ધરાસુ થઇને અથવા તો લીસ્ટ નંબર ૮ માં બતાવ્યા પ્રમાણે ઋષીકેશથી દેવપ્રયાગ, અને ટિહરી થઇને, જઈ શકે છે. બન્ને માર્ગોના માઇલ અનુક્રમે ૧૬૭ અને ૧૯૨ા થાય છે.



# લીસ્ટ નં. ૧૧.

---

## શ્રી ગંગોત્રીથી કેદારનાથ ૧૨૦।। માઈલ.
### ( ભટવાડી અને ત્રિયુગી નારાયણ થઈને )

**ગંગોત્રીથી** ૩૮ માઇલ ઉપર **ભટવાડી** આવે છે. રસ્તો ૭।। માઇલ ચઢાઇ, ૧૭ માઇલ ઉતરાઇ, અને ૧૩।। માઇલ સીધો છે; જેનું વર્ણન લીસ્ટ નંબર ૯ માં આપેલું છે. ભટવાડીથી ૧ માઇલ ઉપર **ડાંગચટી** આવે છે. રસ્તો સીધો છે. ભટવાડીથી અહિં આવી ગંગાજી ઉપરનો પુલ પાર કરી આગળ જવાય છે. અહિં એક દુકાન છે. પાણી ગંગાજીનું કામ આવે છે. અહિંથી ૫ માઈલ **સારીસૌરા (ફ્યાલુ)** આવે છે, રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૧ માઈલ ઉતરાઈ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં ત્રણ માઈલ ઉપર શેરગઢ નામનું ગામ આવે છે, પણ ત્યાં દુકાન નથી. ફ્યાલુમાં ૩ દુકાનો, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **ધુના (સ્યાળી)** આવે છે. રસ્તો ૧।। માઇલ ચઢાઇ, અને ૧।। માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા સદાવ્રત, બે દુકાનો, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૫ માઇલ ઉપર **બ્લોકખાલ** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે, અને જંગલમાં થઇને જાય છે. અહિં બે દુકાનો, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૪ માઇલ ઉપર **પગરાણા** આવે છે. રસ્તો ૨ માઈલ ચઢાઈ, અને ૨ માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં ત્રણ ચાર દુકાનો, ઝરણાનું પાણી, અને બે નાની ધર્મશાળાઓ છે. રસ્તો ઘનઘોર જંગલમાં થઇને જાય છે. **અહિંથી બુઢા કેદાર સુધી ઝેરી માખીઓ કરડે છે, એટલે ખુલ્લા પગ ન રાખવા.** પગરાણાથી ૩ માઇલ ઉપર **ઝાલકી** આવે છે. રસ્તો કઠણ ઉતરાઇનો છે. અહિં બે ત્રણ દુકાનો, અને ધર્મગંગાનું પાણી છે. અહિંથી ૬ માઇલ ઉપર **બુઢાકેદાર** આવે છે. રસ્તો સાધારણ

સીધો જ છે, પણ સડક નથી. અહિં બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા અને સદાવ્રત છે; બીજું પણ એક સદાવ્રત પાસેના કોઈ ગામના સદ્‌ગૃહસ્થનુ છે. ભીલગંગા અને ધર્મગંગાના સંગમ ઉપર બુઢાકેદાર-નાથનું મંદિર છે. દુકાનો પાંચ છ અને ઝરણાનું પાણી છે. ન્હાવા ધોવાની સગવડ અહિં સારી છે. આ કેદાર પંચકેદારની ગણત્રીમાં નથી, પણ મંદિરમાં કેદારનાથના જેવી નાની શિવલિંગની મૂર્તિ અને બીજા કેટલાક દેવતાઓની મૂર્તિઓ છે. અહિંથી ૫ માઇલ ઉપર **ડોલાચટી** આવે છે. રસ્તો ૩ માઈલ ચઢાઇ અને ૨ માઈલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. અહિં એક ધર્મશાળા તથા બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧ માઈલ ઉપર **રાયગઢ-ચટી** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇવાળો છે. અહિં દુકાનો બે અને ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **હુતકુંડીચટી** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ અને ૧ માઈલ ઉતરાઇનો છે ચઢાઇ ઉતરાઈ કઠણ છે. અહિં ત્રણ ચાર દુકાનો, એક ધર્મશાળા અને ભૈરવનાથજીનું મંદિર છે. પાણી ઝરણાનું મળે છે. અહિંથી ૩ માઇલ ઉપર **મોલભોંટ** આવે છે. રસ્તો સહેજ કઠણ ઉતરાઇવાળો છે. અહિં દુકાનો ત્રણ, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **પનેથી** આવે છે. રસ્તો કઠણ ઉતરાઇનો છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **ઘતુચટી** આવે છે. રસ્તો કઠણ ઉતરાઇનો છે. અહિં દુકાનો બે ત્રણ, અને પાણી ઝરણાનું તથા નદીનું છે. બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા, સદાવ્રત અને રામચંદ્રજીનું મંદિર પણ છે. અહિંથી ૧॥ માઇલ ઉપર **જંગલ-ચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. **અહિંથી સખ્ત ચઢાઇ શરૂ થાય છે, એટલે ચાલ-વાનું બને ત્યાં સુધી થોડું અને સવારે રાખવું.** જંગલચટીથી ૧॥ માઇલ ઉપર **ગવાંણા** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો છે. અહિં વસ્તીનાં પંદર વીસ મકાનો અને એક દુકાન છે. પાણી થોડે દૂરથી લાવવું પડે છે પણ યાત્રાના સમયમાં એકાદ પાણીની પરબ રહે છે. અહિંથી ૪માઈલ ઉપર **વકુંડાચટી** આવે છે. રસ્તો સખ્ત ચઢાઇનો

છે. અહિં બે દુકાનો અને એક ધર્મશાળા છે. પાણી થોડે દૂરથી લાવવું પડે છે પણ દુધ દહીં મળેછે. અહિંથી ૨ માઇલ ઉપર **પવાંલી** આવે છે. રસ્તો સખ્ત ચઢાઇનો છે. અહિં ઠંડી સખ્ત પડે છે. દુકાનો ત્રણ ચારને પાણી ઝરણાનું છે. બા૦ કા૦ ક૦ વાળા તરફથી ઠંડીમાં બચાવ કરવા સારૂ એક દિવસને માટે અહિં ગરમ કંબળ ઓઢવા સારૂ દરેકને મળે છે, તેમનું સદાવ્રત અને ધર્મશાળા પણ છે. પવાંલીની આજુબાજુ થોડે દૂર બરફના પહાડો જોવામાં આવેછે. પવાંલીથી ૯ માઇલ ઉપર **મંગુચટી** આવે છે. રસ્તો ૭ માઇલ ચઢાઈ, અને ૨ માઇલ ઉતરાઇનો છે. પાંચ માઇલની ચઢાઇ સખ્ત છે બાકી બે માઇલની ચઢાઇ અને ઉતરાઇ સાધારણ છે. અહિં ત્રણ દુકાનો, બા૦ કા૦ ક૦ વાળાની ધર્મશાળા અને સદાવ્રત છે. પાણી ઝરણાનું મળે છે. **ટિહરી રાજ્યની હદ અહિં પુરી થઇ બ્રિટિશ હદ શરૂ થાય** છે. રસ્તામાં થોડી થોડી જગ્ગાએ બરફ આવે છે. અહિંથી ૫ માઇલ ઉપર **ત્રિયુગી નારાયણ** આવે છે. રસ્તો કઠણ ઉતરાનો છે. અહિં ત્રિયુગી નારાયણનું મંદિર છે. તેની અંદર ત્રણ યુગથી (શંકર પાર્વતીના વિવાહ ત્રેતાયુગમાં અહિં થયેલ ત્યારથી,) અખંડ ધૂણી ધખે છે. યાત્રાળુઓ તેમાં બાળવા માટે લાકડાં લઇ આપે છે. ત્રિયુગીનારાયણની ઉંચાઈ સમુદ્રની સપાટથી ૭,૨૧૭ ફીટની છે. અહિંના પહાડમાં વછનાગ, અતિવિષ, શાલમમીસરો વિગેરે ઔષધિઓ પુષ્કળ પ્રમાણમાં થાય છે, પણ તે ભાદરવાથી માગસર સુધીમાં; કારણ કે તે સિવાયના સમયમાં પહાડની અંદર બરફ હોય છે, એટલે કાંઇ ઉગી શકતું નથી. ત્રિયુગી નારાયણનું દ્રશ્ય બહુ સુંદર છે. ઉત્તરમાં બરફથી છવાયેલ પહાડો, દક્ષિણમાં લીલાં વૃક્ષોથી ભરેલ પર્વતો, પશ્ચિમમાં ગઢનીમાફક ઉંચા ઉઠેલ ડુંગરાઓ, અને પૂર્વમાં સપાટ મેદાન રમણીય લાગે છે. અહિં કેટીક દુકાનો, ધર્મશાળા, સદાવ્રત, સ્કુલ તથા પોષ્ટની પેટી છે. મંદિર સોનાના કળશ વાળું શિખરબંધ છે. તેમાં લક્ષ્મિનારાયણની ધાતુથી મઢેલ મૂર્તિઓ છે. તેમની પાસે ભૈરવ અને અન્નપૂર્ણાની મૂર્તિઓ છે. અહિંથી ૧॥। માઇલ ઉપર **શાકમ્બરીદેવી** આવે છે. રસ્તો સહેજ કઠણ ઉતરાઇનો છે. રસ્તામાં જંગલી ગુલાબના છોડ આવે છે, તેનાં

ફુલો ગુલાબનાં જેવાંજ થાય છે. સ્વાદ અને પાન પણ તેવાંજ છે, પરંતુ સુગંધ નથી. અહિં દેવીના મંદિરમાં ધાતુના પતરાની અંદર બનાવેલ મુખાર્વિંદ છે. યાત્રાળુઓ ત્રિયુગીનારાયણથી આવતાં યાદી દાખલ એક ચીંદરડું મંદિર પાસેના ઝાડ ઉપર બાંધે છે. અહિં દુધ દહીં મળે છે. ઝરણું છે, પણ કોઈ કોઇ વખત તેમાં પાણી નથી આવતું. અહીંથી ૧।। માઇલ ઉપર **સોમપ્રયાગ** આવે છે. રસ્તો કઠણ ઉતરાઇનો છે. આ રસ્તે લપટી પડવાનો ભય વધારે રહે છે. જે માણસ નવા રસ્તે થઇને સોમપ્રયાગ આવવા ધારે તે તેમ પણ કરી શકે છે. અહિં દુકાન કોઇક વખત રહે છે. બાકી લાકડાંના વાસણ બનાવવાનો સંચો હંમેશાં ચાલે છે. અહિંથી ૧૦ માઇલ ઉપર **કેદારનાથ** આવે છે. રસ્તો ૬।। માઇલ ચઢાઈ, ૧ માઇલ ઉતરાઈ, અને ૨।। માઇલ સીધો છે. જેનું વર્ણન લીસ્ટ નંબર, ૧ માં આપેલ છે, માટે ત્યાં જોવું. કુલ ગંગોત્રીથી કેદારનાથ ૧૨૦।। માઇલ થાય છે. તેમાં ૪૬ માઇલ ચઢાઇ, ૪૯ માઇલ ઉતરાઈ, અને ૨૫।। માઇલ સીધો રસ્તો આવે છે.

**નોટ**—આખી યાત્રામાં કઠણમાં કઠણ આ રસ્તો છે, પરંતુ તે ટુંકો હોઇ સેંકડે પંચાણું યાત્રીઓ આ રસ્તે જાય છે. બાકી પાંચ નીચેને રસ્તે જાય છે. ગંગોત્રીથી લીસ્ટ નંબર, ૧૦ માં જણાવ્યા પ્રમાણે ટિહરી (૧૦૦ માઇલ) આવી, ત્યાંથી શ્રી નગર (૩૩ માઇલ) ના રસ્તામાં આઠ માઇલ ઉપર દિઉલ, અગીઆર માઇલ ઉપર પૌ, પચીસ માઇલ ઉપર ડાંગરચોર, ત્રીસ માઇલ ઉપર કિર્તિનગર, અને તેતરીસ માઇલ ઉપર શ્રીનગર આવે છે. દરેક સ્થળે દુકાનો અને પાણીની સગવડ છે. કિર્તિનગરમાં મર્હુમ ટિહરી નરેશ શ્રી ૧૦૮ કિર્તિ શાહનો મહેલ છે. ત્યાંથી ગંગાજીનો પુલ પાર કરતાં દેવપ્રયાગથી શ્રી નગર જવાના રસ્તામાં આ રસ્તો મળી જાય છે, એટલે ગંગોત્રીથી ૧૩૩ માઇલ શ્રીનગર આવી, ત્યાંથી ૬૬।।। માઇલ કેદારનાથ લીસ્ટ નંબર. ૧ પ્રમાણે જવાય છે. કુલ માઇલ ૧૯૯।।। થાય છે, જ્યારે ઉપરના રસ્તે ૧૨૦।। થાય છે. યાત્રાળુએ બને ત્યાં સુધી પવાંલીને રસ્તે જવું ઠીક છે.

---

# લીસ્ટ નં. ૧૨.

••∘○∘••

## શ્રી હરદ્વારથી દેહરાદુન થઇ યમુનોત્રી, ત્યાંથી ગંગોત્રી, અને ત્યાંથી પાછા ધરાસુ અને દેવપ્રયાગ થઇ હરદ્વાર ૪૩૧ાા માઇલ.

**હરદ્વારથી** ૩૨ માઇલ ઉપર **દેહરાદુન** આવે છે. રસ્તો રેલ્વેનો છે. દેહરાદુનથી ૬૧ માઇલ ઉપર **ધરાસુ** આવે છે. રસ્તો ૧૨ માઇલ ચઢાઇ, ૧૦ માઇલ ઉતરાઇ, અને ૩૯ માઇલ સીધો છે. ધરાસુથી ૪૮ માઇલ ઉપર **યમુનોત્રી** આવે છે. રસ્તો ૨૨ાા માઇલ ચઢાઈ, ૯ માઇલ ઉતરાઇ અને ૧૬ાા માઇલ સીધો છે. હરદ્વારથી યમુનોત્રી સુધીનું વર્ણન લીસ્ટ નંબર ૭ માં જોઇ લેવું. યમુનોત્રીથી પાછું ૨૫ાા માઈલ ઉપર **સીમલાચટી** આવવું પડે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧૩ માઇલ ઉતરાઇ અને ૧૦ાા માઈલ સીધો છે. વર્ણન લીસ્ટ નંબર ૭ માં આવી જાય છે. સીમલા ચટીથી ૧૧ માઈલ ઉપર **નવરંગીધર્મશાળા** આવે છે. રસ્તો ૫ માઇલ ચઢાઈ, ૩ માઈલ ઉતરાઇ અને ૩ માઇલ સીધો છે. નવરંગી ધર્મશાળાથી ૬૨ માઇલ ઉપર **ગંગોત્રી** આવે છે. રસ્તો ૨૨ માઈલ ચઢાઇ, ૧૪ માઇલ ઉતરાઈ અને ૨૬ માઈલ સીધો છે. નવરંગી ધર્મશાળાથી ગંગોત્રી સુધીનું વર્ણન લીસ્ટ નંબર ૯ માં જોવું. ગંગોત્રીથી પાછું ૬૨ માઈલ ઉપર **નવરંગી ધર્મશાળા** આવવું પડે છે. રસ્તો ૧૪ માઇલ ચઢાઇ, ૨૨ માઈલ ઉતરાઇ અને ૨૬ માઇલ સીધો આવે છે. નવરંગી ધર્મશાળાથી ૧૨ માઈલ ઉપર **ધરાસુ** આવે છે; રસ્તો સીધો છે. ધરાસુથી ૨૬ માઇલ ઉપર **ટિહરી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૬ માઇલ ઉતરાઈ અને ૧૯ માઈલ સીધો છે. ધરાસુથી ટિહરી સુધીનું વર્ણન લીસ્ટ નંબર ૧૦ માં આપેલ છે. ટિહરીથી ૩૩ માઇલ ઉપર **દેવપ્રયાગ** આવે છે. રસ્તો ૮ માઇલ ચઢાઇ, ૧૧ માઇલ ઉતરાઇ અને ૧૪ માઇલ સીધો છે. વર્ણન

લીસ્ટ નંબર ૮ માં આવી ગયેલ છે. દેવપ્રયાગથી ૫૯ા માઇલ ઉપર **હરદ્વાર** આવે છે. રસ્તો ૯ાા માઇલ ચઢાઇ, ૧૦ માઇલ ઉતરાઇ અને ૩૯ાા માઇલ સીધો છે. વર્ણન લીસ્ટ નંબર ૧ માં જોઇ લેવું. કુલ હરદ્વારથી નીકળી યમુનોત્રી, ગંગોત્રી થઇ પાછા હરદ્વાર આવતાં ૪૩૧ાાા માઇલ થાય છે જેમાં ૯૬ા માઇલ ચઢાઈ, ૯૮ માઇલ ઉતરાઇ, અને ૨૩૭ાા માઇલ સીધો રસ્તો આવે છે.

**નોટ**—ફકત યમુનોત્રી ગંગોત્રીની યાત્રા કરવા ઇચ્છે. તે આ લીસ્ટમાં બતાવ્યાં પ્રમાણે જઇ આવે તો પરિક્રમા થાય છે, અને રસ્તામાં તમામ તીર્થસ્થળો આવી જાય છે.

---

# લીસ્ટ નં. ૧૩.

## શ્રી હરદ્વારથી કેદારનાથ થઈ બદ્રીનારાયણ અને ત્યાંથી પાછા રામનગર ૪૧૧ા માઇલ.

**હરદ્વારથી** ૫૯ા માઇલ **દેવપ્રયાગ**, ત્યાંથી ૧૮ાા માઇલ **શ્રીનગર**, ત્યાંથી ૧૮ાાા માઇલ **રૂદ્રપ્રયાગ**, ત્યાંથી ૨૫ માઇલ **નાળાચટી** અને ત્યાંથી ૨૩ માઇલ ઉપર **કેદારનાથ** આવે છે. હરદ્વારથી કેદારનાથના કુલ ૧૪૪ાા માઇલમાં ૨૮ાાા માઇલ ચઢાઇ, ૨૨ાા માઇલ ઉતરાઇ અને ૯૩ા માઇલ સીધો રસ્તો આવે છે, જેનું વર્ણન લીસ્ટ નંબર ૧ માં જોવું. **કેદારનાથથી** ૨૩ માઇલ **નાળાચટી** પાછા આવી, ત્યાંથી ૩૦ માઇલ **ચમોલી** અને ત્યાંથી ૪૭ાાા માઇલ ઉપર **બદ્રીનારાયણ** આવે છે. કેદારનાથથી બદ્રીનારાયણના કુલ ૧૦૦ાાા માઇલમાં ૩૪ માઇલ ચઢાઇ, ૩૭ાા માઇલ ઉતરાઇ અને ૨૯ા માઇલ સીધો રસ્તો આવે છે. તેનું વર્ણન લીસ્ટ નંબર ૨ માં આપેલ છે. **બદ્રીનારાયણથી** ૪૭ાાા માઇલ **ચમોલી** પાછા આવી, ત્યાંથી ૧૯ાાા માઇલ **કર્ણપ્રયાગ**, ત્યાંથી ૨૯ માઇલ **મેલચોરી**, ત્યાંથી ૮ માઇલ **ગણાઈ** અને ત્યાંથી ૬૧ાા માઇલ ઉપર **રામનગર** આવે છે. બદ્રીનારાયણથી રામનગરના કુલ ૧૬૬ માઇલમાં ૨૯ાા માઇલ ચઢાઇ, ૩૦ાાા માઇલ ઉતરાઇ અને ૧૦૫ાાા માઇલ સીધો રસ્તો આવે છે. વર્ણન લીસ્ટ નંબર ૪ માં જોઇ લેવું. **હરદ્વારથી નીકળી કેદારનાથ અને બદ્રીનારાયણ થઈ રામનગર આવતાં કુલ ૪૧૧ા માઇલ થાય છે, તેમાં ૯૨ા માઇલ ચઢાઇ, ૯૧ માઇલ ઉતરાઇ, અને ૨૨૮ માઇલ સીધો રસ્તો આવે છે.**

**નોટ**—ફક્ત કેદારનાથ અને બદ્રીનાથની યાત્રા કરનાર માટે આ રસ્તો ઉત્તમ છે. પાછા ફરતી વખતે જો હરદ્વાર પાછું આવવું હોય તો ઉપર પ્રમાણે કર્ણપ્રયાગ આવી, ત્યાંથી લીસ્ટ નંબર ૩ મુજબ રૂદ્રપ્રયાગ થઇ હરદ્વાર આવવું, એટલે તેમ કરતાં કુલ ૪૨૯ા

માઇલ થાય છે; જેમાં ૯૭।। માઇલ ચઢાઇ, ૯૯।। માઇલ ઉતરાઇ અને ૨૩૨ માઇલ સીધો રસ્તો આવે છે.

કોટદ્વાર અને કાઠગોદામ પાછા ફરનાર બહુ ઓછા હોય છે, પણ તે રસ્તે પાછા ફરતાં અનુક્રમે ૪૦૯।। અને ૪૧૯। માઇલ થાયછે.

---

# લીસ્ટ નં. ૧૪.

## શ્રી હરદ્વારથી દેહરાદુન થઈ યમુનોત્રી, ત્યાંથી ગંગોત્રી, ત્યાંથી કેદારનાથ, ત્યાંથી બદ્રીનાથ અને બદ્રીનાથથી પાછા ચમોલી, કર્ણપ્રયાગ થઇ હરદ્વાર ૬૪૪॥ માઈલ.

**હરદ્વારથી** ૩૨ માઇલ **દેહરાદુન,** ત્યાંથી ૬૧ માઇલ **ધરાસુ** અને ત્યાંથી ૪૮ માઈલ ઉપર **યમુનોત્રી** આવે છે. હરદ્વારથી યમુનોત્રીના કુલ ૧૪૧ માઇલમાં ૩૪॥ માઇલ ચઢાઇ, ૧૯ માઇલ ઉતરાઇ અને ૮૮॥ માઇલ સીધો રસ્તો છે. વર્ણન લીસ્ટ નંબર ૭ માં જોવું **યમુનોત્રીથી** ૨૫॥ માઈલ ઉપર **સીમલાચટી** પાછા આવી ત્યાંથી ૧૧ માઇલ **નવરંગી ધર્મશાળા** અને ત્યાંથી ૬૨ માઇલ ઉપર **ગંગોત્રી** આવે છે. યમુનોત્રીથી ગંગોત્રીના કુલ ૯૮॥ માઇલમાં ૨૯ માઇલ ચઢાઇ, ૩૦ માઇલ ઉતરાઇ અને ૩૯॥ માઈલ સીધો રસ્તો છે, વર્ણન લીસ્ટ નંબર ૯ માં જોવું. **ગંગો-ત્રીથી** ૩૮ માઇલ ઉપર **ભટવાડી** પાછા આવી, ત્યાંથી ૮૨॥ માઇલ ઉપર **કેદારનાથ** આવે છે. ગંગોત્રીથી કેદારનાથના કુલ ૧૨૦॥ માઇલમાં ૪૬ માઇલ ચઢાઇ, ૪૯ માઇલ ઉતરાઈ અને ૨૫॥ માઇલ સીધો રસ્તો છે. વર્ણન લીસ્ટ નંબર ૧૧ માં જોવું. **કેદારનાથથી** ૨૩ માઇલ ઉપર **નાળાચટી** પાછા આવી, ત્યાંથી ૩૦ માઇલ **ચમોલી** અને ત્યાંથી ૪૭॥ માઈલ ઉપર **બદ્રીનાથ** આવે છે. કેદાર-નાથથી બદ્રીનાથના કુલ ૧૦૦॥ માઇલમાં ૩૪ માઈલ ચઢાઇ, ૩૭॥ માઇલ ઉતરાઇ અને ૨૯॥ માઇલ સીધો રસ્તો છે. વર્ણન લીસ્ટ નંબર ૨ માં જોવું. **બદ્રીનાથથી** ૪૭॥ માઇલ **ચમોલી** પાછા આવી, ત્યાથી **૧૯॥** માઇલ **કર્ણપ્રયાગ,** ત્યાંથી ૨૦ માઇલ **રૂદ્રપ્રયાગ,** ત્યાંથી ૧૮॥ માઇલ **શ્રીનગર** ત્યાંથી ૧૮॥ માઇલ દેવપ્રયાગ અને ત્યાંથી ૫૯॥ માઇલ હરદ્વાર આવે છે. બદ્રીનાથથી હરદ્વારના કુલ ૧૮૪

માઇલમાં ૩૪ાાા માઇલ ચઢાઈ, ૩૯ાા માઇલ ઉતરાઇ અને ૧૦૯ાાા માઇલ સીધો રસ્તો છે. વર્ણન લીસ્ટ નંબર ૩ માં જોવું ઉત્તરાખંડનાં ચારે ધામની યાત્રા કરીને પાછાં હરદ્વાર આવતાં કુલ ૬૪૪ાાા માઇલ થાય છે તેમાં ૧૭૮ા માઇલ ચઢાઇ, ૧૭૫ા માઇલ ઉતરાઇ અને ૨૯૧ા માઇલ સીધો રસ્તો આવે છે. જેને રામનગર જવું હોય તેણે કર્ણપ્રયાગથી લીસ્ટ નંબર ૪ માં બતાવ્યા પ્રમાણે જવાથી ૬૨૬ાાા માઇલ થાય છે. તેમાં ૧૭૩ માઇલ ચઢાઇ, ૧૬૬ાા માઇલ ઉતરાઇ અને ૨૮૭ા માઇલ સીધો રસ્તો આવે છે. કાઠગોદામ અને કોટદ્વાર જવું હોય તેને અનુક્રમે ૬૩૪ાાા અને ૬૨૫ માઇલ થાયછે.



# શુદ્ધ શિલાજીત.

વૈદ્યકના માનનીય ગ્રંથ ચરકમાં ચરક મહર્ષિએ કહેલ છે કે—

**"નચાતિરોગો ભૂતિમાનવાનાં શિલાજતુયેનજતેપ્રસહ્ય"**

અર્થાત–ભૂમિ ઉપર એવો કોઇ રોગ નથી, જેને શિલાજીત નાબુદ નકરી શકે. પણ તે અનુપાન ભેદથી અને અસલી હોયતોજ ! આજ કાલ શિલાજીત દરેક જગ્યાએ મળે છે પણ તેમાં નકલી અને અશુદ્ધ એટલો હોય છે કે, તેનાથી ઉપર પ્રમાણે ગુણ મળતા નથી એટલે વિશ્વાસ ઉઠતો જાય છે. બદ્રીનારાયણ તરફ અસલી શિલાજીત ઘણી જગ્યાએ મળી શકે છે પણ તે કેટલો શુદ્ધ કરેલ હોય છે તેની ખાત્રી કરવી મુશ્કેલ છે જેથી આ પ્રકરણની અંદર આગળ લખવામાં આવ્યું છેકે જ્યાં વિશ્વાસ પડતો હોય ત્યાંથીજ તે ખરીદવો.

અમો શિલાજીતના પત્થરો મંગાવી વૈદ્યક રીતે પોતાના હાથેજ શુદ્ધ કરીએ છીએ એટલે તે સહેજ મોંઘો પડે છે પણ તે શુદ્ધ હોવા-ની અમો ખાત્રી આપી શકીએ છીએ.

શિલાજીત વધારે પ્રમાણમાં મૂત્રાશયના કોઇ પણ રોગો ઉપર અકસીર કામ કરે છે. જેવાકે પેશાબ બંધ થઇ જવો, પેશાબમાં બળત્રા થવી, પેશાબમાં ધાતુ જવી વિગેરે તેનાથી જલ્દી મટે છે.

ચંદ્રપભા નામની ગોળીઓ જે પ્રમેહ ઉપર અપાય છે તેની અંદર તે વધારે પ્રમાણમાં આવે છે એટલેજ તે કાંઇક ફાયદો કરે છે. જો અસલી શિલાજીત ફક્ત એકઆની ભાર સવાર, સાંજ ગરમ દુધ સાથે શિયાળાની ઋતુમાં લેવામાં આવેતો બાર મહિના સુધી શરીર સારૂં રહે છે. વળી તે સ્ત્રી, કે પુરૂષ, બાળક, કે વૃદ્ધ કોઇ પણ માણસ ભય વિના ખાઈ શકેછે. કિંમત ૨ તોલાની શીશી ૧ ના રૂા. ૧–૦–૦ શીશી ૩ના રૂા. ૨–૮–૦ શીશી ૫ ના રૂા. ૪–૦–૦ સેમ્પલ તોલા ૧ની શીશીના આઠ આના.

મળવાનું ઠેકાણું **હરિચંદ એલ. મહેતા વૈદ્ય.**

**પોષ્ટ–અરવાળા મેહસાના જીલ્લે (અમદાવાદ)**

# પ્રકરણ ૨ જું.

## શ્રી કૈલાસ, માનસરોવર સબંધે થોડી આલોચના અને સૂચના.

### ભૌગોલિક અને રાજકીય બાબત.

કૈલાસ, માનસરોવરનાં તીર્થો હિમાલયના ઉત્તરભાગમાં તિબેટની અંદર આવેલ છે. તિબેટનું ક્ષેત્રફળ ૬,૫૧,૦૦૦ ચોરસ માઈલ છે. અને તેની વસ્તી ૬૦,૦૦,૦૦૦ માણસોની છે. તિબેટની ઉત્તરે પૂર્વી તુર્કસ્તાન, દક્ષિણે ગઢવાળ, કમાઉ, નેપાળ, સીકીમ અને આસામ છે. પૂર્વે ચીન અને પશ્ચિમે પંજાબ તથા કાશ્મીર છે. તેની સાધારણ ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૫,૦૦૦ ફીટની છે. તિબેટ જોકે ચિન રાજ્યની હકુમતમાં છે, પરંતુ તેનું શાસન સ્વતંત્ર રીતે ચાલે છે. આ પ્રદેશના શાસન કર્તાને **દલાઇલામા** કહે છે. તેના હાથ નીચે **તાશીલામા** (વાઇસરોય તરીકે) રહે છે. તેના હાથ નીચે **ગર્પન** (ગવર્નર તરીકે) રહે છે. તેના હાથ નીચે **જોંગપન** (કમીશ્નર અથવા કલેકટર તરીકે) રહે છે. તેના હાથ નીચે **શેપચન** (ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ તરીકે) રહે છે. તેના હાથ નીચે **તર્જન** (તાલુકા મેજીસ્ટ્રેટ તરીકે) રહે છે.

તિબેટનો શાસન કર્તા શાસનમાં ભાગ્યેજ ચીનની સલાહ લે છે. અને તેનું કારણ તિબેટ, બૌધલામા (સાધુ) ઓને બૌદ્ધ મંદિરો તથા તેમનું પોતાનું ખર્ચ ચલાવવાને ચીન તરફથી મળેલ હોય તેમ જણાય છે. (કારણ કે તિબેટના તમામ અમલદારો બૌધ સાધુઓ છે.) છતાં તિબેટ ઉપર કોઇ ચઢાઇ કરેતો ચીન તેને મદદ આપે છે અને ચીન ઉપર તિબેટમાં થઇને કોઇ ચઢાઈ કરે તો તેને તિબેટ અટકાવે છે. તિબેટની રાજ્યધાનીનું શહેર **લાસા** છે. તે ગારતોકથી ૮૦૦ માઇલ પૂર્વમાં અને ચીનની રાજ્યધાની પેકીનથી ૧૮૦૦ માઇલ પશ્ચિમમાં આવેલ છે.

**તિબેટની પેદાશ, અને વ્યાપાર.**

તિબેટમાં મુખ્ય પેદાશ ઉન અને ટંકણખારની છે. ઘેટાં, બકરાં અને ઘોડા તથા ગાય બળદ (યાક) પણ ત્યાંની પેદાશમાંજ ગણાય છે. કસ્તુરી, મધ, ઘી, અને સોનું થોડા પ્રમાણમાં મળે છે. ઉપરની તમામ ચીજો હિંદુસ્તાનના વેપારીઓને આપી તેમની પાસેથી તેઓ ઘઉં, ચોખા, દાળ, જવ, ગોળ, કાપડ, લોઢું, અને બીજો પરચુરણ સામાન ખરીદે છે. તિબેટનો વ્યાપાર નેપાળ, લદાક, કમાઉ, ગઢવાળ, સીકીમ અને ભુતાન સાથે વધારે પ્રમાણમાં થાય છે, તેમાં પણ કમાઉ પ્રાંતની ઉત્તર સરહદમાં વસતા ભોટીઆ વેપારીઓ લગભગ તે વ્યાપાર ઉપરજ નિર્વાહ કરે છે. દરવર્ષે જુન મહિનામાં બરફ પીગળી તિબેટનો રસ્તો ખુલ્લો થાય છે, અને ઓકટોબ્બર સુધી તે ખુલ્લો રહે છે. તે વખતમાં ભોટીઆ વેપારીઓ ઘેટાં, બકરાં, ખચ્ચર, ઘોડાં અને યાક ઉપર પોતાનો સામાન નાખી તિબેટમાં જ્ઞાનીમા અને તાલકાકોટ મંડી સુધી વેપાર અર્થે જાય છે. તિબેટમાં સમુદ્ર નથી, પણ ખારા પાણીનાં સરોવર ઘણાં છે. તેમાંથી તેઓ મીઠું પકવી ઉપયોગમાં લે છે. પૂર્વ તિબેટનો વ્યાપાર ચીન સાથે વધારે પ્રમાણમાં થાય છે, અને તેની પાસેથી ચ્હાની મોટી ટીકડીઓ તથા બીજો સામાન ખરીદી ઉપરની ચીજો બદલામાં આપે છે. ચીનની ચ્હા તિબટમાં વધારે વપરાય છે. તેને બનાવવાની રીત પણ જુદીજ છે. હિંદુસ્તાનની માફક ચાહનાં પાંદડાં બહુ જુજ ઉપયોગમાં લે છે. પૂર્વ તિબેટમાં ઘઉં, જવ, વટાણા તથા ધાન વિગેરે થાય છે, પરંતુ તે પૂર્વ તિબેટ પુરતુંજ; પશ્ચિમ તિબેટ લગભગ ઉજડ છે; કારણ કે ત્યાં વધારે વખત બરફ રહે છે તેમ વરસાદ પણ ઓછો થાય છે. ત્યાંના લોકોનો નિર્વાહ પશુઓથી થાય છે. તિબેટમાં જંગલી ઘોડા બહુ મળે છે, તેને પકડી લાવી કેળવીને તિબેટીઓ હિંદુસ્તાનના વેપારીઓને આપે છે.

**ભાષા, પહેરવેશ અને રીતરિવાજ–**

તિબેટમાં તિબેટી ભાષા બોલવામાં તથા લખવામાં આવે છે. તે સંસ્કૃત, માંગોલીયન અને ચીન ભાષાની મેળવણીથી

બનેલ છે. (ભોટીઓની ભાષા લગભગ તિબેટીયનોને મળતી છે, પણ તેનો વધારે ભાગ નેપાળીથી બનેલો છે.)

તિબેટી પુરૂષો પાયજામો, પેરણ, કોટ અને ખભાના પાછલા ભાગ ઉપર લટકતી ખુલ્લી ટોપી પહેરે છે. કેડ ઉપર કમરબંધ જેવું લુગડું બાંધે છે. તેમના તમામ કપડાં લગભગ ઉનનાં અથવા ચામડાનાં બનેલાં હોય છે. પગમાં જોડા, અને ઢીંચણ સુધી ચામડાના અથવા ઉનના પટ્ટા બાંધે છે. સ્ત્રીઓ લાજ કાઢતી નથી. તેના માથાના વાળ લાંબા થતા ન હોઇ ચમરી ગાયનાં પુંછ, વાળ સાથે બાંધી લાંબા બનાવે છે. અને તેને ગુંથી તેમાં કાચના હીરા તથા ઘુઘરા બાંધે છે. હાથમાં, ગળામાં અને માથાના વાળમાં, કાચના હીરા તથા રંગીન પત્થરો બાંધવા તે તેમના દાગીના ગણાય છે. સ્ત્રી અને પુરૂષ તિબેટીઓમાં ઓળખવા મુશ્કેલ છે; કારણકે પુરૂષોને ઠંડીને લીધે ડાઢી, મુંછ આવતાં નથી તેમજ સ્ત્રીઓની માફક તે પણ વાળ રાખી વેણી ગુંથે છે. અને પહેરવેશ સ્ત્રી અને પુરૂષનો એકસરખો છે.

તિબેટીઓમાં બે ચાર ભાઇઓને એક સ્ત્રી હોય છે. ભોટિયાઓમાં પણ તેવી જ રીતે એક સ્ત્રીને વધારે પતિ હોય છે. તેમનો પહેરવેશ પણ લગભગ તિબેટીઓને મળતો રહે છે. તિબેટી અને ભોટીઓના રંગઢંગ, અને પ્રસંગના (લગ્ન અને મૃત્યુના) રિવાજો વિચીત્ર છે. (જગ્યાને અભાવે તે અહિં આપ્યા નથી. પણ ભવિષ્યમાં મોટા પુસ્તકની અંદર આપવામાં આવશે.) મોઢા ઉપર બીહામણાં મોરાં ચડાવી ઢોલકાં બજાવતાં ભૂતોનો નાચ કરવાનો તેમને બહુ શોખ હોય છે. ભોટીઆઓમાં પણ ગાવા નાચવાનો તેવો જ શોખ છે. ગમે તે પુરૂષની સાથે પરણેલ કે કુંવારી સ્ત્રી ગાતાં ગાતાં એક પગે નાચવું બહુ પસંદ કરે છે.

તિબેટીઓમાં એક બીજાને મળતાં ખમજમ કહેવાનો રીવાજ છે. તેનો અર્થ કુશળતા પુછવાનો છે. ૐ મણી પદ્મે હું નો મંત્ર તમામ માણસો જપે છે. લામાઓ તિબેટમાં વધારે છે. પુરૂષો સિવાય

ઘણી સ્ત્રીઓ પણ બૌદ્ધી દીક્ષા ગ્રહણ કરે છે. તેમને પણ લામા ( સાધ્વી ) તરીકે ઓળખવામાં આવે છે. લામાઓ માથે મુંડન કરાવે છે. અને લાલ રંગની ઉંચી ટોપીપહેરે છે. હાથમાં જંત્ર અથવા લાલ ધ્વજાવાળું ભાલું રાખે છે. બાકીનો પહેરવેશ ગૃહસ્થોના જેવો છે. પરણવાની તેઓને છુટ નથી હોતી, એટલે પોતાનું જીવન બ્રહ્મચર્યાવસ્થામાં તેઓ ગાળે છે. તિબેટીઓનો ખોરાક ચ્હા, સત્તુ, જાણ (જવમાંથી બનાવેલો એક પ્રકારનો દારૂ) અને માંસ છે. કોઈ કોઇ વખત ચોખા, દાળ, અને શાક બનાવે છે. પણ તે વરસને વચલા દિવસે–કોઇક જ વખત.

## તિબેટનાં ઉપયોગી પશુઓ—

તિબેટમાં યાક (ઝબ્બુ), ઘેટાં, બકરાં અને કુતરાં બહુ ઉપયોગી છે. કુતરાઓ સિંહના જેવા વાળથી ભરેલા અને ખુબસુરત હોય છે. તિબેટીઓના માલનું રક્ષણ તેઓજ કરે છે. તિબેટીઓને જ્યારે બહુ ઠંડી લાગે છે ત્યારે ઘેટાં બકરાંનાં નાનાં નાનાં બચ્ચાંઓને ગોદમાં (બગલમાં) લઇને સુઈ જાય છે, એટલે બીલકુલ ટાઢ જણાતી નથી. બકરાના ચામડાનો બખ્ખુ ( કોટ ) બને છે. બખ્ખુમાં ચામડાના વાળનો ભાગ અંદર રહે છે. લગભગ દરેક તિબેટીઓ પાસે તેવા બખ્ખુ હોય છે; કારણકે તિબેટની ઠંડીથી બચવા એક બખ્ખુ પુરતો છે. ઘેટાં બકરાં અને ચમરી ગાયનું દૂધ ખાવામાં તથા માંખણ, ચ્હામાં કામ આવે છે. ચ્હામાં મીઠું અને માંખણ તથા માંસના ટુકડાઓ નાખવામાં આવે છે. ચમરી ગાય અને બળદો યાકના નામથી ઓળખવામાં આવે છે. તેના પુંછડાં ચમર બનાવવાના કામમાં આવે છે. ભાર વહેવામાં અને ચઢાઇ ઉતરાઈ પાર કરવામાં યાક મજબુત છે; એટલુંજ નહિ પણ તિબેટ જેવા બરફના પ્રદેશમાં સાચવીને ચાલવામાં તે પકકું છે. ઘોડાં અને ખચ્ચરો બરફની અંદર ચાલતાં ખુંચી જાય છે પણ યાક ખુંચતું નથી. ભોટીઆ લોકો તેટલા જ કારણસર તિબેટમાં વેપાર કરવા જાય છે ત્યારે યાક ઉપર ચડીને જાય છે, તેમજ વધારે વજનનો સામાન તેના ઉપર લાદે છે. જો કે ભાર વહેવામાં

ઘેટાં અને બકરાં તેટલાંજ ઉપયોગી છે, પરંતુ વધારે વજનની ચીજો બાક ઉપાડી શકે છે. કુતરાની માફક યાકને શરીરે પણ મોટા વાળ હોઇ તિબેટની ઠંડી તેને અસર કરતી નથી. ઘેટાંઓના ઉપર ઊન ઘણી થાય છે. તિબેટીઓની જમીન ગણો કે આમદાની, બધું તે પ્રાણીઓજ છે. તિબેટથી દરવર્ષે લાખો રૂપીઆની ઊન, હિંદુસ્તાનમાં આવે છે. જેમાંની કેટલીક કાશ્મીર, અમૃતસર, કાનપુર, મુંબાઇ વિગેરેના ઊનનાં કારખાનાઓમાં જાય છે, અને કેટલીક વિલાયત ચઢે છે. તિબેટમાં ઊનનાં કારખાનાં નથી, પણ તિબેટના ગાલીચા અને પશ્મીના ખાસ વખણાયેલી ચીજો છે. તિબેટ અને ભોટીઆનો દરેક માણસ ફુરસદના વખતે હાથમાં ફરકડી લઇને ઊન કાંત્યા કરે છે. અને તેની કંબળ, પશ્મીના, પટ્ટી તથા ગાલીચા વિગેરે બનાવે છે; જેમાંની સારી ચીજો હિંદુસ્તાનમાં વેચાવા માટે આવે છે. બાકીની તેઓ પોતાના ઉપયોગમાં લે છે.

**યાત્રાનો સમય:—**

કૈલાસ, માનસરોવર જવાનો સમય જુલાઇથી સપ્ટેમ્બર મહિના સુધીનો છે. તે વખતે ભોટીઆ વેપારીઓ વેપારને અર્થે તિબેટ જતા હોઈ તેમનો સંગાથ મળી જાય છે, તેમ બરફ પણ પીગળી જઈ રસ્તો સાફ થાય છે. સિવાય તંબુ વાહન વિગેરેની સગવડ થઇ શકે છે, અને ભોટીઆ વેપારીઓ પાસેથી ખાવા પીવાની ચીજો પણ મળી જાય છે.

**રસ્તાઓ:—**

હિંદુસ્તાનમાંથી કૈલાસ, માનસરોવર જવાના ઘણા રસ્તાઓ છે પણ તેમાં મુખ્ય બે છે. ૧ લો તાકલાકોટ થઇને, અને ૨ જો જ્ઞાનીમામંડી થઇને. અહિં તિબેટનો અધિકારી જોંગપન રહે છે. તેમની પાસેથી પાસ મેળવ્યા પછી આગળ જઈ શકાય છે.

**યાત્રાના માઇલ અને લાગતો સમય:—**

**૧ કાઠગોદામથી તાકલાકોટ થઈ કૈલાસ, માનસરોવર જઈ તેજ રસ્તે પાછા આવતાં ૫૦૬ માઇલ થાય છે, અને વખત, માસ ૧ાથી ૧ાા નો લાગે છે. (આ રસ્તો બહુ સારો છે.)**

૨ તનકપુરથી તાકલા કોટ થઈ કૈલાસ, માનસરોવર જઇ પાછા તાકલા કોટને રસ્તે કાઠગોદામ આવતાં ૪૮૮ માઇલ થાય છે, અને સમય માસ ૧। થી ૧।। નો લાગે છે. (આ રસ્તો પણ સારો છે.)

૩ જોશીમઠથી જ્ઞાનીમામંડી થઇ કૈલાસ, માનસરોવર જઇ તાકલાકોટને રસ્તે કાઠગોદામ પાછા આવતાં ૪૨૨ માઇલ થાય છે, અને વખત માસ ૧ થી ૧। નો લાગે છે. (આ રસ્તો સાધારણ છે. કેટલાક યાત્રાળુઓ બદ્રીનાથ જઇ પાછા આવતાં જોશીમઠ થઇને કૈલાસ જાય છે.)

૪ કાઠગોદામથી મીલમ અને જ્ઞાનીમામંડી થઇ, કૈલાસ, માનસરોવર જઇ, તાકલાકોટને રસ્તે કાઠગોદામ પાછા આવતાં ૫૦૦ માઇલ થાય છે, અને વખત માસ ૧। થી ૧।। નો લાગે છે. (આ રસ્તો ઉપરના રસ્તાઓ કરતાં ઉતરતો છે.) કેટલાક યાત્રાળુઓ આ પ્રમાણે કરવાથી કૈલાસની પરિક્રમા પુરી થઈ માને છે, પરંતુ આ રસ્તો ઘણો ખરાબ છે. રસ્તામાં ઉંટાધુરા, જયંતિ અને કુંગરી વિંગરીના પહાડોની સખ્ત ચઢાઇ ઉતરાઇ પાર કરવી પડે છે. પરિક્રમાનો લોભ જેને હોય, તેણે બદ્રીનાથની યાત્રા વખતે જોશીમઠથી કૈલાસ થઈ કાઠગોદામ આવવું ઠીક છે. જો કે તે રસ્તામાં પણ ખેંગરા, કારચાધુરા, અને ટીમખીમના પહાડોની ચઢાઈ ઉતરાઇ સખ્ત છે, અને ચોરોનો ભય પણ વધારે રહે છે. પરંતુ બદ્રીનારાયણ પહોંચતા સુધીમાં પહાડના હવા પાણીથી ટેવાઈ જવાને લીધે વધારે તકલીફ થતી નથી, તેમજ ઘણા માઇલ ઓછું ચાલવું પડે છે. જેમને માત્ર કૈલાસ, માનસરોવર જવા ઇચ્છા હોય તેમને માટે સૌથી સરસ રસ્તો કાઠગોદામ અથવા તનકપુરથી તાકલાકોટનો છે.

## કુલી (મજુર) અને વાહનો—

કૈલાસ, માનસરોવર જતાં રસ્તામાં ઘોડા, ખચ્ચર, અને યાક, વાહન તરીકે મળી શકે છે. બોજો ઉપાડવા મજુર પણ મળે છે, પરંતુ મજુર કે વાહન લાંબા રસ્તાને માટે નથી મળતાં. થોડા થોડા રસ્તાને માટે તે મળે છે, પણ દરેક જગ્યાએ મજુર અને

વાહનનો બંદોબસ્ત થઇ જાય છે. ભાડું ઘોડા તથા ખચ્ચરનું એક દિવસનું રૂા. ૦ાાા= થી ૧ા અને યાકનું રૂા. ૦ાાા થી ૧) લાગે છે. કુલીની મજુરી રૂા. ૦ાાથી ૦ાાા સુધી પડે છે. એક દિવસમાં ઓછામાં ઓછા ૧૦ થી ૨૦ માઈલ સુધી ચાલી શકાય છે. (ચાલવાવાળા ત્રીસ માઇલ પણ ચાલે છે.) ટુંકામાં કૈલાસ યાત્રાની અંદર કુલીવાહનનો વધારે ખરચ થતો નથી.

**સામાન—**

યાત્રાએ જવામાં નીચે પ્રમાણે સામાનની જરૂર છે. ત્રણ જોડ ગરમ કપડાં ( ટોપી, કોટ, ખમીસ, જાકીટ. સ્વેટર અને પાટલુન અથવા પાયજામો ) બાંડીસ, મોજાં અને મજબુત જોડા; મીણબત્તી નાં પાકીટ બે, અથવા ઇલેકટ્રીક બેટરી, ચસમાં, પાથરવાને જાડી કંબળ તથા ઓઢવાને છત્રી અને મીણીયું કપડું; લોઢાના ફળાવાળી મજબુત લાકડી; સાબુ, દીવાસળીની પેટીઓ બે ડઝન, તપેલી, થાળી, વાટકા, પ્યાલો, ચીપીઓ, કડછી, અને વેલણ; મસાલો ગરમ તથા ખાંડેલો, ચાહ, ખાંડ, બીસ્કીટ, પકવાન થોડી દવાઓ, ( માથું દુખે-તેની, દસ્તબંધ કરવાની, પાચનની, અને શકિતની ) સોય, દોરા, ચપ્પુ કાતર, અને બનીશકેતો પ્રાઇમસ, સ્પીરીટ, ગ્યાસતેલ, કેમેરા, ઘડીયાળ અને દુરબીન; સુકોમેવો અને તેમાં પણ ખાસ કરીને ખારેક, કીસ-મીસ અને સાકર ( આ ચીજો પાતળી હવાથી શ્વાસ રૂંધાઇ ગળું સુકાય છે, ત્યારે બહુ ફાયદો કરે છે. ) લીંબુનો સત્વ ( ટાટરી ) અથ વા આંબલી, મરી અને હીંગ, (આ ચીજો પણ બહુ ઠંડી લાગે, પાતળી હવાથી શ્વાસ લેતાં છોડતાં અડચણ પડે, અને માથામાં ચકકર આવે ત્યારે ફાયદો પહોંચાડે છે. વેસેલીન અથવા હેઝેલીન શીશી ૪ ( ટાઢ-થી હોઠ અને હાથ ફાટી જાય ત્યારે તે લગાડવાથી આરામ રહે છે અથવાતો તેલ અને પાણી મેળવી ચોપડવાથી પણ તેવો ફાયદો થાયછે.)

ઉપરની ચીજોમાંથી લઈ શકાય તે સામાન સાથે લેવો. ( ઘણા માણસો ને યાત્રામાં શું શું સામાન લેવાથી અડચણ ન પડે તે ચિંતા સ્વભાવિક થઇ આવે છે, તેટલા ખાતર ઉપર લંબાણ પૂર્વક

વિવેચન કરેલ છે.) રસ્તામાં જ્ઞાનીમા અને તાકલાકોટમંડીથી ભોટીઆ વેપારીઓ પાસેથી ચાહ અને સત્તુ પણ થોડા ઘણા લેવા; કારણકે તિબેટનાં માણસો અને બૌદ્ધ લામાઓ બહુ માગવા આવે છે. મુઠી મુઠી આપવાથી પણ દશ પંદર શેર સત્તુ વહેંચાઇ જાય છે.

સાધુ અને ગરીબો, ઉપર વર્ણન કરેલો સામાન ન લઇ શકે તે બનવા જોગ છે. તેમણે ઓછામાં ઓછું ટાઢથી રક્ષણ થઇ શકે તેટલાં વસ્ત્રો અને થોડા ઘણા ચોખા દાળ, લોટ તથા મસાલો, મરી, સાકર, આંબલી, હીંગ વિગેરે વસ્તુઓ જરૂર લઇ લેવી. જોકે ભોટી-વેપારીઓ સાધુ તથા ગરીબોને સત્તુ વિગેરે આપે છે, પરંતુ તેમના ભરોસા ઉપર બીલકુલ સામાન લીધા વિના ચાલવું નહિં. જેણે વધારે સામાન ન લીધો હોય, અથવા ન લેવો હોય, તે ભોટીઆ વેપારીઓ પાસેથી કેટલોક સામાન મેળવી શકે છે, પરંતુ ભાવ મોંઘો આપવો પડે છે. પોષ્ટ પાર્સલથી સામાન મંગાવવો હોયતો તાકલાકોટના રસ્તામાં ગાર્બીયાંગ અને જ્ઞાનીમામંડીના રસ્તામાં મીલમ સુધી તે આવી શકે છે.

**રસ્તામાં સગવડ અને અગવડઃ--**

ધર્મશાળા અને ગુફાઓ રસ્તામાં ઠેક ઠેકાણે આવે છે, પરંતુ તે સાફ કર્યા વિના તેમાં રહી શકાતું નથી; કારણ કે ભોટીઆ લોકો પોતાની આદત પ્રમાણે તેમાં ગંદકી કરી મુકે છે. ડાકબંગલા અને ફોરેસ્ટ બંગલાઓ પણ રસ્તામાં ઘણી જગ્યાએ આવે છે, તેમાં દરરોજના બે આના ભાડું આપવાથી (જ્યારે સરકારી ઓફીસર ન હોય ત્યારે) ઉતરી શકાય છે. બીજી જગ્યાએ ડાકબંગલાનું ભાડું બાર કલાકના આઠ આના અને ચોવીસ કલાકનું એક રૂપીઓ આપવું પડે છે.

રસ્તામાં ચોરોનો ભય વધારે રહે છે, પરંતુ જ્યાં સુધી ભોટી-આ વેપારીઓનો સંગાથ હોય છે, ત્યાં સુધી ફિકર રહેતી નથી; કારણ કે ભોટીઆ વેપારીઓ પોતાની સાથે હથીયાર રાખે છે. યાત્રાળુઓ પણ પરવાનો લઇ ને રાખી શકે છે.

**સૂચના:**—જ્ઞાનીમામંડી અને તાકલાકોટથી ભોટીઆ વેપારીઓ આગળ જતા નથી. માટે ત્યાંથી પાંચ દસ સંગાથી વિના આગળ ન ચાલવું ; કારણ કે પશ્ચિમ તિબેટમાં અનાજ પાકતું નથી એટલે વધારે માણસો લુંટફાટનો ધંધો કરેછે; જોકે ઘણી વખત યાત્રાળુઓ કાશીલામા, કૈલાસ યાત્રા, એવા શબ્દો કહે છે તો તેઓને લુંટતા નથી; કારણ કે કાશીલામા (કાશીના સાધુ) કૈલાસ યાત્રા કરવા જાયછે; તેમ સમજી તેઓ છોડી દે છે, પરંતુ દરેક વખતે યાત્રાળુ આમ કહેવાથી બચી જાય તેમ ન માની લેવું; કારણકે "ભૂખ અખજ ભખે" તે કહેવત પ્રમાણે ભૂખે મરતાં છતાં હાથમાં આવેલો શિકાર છોડી દેવાનું, તિબેટી માણસોનાં તમામના હૃદયમાં આવે તેમ બનવું અશકય છે. તેઓનો ખોરાક પણ માંસ અને દારૂ હોઈ નિર્દયતા તેમનામાં સ્વાભાવિક રહે છે. દેખાવમાંજ તેઓ ક્રૂર લાગે છે; તેમ કહેવાની જરૂર ભાગ્યે જ હોઇ શકે, એટલે સંગાથ વિના આગળ ચાલવાનું સાહસ યાત્રીએ ન કરવું સારૂંછે. સંગાથ પણ ઘણા મળી જાયછે; કારણકે એ વખતમાં લંકા ચીન, નેપાળ, બંગાળ, પંજાબ, અને દક્ષિણ તથા ગુજરાત વિગેરે દેશોમાંથી સેંકડો માણસો યાત્રા નિમિત્તે આવે છે; છતાં કદાચ સંગાથ ન મળે અને ચાલવાની જરૂર જણાય, તો વધારાનો સામાન તાકલાકોટ કે જ્ઞાનીમામંડીમાં કોઇ ભોટીઆ વેપારીને ત્યાં રાખી દેવો. અથવા દાર્ચીનમાં બૌધ લામા ગુરૂને ત્યાં રાખી આગળ જવું. લામાઓને ત્યાં સામાન રાખતી વખતે જો પોટલીમાં બાંધી તેના ઉપર સીલ કરી તેને સોંપવામાં આવે તો જેવોને તેવો સુરક્ષિત સામાન પાછો મળેછે, પણ જો તેમ કરવામાં ન આવે તો લામાઓજ કેટલોક સામાન કાઢી લે છે. લામાઓને ત્યાં યાત્રાળુને રહેવાની જગ્યા મળેછે; તેમજ ખોરાકીનો સામાન ચોખા, દાળ, સત્તુ, ગોળ, ઘી, દુધ. માંખણ વિગેરે વેચાતું મળે છે; બળતણમાં બકરીઓની લીંડીઓ મળે છે.

કૈલાસજતાં રસ્તામાં પહાડી, ભોટ, અને તિબેટી ભાષા બોલનારાઓ મળે છે. તેમાં પહાડી ભાષા હિંદીને મળતી હોઈ તે સમજી

શકાય છે, પણ તિબેટી અને ભોટ ભાષા સમજી શકાતી નથી, અલબત્ત ભોટીઆ વેપારીઓમાંના કેટલાક હિંદી ભાષા થોડી ઘણી સમજે છે, એટલે જ્યાં સુધી તેમનો સંગાથ રહે ત્યાં સુધી તો દુભાષીઓ* કરવાની જરૂર થોડી રહે છે; પણ જ્યાંથી તેમનો સંગાથ છુટો થાય, ત્યાંથી દુભાષીઓ કરી લેવો પડે છે. આ દુભાષીઓ પથદર્શક+નું કામ કરે છે. ઘણી વખત તેનું વાહન ખચ્ચર કે યાક લીધું હોય તો તેની સંભાળ પણ તે રાખે છે, અનેકોઇ કોઇ વખતતે કુલીનું–સામાન ઉપાડવાનું કામ પણ કરે છે, એટલે દુભાષીઓ કરતી વખતે જેનાથી ઉપરનું તમામ કામ નભી શકે તેવો દુભાષીઓ મેળવવાનું ધ્યાનમાં રાખવું.

રસ્તો ઓળખવાને તિબેટમાં બીજું કાંઇ સાધન નથી, ફક્ત કેટલાક પત્થરો મુકીને પડાવની અંદર બનાવેલાં ઘરો અથવા પત્થરની કરેલ નાની ટેકરીઓ રસ્તામાં આવે છે. દરેક યાત્રાળુ તેમાં એકાદ પત્થર ઉમેરે છે, તેજ રસ્તાની નીશાનીછે. બાકી માઇલવાળા નંબરના પત્થરો કે સડક જેવું કાંઇ નથી. (ગાર્બીયાંગ, નીતી અને મીલમ, સુધી માઇલેજના નંબરવાળા પત્થરો લાગેલ છે, તેથી આગળ નથી.) કેટલોક રસ્તો બરફવાળો આવે છે; આ રસ્તે બે ચાર કલાક પહેલાંજ માણસો કે ઘેટાં બકરાં નીકળ્યાં હોય, તો પણ બરફ પીગળતાં તેનાં ચીન્હો જોવામાં આવતાં નથી, એટલે પથદર્શક અને દુભાષીઆની જરૂર ખાસ કરીને પડે છે.

સમુદ્રની સપાટીથી આઠ હજાર ફીટની ઉંચાઇએ હવા પાતળી થઇ જાય છે; જ્યારે કૈલાસ, માનસરોવરની યાત્રામાં ઘણો રસ્તો તેથી પણ વધારે ઉંચાઇ વાળો પાર કરવો પડે છે. આવા રસ્તામાં ચઢાઇ ઉતરાઈ વખતે શ્વાસ લેવા છોડવાની તકલીફ થાય છે, અને તેમાં પણ ગાંજો, ભાંગ, ચરસ, અફીણ, બીડી, અને સીગારેટના વ્યસનીઓને તે વધારે જણાય છે, પરંતુ તેવે વખતે મોઢામાં ખટાઇ (લીંબુ-

* એક ભાષાનો અર્થ બીજી ભાષામાં કરી આપનાર.

+ રસ્તો બતાવનાર.

નો સત્વ, આંબલી કે દ્રાક્ષ) રાખવાથી, અથવા મરી અને સાકર ચાવ-વાથી, કે હીંગ ખાવાથી તે ઘણીજ ઓછી થાય છે. યાત્રાળુઓએ તે ચીજો જરૂર સાથે લેવી જોઇએ.

તિબેટમાં બપોર પછી પવન ફુંકાય છે; તેમ કોઇ કોઈ વખત કરાનો વર્ષાદ પણ બહુ જોરથી પડે છે. યાત્રાળુ પાસે જ્યારે તેથી બચવાનું કાંઇ સાધન ન હોય ત્યારે બરફની અંદર ખાડો ખોદી તેમાં બેસી જવાથી રક્ષણ મળે છે. તિબેટીઓ તે પ્રમાણે કરીને તિબેટની હવાથી પોતાનું રક્ષણ કરે છે.

તિબેટમાં મોટાં વૃક્ષો નથી થતાં, એટલે બળતણ તરીકે ઘેટાં બકરાંની લીંડીઓનો અને પામા નામના છોડવા કે જે લીલા પણ દીવા જેવા બળે છે; તેનો ઉપયોગ કરે છે. ભોટીઆ વેપારીઓ, સાથે લાકડાં લઈ લે છે. યાત્રાળુએ પણ થોડાં લાકડાં ગાર્બીયાંગ, મીલમ, કે શીવચીમલથી સાથે લઇ લેવાં; જો કે ભોટીઆ વેપારીઓ પાસેથી વેચાતાં મળી શકે છે પણ બહુજ મોંઘાં મળે છે.

**દ્રશ્યઃ**—માનસરોવરને કાંઠે મેદાનછે, તેમાં ઘ્રો ઘણી થાયછે. એટલે સસલાં અને જંગલી ઘોડાનાં ટોળાં વખતો વખત ત્યાં જોવામાં આવેછે. રાવણહ્રદ અને માનસરોવરની વચમાં થઇ કૈલાસ જવાનો રસ્તો જાય છે. તે રસ્તે એક માઇલની ચઢાઇ ચઢતાં, એક તરફ કૈલાસનું બરફથી છવાયેલું ગોળ શિખર જોવામાં આવેછે; જયારે બીજી તરફ માઇલોના માઇલો સુધી પથરાયેલ માનધાતાનું બરફનું મેદાન દેખાય છે. ત્રીજી તરફ ગ્નાનીમામંડી સુધી ફેલાયેલ બર્ખાતર્જનનું રેતીવાળું રણ, દ્રષ્ટિએ પડે છે, ત્યારે ચોથી તરફ સમુદ્રની માફક વિશાળ પેટ કરીને પડેલાં માનસરોવર, અને રાવણહ્રદ જેવાં મીઠાં પાણીનાં સરોવરો, ઘડી ભરતો દુનીયાદારીનાં દુઃખ વીસરાવી દે છે, અથવા તો કહો કે સાચો આનંદ શું છે તેનું ભાન કરાવે છે, જે આનંદ—સુખને માટે માણસો ફાંફાં મારે છે. જોયું છે, કે તળાવમાં ડુબકી મારવાથી સાચાં મોતી મળ્યાં હોય ?

# લીસ્ટ નં. ૧.

---

## કાઠગોદામથી કૈલાસ ૨૪૭ માઇલ.

### ( મુન્સ્યારી, મીલમ અને જ્ઞાનીમામંડી થઇને. )

**કાઠગોદામ**, રોહીલખંડ અને કમાઉ રેલ્વેનું સ્ટેશન છે. અહિંથી રાણીખેત ૩૬, નૈનીતાલ ૧૩ અને આલ્મોડા ૩૭ માઇલ થાય છે. કુલી, ઘોડાં અને ખચ્ચર દરેક જગ્યાને માટે મળી જાય છે. મોટરો પણ ચાલે છે, પરંતુ ભાડા સિવાય ટોલ ટેક્સ પેસેન્જર દીઠ રૂા. ૧) આપવા પડે છે. આલ્મોડા જવાની મોટર નૈનીતાલ અને રાણીખેત થઇને જાય છે. એટલે ૭૦ માઇલનું ભાડું રૂા. ૧૨) આપવું પડે છે. કાઠગોદામથી બરેલી ૬૪, કલકત્તા ૮૨૬, મુંબાઇ ૯૭૦, હરદ્વાર ૨૨૪, અંબાલા ૨૯૧, લાહોર ૪૭૮, રાવલપીંડી ૬૫૭ અને અલીગઢ ૧૨૫ માઇલ થાય છે. અહિં મોટી બજાર, પોષ્ટ, ટેલીગ્રાફ હોસ્પીટાલ, પોલિસચોકી વિગેરે છે. ડાકબંગલો થોડે દૂર છે. અહિંથી ૮ માઇલ ઉપર **ભીમતાલ** આવે છે. રસ્તો ૬ માઇલ સાધારણ ચઢાઇનો અને બે માઇલ સીધો છે. પહેલાં બે માઇલ સીધા રસ્તા પછી ચઢાવ જેવો રસ્તો આવે છે, પણ મોટર ચાલે છે. અહિં ડાકબંગલો, સ્કુલ, હોસ્પીટાલ, પોષ્ટ, ધર્મશાળા, કેટલીક દુકાનો અને સરોવર છે. અહિંથી ૯૫ા માઇલ ઉપર **રામગઢ** આવે છે. રસ્તો ૭ માઇલ સાધારણ ચઢાઇનો અને ૨ાા માઇલ સીધો છે. આલ્મોડા જતી મોટરના રસ્તામાં આ ગામ આવે છે. અહિં ડાકબંગલો, સ્કુલ અને પાંચ છ દુકાનો વિગેરે છે. અહિંથી ૧૦ માઇલ ઉપર **પ્યુડા** આવેછે. રસ્તો ૧ા માઇલની સાધારણ ચઢાઇનો અને ૮ાાા માઇલ સીધો છે મોટર ચાલેછે. અહિં ત્રણ ચાર દુકાનો અને ડાકબંગલો છે. અને પાણી બહુ સારૂંછે. પ્યુડાથી ૯ાા માઇલ ઉપર **આલ્મોડા** આવે છે. રસ્તો પાા માઇલની ચઢાઇ અને ૪ માઇલની ઉતરાઇવાળો છે. ચઢાઈ ઉતરાઈ સાધારણ છે. પ્યુડાથી આવતાં ચાર માઇલ ઉપર

નદીનો પુલપાર કરવો પડે છે. આલ્મોડામાં પોષ્ટ, ટેલીગ્રાફ, હાઈસ્કુલ, લાયબ્રેરી ધર્મશાળા અને ત્રણ ચાર મંદિરો તથા મોટી બજાર છે. અહિં કુષ્ટ અને ક્ષયરોગીઓની હોસ્પીટાલો છે, મ્યુનીસીપલ ઓફીસ, પોલીસચોકી અને ડાકબંગલો પણ છે. ભાદરવા માસમાં અહિં મોટો મેળો ભરાય છે. આલ્મોડાની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૫,૪૯૪ ફીટનીછે. અહિંથી ૧૫ માઇલ ઉપર **તાકુલા** આવેછે. રસ્તો ૫ માઇલ ચઢાઇ, ૭ માઇલ ઉતરાઇ, અને ૩ માઇલ સીધો છે. રસ્તામાં બબે માઇલની ચઢાઇ ઉતરાઇ એકવાર અને એક માઇલની ચઢાઈ તથા ત્રણ માઇલની ઉતરાઇ એકવાર આવેછે, પરંતુ તે સાધારણ છે. બાકી સીધો રસ્તો છે. અહિં તાકુલા દેવીનું મંદિર, ગણનાથ નદી ઉપર છે. રસ્તામાં ૭ માઇલ ઉપર ડીડાપાણી નામનું ગામ આવે છે. ત્યાં ડાકબંગલો છે. તાકુલામાં પોષ્ટ તથા ધર્મશાળા અને બે ચાર દુકાનો છે. પાણી ઝરણાનું મળે છે. અહિંથી ૭॥ માઇલ ઉપર **બોરા** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઈ, ૧ માઇલ ઉતરાઇ અને ૩॥ માઇલ સીધો છે. તાકુલાથી ચાલી નદીનો પુલ પાર કરતાં પહેલો સીધો રસ્તો, અને પછી ચઢાઈ ઉતરાઈવાળો આવેછે. ગામ નાનું છે. ખાવા પીવાની ચીજો મળે છે. અહિં ગોરખનાથજીનું એક મંદિરછે બોરાથી ૩॥ માઇલ ઉપર **બાગેશ્વર** આવે છે. રસ્તો ૧॥ માઇલની સાધારણ ઉતરાઇનો તથા ૨ માઇલ સીધો છે. અને તે સર્યૂ નદીને ડાબે કિનારે ચાલે છે. અહિં સર્યૂ તથા ગોમતી નદીનો સંગમ છે. બાગેશ્વરમાં પોષ્ટ, ટેલીગ્રાફ, સ્કુલ, ડાકબંગલો, હોસ્પીટાલ, પોલીસ-ચોકી, ધર્મશાળા વિગેરે છે. બજાર મોટી છે. એક બગીચો પણ સુંદર છે. જેઠ સુદી ૧૦ ને દિવસે અહિં મોટો મેળો ભરાય છે. ગામમાં વાઘેશ્વર મહાદેવનું મંદિર છે. બાગેશ્વરથી ૧૪ માઇલ ઉપર **કાપકોટ** આવે છે. રસ્તો લગભગ સીધા જેવોજ છે. વચમાં સાત માઇલ ઉપર હરસીલ નામનું ગામ આવે છે. ત્યાં એક દુકાન છે. રસ્તો સર્યૂ નદીને કિનારે ચાલે છે. અહિં દસ બાર દુકાનો, પોષ્ટ, ડાકબંગલો અને ધર્મશાળા છે. ગામની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૩૭૧૦ ફીટની છે. અહિંથી ડાબાહાથ તરફનો રસ્તો પીંડારી ગ્લેશીયર

(બરફના મેદાનમાં) જાય છે. કે જ્યાં ઘણા યુરોપીઅનો દરવર્ષે સહેલ કરવા આવે છે. કાપકોટથી ૧૧॥ માઇલ ઉપર **સ્યામાધુરા** (સૌના) આવે છે. રસ્તો ૨ માઇલની કઠણ ચઢાઇનો અને ૯॥ માઇલ લગભગ સીધો છે. કાપકોટથી ત્રણ માઇલ સર્યૂનદીને કિનારે ચાલ્યા પછી જોહાર પ્રગણાની હદમાં દાખલ થવાય છે. અહિં પોષ્ટ, ત્રણ ચાર દુકાનો અને ડાકબંગલો છે. પીંડારી ગ્લેશીયર અહિંથી પણ જવાય છે. સૌનાથી ૮ માઇલ ઉપર **તેજામ** આવે છે. રસ્તો ૪॥ માઇલ ચઢાઇ, ૨॥ માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તો નાની રામગંગાને કિનારે થઇને જાય છે. પાંચ માઇલ ઉપર રામગંગાનો પુલ પાર કરવો પડે તેજામમાં ત્રણ ચાર દુકાનો અને ધર્મશાળા છે. ખાવા પીવાની ચીજો મળે છે. અહિં નાની રામગંગા અને જાકુલી નદીનો સંગમ થાય છે. તેજામ જોહાર પ્રગણામાં છે, તેના ત્રણ ભાગ છે. ૧ મલ્લાજોહાર, ૨ ગૌરીફાટ, અને ૩ તલ્લાદેશ. તેજામથી ૨ માઇલ ઉપર **કુટી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ અને ૧ માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ નાનું છે. રસ્તામાં એક નાની નદીનો પુલ પાર કરવો પડે છે. ખાવા પીવાની ચીજો મળે છે. અહિંથી ૫ માઇલ ઉપર **ગીરગામ** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો છે. ગામ નાનું છે. રસ્તામાં રામગંગાનો પુલ પાર કરવો પડે છે. ખાવા પીવાની ચીજો મળે છે. પાણી નદીનું કામ આવે છે. ગીરગામથી ૧૦ માઇલ ઉપર **મુન્સ્યારી** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ અને ૩ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. પહેલાં ચઢાઇ અને ત્યાર પછી ઉતરાઇ આવે છે. રસ્તો જંગ-લમાં થઇને જાય છે. **અહિં ડાંસ અને જળોનો ઉપદ્રવ વધારેછે.** માટે પગ ઢાંકી રાખવા. અહિં પોષ્ટ, સ્કુલ, ધર્મશાળા તથા દસબાર દુકાનો અને ઝરણાનું પાણી છે. મુન્સ્યારી ભોટીઆ લોકોનું કાયમી સ્થળ છે. અહિંથી ૧ માઇલ ઉપર **રાંથી** આવે છે. રસ્તો સીધો છે. અહિં ડાકબંગલો તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૪ માઇલ ઉપર **બીન** આવેછે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ અને ૧ માઇલ સીધો

છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. રસ્તામાં ચાર માઇલ ઉપર ઘટુઘાડનો પુલ પાર કરવો પડે છે. બીન ગૌરી નદીને કિનારે છે. અહિં બે ત્રણ દુકાનો અને નાની સરખી ધર્મશાળા છે. પાણી નદીનું કામ આવે છે. અહિંથી ૪ માઇલ ઉપર **રારગડી** આવે છે, રસ્તો ૨ માઇલની ચઢાઇ અને ૨ માઇલની ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં ઢાકસીઆ કરીને નાનું ગામ આવે છે. રારગડી, ગારીગંગાને કિનારે આવેલા મેદાનમાંના પડાવનું નામ છે. ખાવાની ચીજ કાંઇ નથી મળતી પણ પીવાનું પાણી નદીનું મળે છે. અહિંથી ૩ માઇલ ઉપર **બાગડયાર** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો ગૌરીગંગાને કિનારે કિનારે જાય છે. અહિં એક નાની સરખી ધર્મશાળા, અને કેટલીક ગુફાઓ છે. ખાવાપીવાની ચીજો યાત્રાના સમયમાં મળી જાય છે. અહિંથી ૭ માઇલ ઉપર **ફીલકોટ** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઈ અને ૪ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં એક નાની નદી પાર કરવી પડે છે. ઘણી વખત તેના ઉપર કામ ચલાઉ લાકડાનો પુલ બાંધવામાં આવે છે. ફીલકોટ પડાવનું નામ છે, પણ ત્યાંથી થોડે દૂર બર્ફુ કરીને એક ગામ છે, જ્યાં બસો ઘરની વસ્તી અને બે દુકાન તથા સ્કુલ છે. ફીલકોટથી ૫ માઇલ ઉપર **માલ્પા** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો તેમ ખરાબ છે. રસ્તામાં ચાર માઇલ ઉપર ટ્રોલી નામનું નાનું સરખું ગામ આવે છે. માલ્પા પડાવ છે. અહિંથી ૬ માઇલ ઉપર **મીલમ** આવે છે. રસ્તો સાધારણ સીધો છે, અને ગૌરીગંગાને જમણે કિનારે ચાલે છે. અહિંથી તિબેટ રાજ્યની હદ શરૂ થતી હોઇ તિબેટી અધીકારી પાસેથી પાસ મેળવી આગળ જવાય છે. બ્રિટિશ રાજ્યની હદ અહિં પુરી થાય છે. માલ્પાથી મીલમ સુધીનો રસ્તો કાચા પહાડને લીધે દરવર્ષે ખરાબ થઇ જાય છે; જો કે તે કામચલાઉ સારો કરાવવામાં આવે છે, પરંતુ એકંદરે ખરાબ જેવોજ રહે છે. ગૌરીગંગા, મીલમ ગ્લેશીયરમાંથી નીકળે છે. અહિંથી ચાર માઇલ દૂર શાંડીલ્ય કુંડ છે. મીલમમાં ભોટીઆ લોકોની અઢીસોથી ત્રણસો ઘરની વસ્તી છે. અહિં પોસ્ટ, સ્કુલ, ધર્મશાળા અને દસબાર દુકાનો છે. અહિંથી મીલમ ગ્લેશીયર બે માઇલ દૂર છે. મીલમની

ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૧,૨૬૫ ફીટની છે. અહિંથી ૩ માઇલ ઉપર **બલથાંગ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઈ અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ કઠણ છે. રસ્તો નદીને કિનારે ચાલે છે. વચમાં એક વખત બખ્ખા નદીનો કાચો પુલ પાર કરવો પડે છે. અહિં મેદાન છે. તેમાં પડાવ કરવાની જગ્યા છે. બલ-થાંગથી ૪ માઇલ ઉપર **ઉંટાધુરા** આવે છે. રસ્તો ૨ માઈલિ સખ્ત ચઢાઇનો અને ૨ માઈલિ સીધો છે. પહેલાં બે માઇલ સીધો રસ્તો આવ્યા બાદ આ ધુરો (શિખરવાળો પહાડ) આવે છે. આ પહાડની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૭,૬૨૭ ફીટની છે. ઉંટાધુરાથી ૫ માઇલ ઉપર **જયંતી** આવે છે. રસ્તો ૩ માઇલની ચઢાઇ અને ૨ માઇલની ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઈ બન્ને સખ્ત છે. રસ્તામાં થોડો ભાગ બરફ ઉપર પણ ચાલવું પડે છે. આ પહાડની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૭,૨૦૦ ફીટની છે. જયંતીથી ૩ માઇલ ઉપર **કુંગરી વિંગરી** આવે છે. રસ્તો ૧૫ માઇલની ચઢાઇ અને ૧૫ માઇલની ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ બન્ને સખ્ત છે. રસ્તામાં એકાદ માઈલિ બરફ ઉપર ચાલવું પડે છે. આ પહાડની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૮,૧૯૦ ફીટની છે. કુંગરી-વિંગરીથી ૪ માઇલ ઉપર **ચીરછાંગ** આવે છે. રસ્તો ૩ માઇલની સખ્ત ઉતરાઇનો અને ૨ માઇલ સીધો છે. રસ્તામાં એકાદ માઇલ બરફ આવે છે. અહિં પડાવની જગ્યા છે. મીલમ અથવા બલથાંગથી ઉપડીને અહિં આવ્યેજ છુટકો થાય છે; કારણકે ઉંટાધુરા, જયંતી અને કુંગરી વિંગરીમાં પડાવ કરીને રહી શકાય તેવી જગ્યા નથી. એટલે એકજ દિવસમાં સત્તર અથવા વીસ માઇલ ચાલવું પડે છે. પણ જો સવારમાં દિવસ ઉગ્યા પહેલાં ચાલવાનું શરૂ કર્યું હોય તો સાંજે ચીરછાંગ ખુશીથી પહોંચી શકાય છે. એટલે બપોરનો ટાઇમ રસ્તામાં આરામ માટે પણ ગાળી શકાય છે. ખાવાની ચીજ આ રસ્તે સાથે રાખવા ચુકવું નહિં. ચીરછાંગથી ૩ માઇલ ઉપર **તુકપુ** આવે છે. રસ્તો સીધો છે. અહિં તુકપુ નદીને કિનારે બે પર્વતની વચમાં પડાવની જગ્યા છે. આહથી ૪ માઇલ ઉપર **ઠાજંગ** આવે છે. રસ્તો સીધો છે. નદીને કિનારે પડાવની જગ્યા છે. અહિં ચોરીનો ભય વધારે

રહે છે. રસ્તામાં જ્યાં ત્યાં લીલું ઘાસ નજરે પડે છે. અહિંથી ૪ માઈલ ઉપર **છીનકુ** આવે છે. રસ્તો સીધો છે. નદીના સામે પાર મેદાન છે. અહિંથી તીર્થપુરી જવાનો એક રસ્તો ફાટે છે. છીનકુથી પાા માઈલ ઉપર **ગુણવંતી** આવે છે. રસ્તો સીધો છે.અહિં નદીને કાંઠે મેદાન છે. તેમાં રેતીની અંદર પડાવ થાય છે. ગુણવંતીથી ૫ માઇલ ઉપર **દમયંતી** આવે છે. રસ્તો સીધો છે. અહિં પણ નદીને કિનારે મેદાનની અંદર પડાવ થાય છે. દમયંતીથી ૧૦ માઇલ ઉપર **જ્ઞાનીમા મંડી** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧ માઈલ ઉતરાઈ અને ૭ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. જ્ઞાનીમામંડી ભોટીઆ અને તિબેટી વેપારીઓનું વેપારનું મુખ્ય સ્થળ છે. અષાઢ માસથી ભાદરવા સુધી અહિં વસ્તી રહેછે. તે સમયમાં હુણીયા (તિબેટી) વેપારીઓ ભોટીઆ વેપારીઓ સાથે હજારો રૂપીઆની લેવડ દેવડ કરે છે. અહિં કેટલાંક માટીનાં પણ મકાનો છે. તિબેટનો અધીકારી જોંગપન અહિં રહેછે, તેના પાસેથી આગળના માટે પાસ મેળવવો પડે છે. ભોટીઆ વેપારીઓ પાસેથી તે નજીવો કર લઇ ને તેમનેવેપાર કરવાની રજા આપે છે. અહિંથી ઉત્તરમાં સત્તર માઇલ ઉપર **તીર્થપુરી અર્થાત્ ત્રેતા-યુગીગુફા** છે. રસ્તામાં ૭ માઇલની ચઢાઇ, પાંચ માઇલની ઉતરાઇ અને ૭ માઈલનો સીધો રસ્તો આવે છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અને તે પણ ટુકડે ટુકડે આવે છે. ત્રેતાયુગી ગુફા પાસે એક ગરમ જળનું ઝરણું છે, અને તેના પાસે જ્વાળામુખી પર્વતની રાખનો મોટો ઢગલો છે. ત્યાંના માણસો તેને ભસ્માસુરની રાખ તરીકે ઓળખાવે છે. અહિં ગુફામાં બુદ્ધ ભગવાનની મૂર્તિ છે. તેની પૂજા લામાઓ હંમેશાં કરે છે. અહિં પંચ ધાતુની એક દીવી ૬૦ ફીટ ઉંચાઇની છે, તે જોવા લાયક છે. તીર્થપુરીથી કૈલાસ જવું હોયતો જઇ શકાય છે. રસ્તામાં ૨૮ માઇલ ઉપર દાર્ચીન આવે છે. અહિંથી ગારતોક ૨૨ માઇલ થાય છે. જ્ઞાનીમામંડીથી ૧૨ માઇલ ઉપર **સુમરશિલા** આવે છે. રસ્તો સીધો છે. અહિં પડાવ છે. પાણી નદીનું કામમાં આવે છે. લીલું ઘાસ અહિં બહુ થાય છે. સુમરશિલાથી ૬ માઇલ ઉપર **રકતાછાજગુ** આવે છે. રસ્તો

સીધો છે. અહિં સપાટ મેદાનમાં પડાવ છે, એટલે હવાનું જોર વધારે જણાય છે. બપોરના બાર વાગ્યા પછી **બરખાના મેદાનની રેતી ઉડી ઉડીને આંખમાં પડે છે, માટે ચસમાં સાથે જરૂર રાખવાં જોઇએ.** અહિંથી ૯ માઇલ ઉપર **જીનડાંગ** આવે છે. રસ્તો સીધો છે. અહિં પણ સપાટ મેદાન ઉપર પડાવ છે. લીલું ઘાસ અને જંગલી ફુલઝાડના છોડ અહિં ઠેકાણે ઠેકાણે દ્રષ્ટિએ પડે છે. ઝીપટાના જેવા નાના પાનના પામા નામના છોડ અહિં થાય છે, તે લીલાને લીલાજ દિવાની પેઠે બળે છે. બળતણને બદલે તેનો ઉપયોગ બહુ સારી રીતે થાય છે. જીનડાંગથી ૧૦ માઇલ ઉપર **દાર્ચીન** આવે છે. રસ્તો સીધો છે. અહિંથી કૈલાસની પરિક્રમા શરૂ થાય છે. અને પાછી અહિં આવતાં પુરી થાય છે. પરિક્રમાના ૩૦ માઇલમાં પાંચ માઇલ ઉપર લંડી ગોનવા, અગીઆર માઇલ ઉપર ડીડીફો, ચઉદ માઇલ ઉપર ડુમેલા, પંદર માઇલ ઉપર ગૌરીકુંડ, સાડીતેવીસ માઇલ ઉપર જંડીફો ગુફા અને ત્રીસ માઇલ ઉપર પાછું દાર્ચીન આવે છે. દાર્ચીનમાં કેટલીક ગુફાઓ અને પાકાં ઘરો છે. ગુફાઓની અંદર લગભગ ૨૦૦ લામા સાધુઓ રહે છે. યાત્રાળુને રહેવા માટે તેઓ જગ્યા આપે છે. તેમજ યાત્રાળુને જરૂર હોયતો ચાહ, ગોળ, સત્તુ, ચોખા, દાળ, બળતણ વિગેરે સામાન પણ વેચાતો આપે છે કૈલાસની પરિક્રમા કરવા જતાં વધારાનો સામાન અહિં લામાગુરૂ ને ત્યાં પોટલીમાં બાંધી સીલ કરી મૂકી દેવો જોઇએ; કે જે પાછા ફરતાં સુરક્ષિત અવસ્થામાં પાછો મળી શકે. અહિં એક તિબેટી અધીકારી રહે છે. તિબેટ સરકાર તરફથી એક નાની સરખી ધર્મશાળા અને સદાવ્રત પણ અહિં છે. અહિંથી ત્રેતાપુરી ૨૮, ગારતોક ૫૦, ગ્યાનીમામંડી ૩૭, તાકલાકોટ ૩૪ અને માનસરોવર ૧૮ માઇલ થાય છે. એ બધી જગ્યાએ જવાના રસ્તા જુદા જુદા છે. ભોટીઆ લોકો છેવટ અહિં સુધી આવી તિબેટીઓ સાથે વેપાર કરે છે. દાર્ચીનથી ૫ માઇલ ઉપર **લંડીગોનવા ગુફા (ચુકુર ગુકુર)** આવે છે. રસ્તો સીધો છે. ગુફામાં લામાગુરૂઓ રહે છે. અંદર બુદ્ધ ભગવાનની કેટલીક મૂર્તિઓ

છે. હંમેશાં તે મૂર્તિઓની પૂજા કરવામાં આવે છે, તેમ ઉંચી દીવીઓ ઉપર ઘીના અખંડ દીવા બળે છે. આ ઘીના દીવાઓ માટે તેમના સેવકો તરફથી ઘેટાં, બકરાં અને ગાયો તેમને મફત મળેલ હોય છે. અહિંથી ૬ માઇલ ઉપર **ડીડીફોગુફા** આવે છે. રસ્તો સીધો છે, અને તે સિંધુ નદીને કિનારે કિનારે જાય છે. જે સિંધુનદી સીંધમાં જઇને એક દરીયા જેવી મોટી થઇ પડે છે, તે અહિં નાનકડી નદીના રૂપમાં વહે છે. અહિં ગુફામાં લામાઓ રહે છે. કૈલાસનું દ્રશ્ય અહિંથી ચોકખે ચોકખું દેખાય છે. કૈલાસના શિખરનો આકાર બરાબર શિવમંદિરોના શિખર જેવો છે. આગળના ઋષી મહર્ષિઓએ કૈલાસના દર્શન કરી શિવમંદિરનો આકાર કૈલાસ જેવો બનાવ્યો હોય તે બનવા જોગ છે. કૈલાસના શિખર ઉપર જ્યારે સૂર્યનારાયણનાં કિરણો પડે છે ત્યારે તે ચાંદીની માફક ઝળહળી ઉઠે છે. આ શિખર ઉપર બારે માસ બરફ જામેલો રહે છે. તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૨૧,૮૧૮ ફીટની છે. કૈલાસ પર્વતની લંબાઈ ૧૫ માઇલ અને પહોળાઇ ૨ માઇલની છે. ડીડીફો ગુફામાં લામા ગુરૂ પાસે એક ભેંસનાં સીંગડાં ચાર ચાર હાથ લાંબા છે, તે જોવા જેવાં છે. અહિંથી ૩ માઇલ ઉપર **ડુમેલા ઉર્ફે વ્યાઘ્ર ગુફા** આવેછે. રસ્તો સાધારણ ચઢાઇનો છે, પણ ઉંચાઇને લીધે પાતળી હવાથી ચાલતી વખતે શ્વાસ રૂંધાય છે. આ સ્થાન પરિક્રમામાં ઉંચામાં ઉંચું છે. તેની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૧૯,૦૦૦ ફીટની છે, એટલે અહિંથી કૈલાસનું શિખર ફક્ત ૨,૮૧૮ ફીટ ઉંચું રહે છે. અહિં એક ગુફા છે. તેમાં લામાગુરૂઓ રહે છે. ડુમેલાથી ૧ માઇલ ઉપર **ગૌરીકુંડ (કૈલાસ)** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. કૈલાસની અડધી પરિક્રમા અહિંપુરી થાય છે. કૈલાસયાત્રામાં ગૌરીકુંડ અને માન સરોવર એ મુખ્ય જગ્યાઓ છે. આ જગ્યાની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૭,૦૦૦ ફીટની છે. ટંડીને લીધે કુંડ ઉપર બરફ જામી જાય છે, પણ હાથથી અથવા લાકડાથી સહેજ ખસેડતાં તે દૂર થઇ જાય છે. ગૌરીકુંડની લંબાઇ ૨૦૦ ફીટ અને પહોળાઈ ૮૦ ફીટની છે. આ કુંડ માણસોનો બનાવેલ નથી, પણ કુદરતીજ બનેલ છે. અહિં સ્નાન અને દાન કરવામાં

આવે છે. અહિંથી કૈલાસનું શિખર લગભગ એક માઇલ ઉંચું છે કૈલાસની યાત્રા માટે ભોટીઆ અને તિબેટીઅનોને બહુ માન છે. ગમે તેવું પાપ કૈલાસની એક પ્રદક્ષિણા કરવાથી ધોવાઇ જાયછે, તેવી તેમને દ્દઢ શ્રદ્ધાછે. કાઠ ગોદામથી ગૌરીકુંડ અથવા કૈલાસ કુલ ૨૪૭ માઇલ થાય છે. તેમાં ૭૦॥। માઇલ ચઢાઇ, ૩૩॥ માઇલ ઉતરાઇ અને ૧૪૨॥। માઇલનો સીધો રસ્તો આવે છે.

**નોટ**–કૈલાસની પરિક્રમા દાર્ચીનથી શરૂ થઇ પાછા દાર્ચીન આવતાં સુધીમાં ૩૦ માઇલની થાયછે એટલે તેના અર્ધા ભાગે આવતા ગૌરીકુંડ સુધી આ વર્ણન રાખેલ છે, અને તેમ કરવાનું કારણ જો પુરા ત્રીસ માઇલનું વર્ણન અહિં કરવામાં આવે તો કાઠગોદામથી કૈલાસ અને કૈલાસથી કાઠગોદામના માઇલની ગણત્રીમાં ૩૦ માઇલનો ફેર પડી જાય છે. તેમજ કૈલાસની યાત્રા ગૌરીકુંડમાં સ્નાન કરવાથી પુરી થઇ ગણાય છે. ગૌરીકુંડથી પાછા દાર્ચીન આવતા સુધીનું વર્ણન લીસ્ટ નંબર ૨માં જુઓ.

# લીસ્ટ નં. ૨.

## કૈલાસ, માનસરોવરથી કાઠગોદામ ૨૫૩ માઈલ.

### ( તાકલાકોટ, લીપુલેખ અને ગાર્બીયાંગ થઈને. )

**કૈલાસ**—**ગૌરીકુંડ**થી ૮॥ માઇલ ઉપર **જંડીફેગુફા** આવે છે. રસ્તો ૨॥ માઇલની સાધારણ ઉતરાઇ વાળો અને ૬ માઇલ સીધો છે. પહેલાં ૨॥ માઇલની ઉતરાઇ ઉતરતાં એક નદી પાર કરવી પડે છે. આ નદી સતલજની સહાયક નદી છે. નદી ઉપર પુલ નથી, પણ પાણી બે ફીટથી વધારે ઉંડું રહેતું નથી. અહિં કેટલીક ગુફાઓ છે. એક ગુફામાં લામાગુરૂ પાસે ૧૫ હાથ લાંબુ વ્યાઘ્રચર્મ છે; તેમજ ૩૦ ફીટ ઉંચી કેટલીક દીવીઓ છે. દરેક ગુફામાં બુદ્ધ ભગવાનની મૂર્તિઓ તો ખરી જ! અહિંથી ૬॥ માઇલ ઉપર **દાર્ચીન** આવે છે. રસ્તો જો કે ઉતરાઇના ઢાળ જેવો છે, પણ સીધો જ ગણાય, વર્ણન લીસ્ટ નંબર ૧ માં આપેલ છે. દાર્ચીનથી ૮ માઇલ ઉપર **બર્ખા** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ઉતરાઇનો, અને ૬ માઇલ સીધો છે. આ એક રેતીનું રણ છે. અને તે જ્ઞાનીમામંડીથી માનસરોવર સુધી પથરાએલ છે. અહિં એક નાંની સરખી ધર્મશાળા અને તિબેટના અધિકારીને રહેવાનું મકાન છે. અગાઉ એક બર્ખા નામના તર્જુમે અહિં ધર્મશાળા બંધાવેલ હોઇ તેનં નામ બર્ખાતર્જુમ પડેલછે. અહિંથી ૩ માઇલ ઉપર **જયુગુફા** આવે છે. રસ્તો સીધો છે. આ સ્થાન રાક્ષસતાલને ઉત્તર કિનારેછે. અહિંથી પંગો જતાં એક માઇલની ચઢાઇ ચઢવાથી એક તરફ રાક્ષસતાલ અને બીજી તરફ માનસરોવર દેખાય છે. માનસરોવર જવાનો રસ્તો જયુગુફાથી ત્રણ માઇલનો છે. અને તેજ રસ્તે માનસરોવર જઇ પાછું જયુગુફા આવવું પડે છે. જયુગુફામાં કેટલાક લામાઓ રહે છે. કહેવાય છે કે, અહિં માન્ધાતાએ તપ કરેલ હતું તેથી સરોવરનું નામ માનસરોવર પડેલ છે. ગુફામાં જુના જમાનાનાં અસ્થિ (હાડકાં) જોવામાં આવે છે; ત્યાંના માણસો તેને

માન્ધાતાના કહીને ઓળખાવે છે. અહિં એક ગરમ જળનું ઝરણું છે તેનું પાણી માનસરોવરમાં જાયછે, એટલેજ માનસરોવરનું પાણી રાક્ષસતાલ જેટલું ઠંડુ રહેતું નથી. **માનસરોવર** પંદર માઇલ લાંબું અને અગીઆર માઇલ પહોળુંછે. તેનો ઘેરાવો, પીસતાળીસ માઇલનો છે. તેના ફરતી નવ ગુફાઓ છે. ૧ ઠાકુર ૨ પાંગો,૩ સારલોંગ, ૪ ભુંડે, ૫ લાલુલોંગ, ૬ જયોંગ, ૭ ગોસળ, ૮ લંડી અને ૯ દીરી. તેમાં પહેલી ગુફા સહુથી મોટી છે, અને તે માનસરોવરના દક્ષિણ કિનારે છે; તેમાં લામાગુરૂઓ ઘણા રહે છે. અંદરમાં કેટલીક બુદ્ધ ભગવાનની મૂર્તિઓ છે. ઠાકુરગુફાથી ગવરીગુફા જે રાક્ષસતાલના દક્ષિણ કિનારે છે, તે ૬ માઇલ થાય છે, અને લ્હાસા ૭૨૫ માઇલ થાય છે. માનસરોવર સમુદ્રની સપાટીથી ૧૫,૩૫૦ ફીટની ઉંચાઇ ઉપર છે. તેનું પાણી સ્વચ્છ રહે છે. સરોવરને કાંઠે કેટલાક રાજહંસ રહે છે; આ હંસો મોતીનો ચારો ચરતા નથી, પણ સરોવરમાં જ્યારે વરસાદ પડે છે; ત્યારે તેના બિંદુઓ મોતીના રૂપમાં દેખાય છે, એટલે કદાચ કવિઓએ પોતાની કલ્પના શક્તિને આધારે તેને મોતીનું રૂપ આપી માનસરોવરોવરનાં હંસ સાચાં મોતીનો ચારો ચરેછે, તેમ લખ્યું હોય તો તે સંભવિત છે. આ હંસો પોતાની ધોળી દૂધ જેવી પાંખ અને બતકની જેમ જોડાયેલા કુમકુમ જેવા રાતા પગથી માનસરોવરની શોભામાં સારો વધારો કરે છે. આ સરોવરને પવિત્ર માની તિબેટી લોકો અહિં જીવ હિંસા કરતા નથી, એટલે સરોવરમાં મોટાં મોટાં માછલાંઓની નિર્ભયતા ભરી કુદાકુદ જોવાની મઝા આવે છે. સરોવરને કિનારે લીલી ધ્રો થી છવાયેલા મેદાનમાં સસલાં અને વનઘોડાનાં ટોળે ટોળાં વખતો વખત દોડાદોડ કરી મૂકે છે,ત્યારે સ્વતંત્રતાથી પશુઓ પણ કેટલાં સુખી છે, તે જોઇ આનંદનીસાથે ઇર્ષા થાય છે. ટુંકામાં અહિંનું વાતાવરણ પ્રાકૃતિક દ્રશ્યોથી ભરપુર હોઇ એટલું શાન્તિમય છે. કે દુઃખને ભૂલીજ જવાય છે.

માનસરોવરની પૂર્વમાંથી બ્રહ્મપુત્રા નદી નીકળી છે. તિબેટમાં તેને સાંગપો કહે છે. પશ્ચિમમાંથી એક નદી નીકળી રાક્ષસતાલને મળે

છે. તિબેટી અને ભોટીઆ લોકો મરી ગયેલ માણસોનાં ફુલ(અસ્થિ) માનસરોવરમાં નાંખે છે. યાત્રાળુઓ અહિં સ્નાન તથા દાન કરે છે. માનસરોવરની પ્રદક્ષિણા કોઇકજ કરે છે, કારણ કે તેમ કરતાં લગભગ છ સાત દિવસ લાગે છે, અને ચોરોનો ભય વધારે રહે છે. માનસરોવરથી પાછા જયુગુફા આવી ત્યાંથી ૪ માઇલ ઉપર **પંગો** અવાય છે. રસ્તો ૧ માઇલની ચઢાઇ અને ૩ માઇલની ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઇ એકએક માઇલની સહેજ કઠણ છે, બાકી બે માઇલની ઉતરાઇ સાધારણ છે. પંગો રાક્ષસતાલને દક્ષિણ કિનારે છે. અહિં એક ગુફા છે, તેમાં લામાઓ રહે છે. ચોરોનો ભય અહિં વધારે છે. **રાક્ષસતાલ ( રાવણહ્રદ ) ની** લંબાઇ ૧૦ માઇલ અને પહોળાઇ ૬ માઇલની છે. તેનો ઘેરાવો લગભગ ૩૦ માઇલનો છે. ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૪,૫૫૦ ફીટની છે. તેની દક્ષિણે ગરલામાન્ધાતાનો પર્વત ૨૫,૩૫૫ ફીટની ઉંચાઇ વાળો પડ્યો છે. ઉત્તરમાં બર્ખા તર્જુમનું મેદાન છે. પૂર્વમાં પર્વતની બીજી તરફ માનસરોવર અને પશ્ચિમમાં બર્ખા તર્જુમની પાર જ્ઞાનીમામંડી છે. સરોવરનું પાણી બહુ ઠંડુ, અને સ્વચ્છ રહે છે. વચમાં એક બેટ છે. કહેવાય છેકે લંકાપતિ રાવણે તેના ઉપર બેસી તપ કરેલ હતું અને તેથી આ સરોવરનું નામ રાવણહ્રદ ઉર્ફે રાક્ષસતાલ પડેલછે. રાવણે હાથથી ઉપાડેલ કૈલાસનું ચીન્હ પંદર માઇલની ફાટેલી તીરાડના રૂપમાં દાર્ચીનથી દેખાય છે. રાક્ષસતાલના પશ્ચિમ ભાગમાંથી સતલજ નદી નીકળેલ છે; તેનુ સંસ્કૃત નામ શતદ્રુ છે. આ નદી તિબેટ અને પંજાબમાં વહી સિંધુ નદીને મળી જાય છે. પંગોથી ૨ માઇલ ઉપર **ગવરીગુફા** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. ગુફામાં બૌદ્ધ લામાઓ રહે છે. અહિંથી તાકલાકોટ જવાના બે રસ્તા છે; એક નીચે પ્રમાણે, અને બીજામાં ત્રણ માઇલ ઉપર કર્દમંખાર ( જ્યાં કર્દમ ઋષિએ તપસ્યા કર્યાનું કહેવાયછે તે.) નામનું તિબેટી ગામ આવે છે, ત્યાં દુકાન નથી પણ પડાવની જગ્યા છે. ત્યાંથી ૬ માઇલ ઉપર રાંગુન નામનો પડાવ આવે છે. તે કર્નાલી નદીને કાંઠે છે. અહિં બ્રહ્માજીની ચતુર્ભુજી મૂર્તિ એક ગુફામાં છે. રાંગુનથી ૭ માઇલ ઉપર

તાકલાકોટ આવે છે. કુલ પંદર માઇલનો આ રસ્તો છે, પણ તે કરતાં નીચેનો રસ્તો ઠીકછે. ગવરી ગુફાથી ૫ માઇલ ઉપર **શીયાક** આવે છે. રસ્તો સીધો છે. અહિં પડાવની જગ્યા છે. પણ ચોરોનો ભય વધારે રહે છે. અહિંથી ૫ માઇલ ઉપર **બલદાક** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ અને ૩ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઈસાધારણછે. બલદાક કર્નાલી નદીને કિનારે પડાવની જગ્યાનું નામ છે. અહિંથી ૫ માઇલ ઉપર **ટોયા** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧ માઈલિ ઉતરાઇ, અને ૨ માઇલિ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ટોયા દસબાર ઘરોનું તિબેટી ગામ છે. અહિં જોરાવર સિંહજીની સમાધિ છે; કે જે ઇ. સ. ૧૮૪૧ માં કાશ્મીર મહારાજા ગુલાબસિંહજીની તરફથી લદાકને રસ્તે તિબેટ સર કરવાસારૂ ૧૫૦૦ માણસોના લશ્કર સાથે આવી, તિબેટ સર કરી અહિં રહેલ, પણ પાછળથી ચીનનું લશ્કર આવી પહોંચતાં લડાઇમાં તેનું અહિં મરણ થયેલ; હજુ પણ તિબેટી લોકો તે વીર નરની સમાધીને માનની દ્રષ્ટિથી જુએ છે. અહિંથી ૨ માઇલ ઉપર **તાકલાકોટ** આવે છે જ્ઞાનીમામંડીની જેમ તાકલાકોટ પણ કર્નાલીનદીને કિનારે આવેલું તિબેટ અને ભોટીઆઓનું વેપારનું મોટું મથક છે. અહિં તિબેટી અધિકારી જોંગપન, શેપચીન, અને તર્જુમ રહે છે. તેમના મકાનોને ફરતો માટી, અને પત્થરથી ચણેલ એક કિલ્લો છે. ભોટીઆ વેપારીઓનાં, પણ કેટલાંક મકાનો આવી રીતે માટી તથા પત્થરથી ચણેલાં છે; બાકી વેપારીઓ તંબુ નાખીને તેમાં પોતાનો સામાન રાખે છે. અસાડ માસથી આસો માસ સુધી અહિં વસ્તી રહે છે. તે અરસામાં લાખો રૂપીઆની લેવડ દેવડ ભોટીઆ વેપારીઓ તિબેટીઅનો સાથે કરે છે. તાકલાકોટનું બીજું નામ કુરાંગ, અથવા બીલીતંગા છે. તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૩,૩૦૦ ફીટની છે. કુલી, ખચ્ચર, ઝબ્બુ, તંબુ, દુભાષિઓ, વિગેરે અહિંથી મળી શકે છે. કૈલાસ જનારે પાછું અહિં આવવું હોય તો વધારાનો સામાન અહિં ભોટીઆ વેપારીને ત્યાં રાખી જવો ઠીક છે; કારણકે અહિંથી આગળ ચોરીનો ભય વધારે છે. તાકલાકોટ પાસે લીલું ઘાસ પુષ્કળ થતું હોઇ પશુઓ અહિં રહી

શકે છે. અહિંથી એક રસ્તો **ખોજરનાથ** થઇ વિરમનગંજ ( નેપાળમાં ) જાય છે. નેપાળીઓ તે રસ્તે થઇ માનસરોવર, કૈલાસની યાત્રા કરે છે. તાકલાકોટમાં બા૦ કા૦ ક૦ વાળાનું સત્તુનું સદાવ્રત, અને તિબેટીઅનોનું તિબેટી ભાષાના પુસ્તકોનું એક મોટું પુસ્તકાલય તથા ધર્મશાળા છે. અહિંથી **ખોજરનાથ** દસ માઇલ થાય છે. રસ્તામાં ચઢાઇ, ઉતરાઇ થોડી સરખી આવે છે. અહિં એક ગુફા, મંદિર, અને તેની ફરતો ગઢ છે. મંદિરની અંદર બુદ્ધ ભગવાનની કેટલીક મૂર્તિઓ છે; તેમજ રામ, લક્ષ્મણ અને સીતાજીની ધાતુની મૂર્તિઓ પંચ ધાતુના સિંહાસન ઉપર પધરાવેલી છે. અહિં ખેચરીદેવીનું એક મંદિર છે, તેમાં રાવણ, કાળીમાતા, આદિની મૂર્તિઓ છે. જુનાં વખતનાં પુસ્તકો અને દાગીના, અહિં જોવા મળે છે. ખોજરનાથ કર્નાલી નદીને કિનારે આવેલું છે. લીલું ઘાસ અહિં પણ બહુ થાય છે. મંદિરની પાસે એક બગીચો છે; સાધારણ ફુલઝાડ તેમાં થાય છે. યાત્રાળુને ઉતરવાની જગ્યા, અને વેચાતો સામાન લામાઓ પાસેથી મળી જાય છે. નેપાળ જેને ન જવું હોય તેને ખોજરનાથથી પાછા તાકલાકોટ આવવું પડે છે. નેપાળ જતાં રસ્તામાં મુકતેશ્વર (ગોસાંઇકુંડ ) નું તીર્થ આવે છે. તાકલાકોટથી ૩॥ માઇલ ઉપર **પાલા** આવે છે. રસ્તો સીધો છે. તાકલાકોટથી કર્નાલી નદીને કાંઠે કાંઠે ચાલી નદી પાર કરતાં આ ગામ આવે છે. અહિં ત્રણ ચાર ઘરો છે, તેમાં આરામ કરી શકાય છે. અહિંથી અઢી માઇલ ઉપર મગરૂ ગામ છે, ત્યાં પણ ચાર પાંચ મકાનો છે. લીલું ઘાસ અહિં પણ થાય છે. પાલાથી ગરલા માન્ધાતાનો પર્વત શરૂ થાય છે. અહિં એક તિબેટ સરકારનો ચોકીદાર રહે છે. જેને સારજી કહેવામાં આવે છે. પાલાથી ૩॥ માઇલ ઉપર **લીપુ લેખ** આવે છે. રસ્તો ૩ માઇલની સખ્ત ચઢાઇનો, અને ૦॥ માઇલ સીધો છે. લીપુ લેખની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૭,૬૭૦ ફીટની છે. અહિંથી તિબેટનું દ્રશ્ય બહુ સુંદર દેખાય છે. લીપુ લેખથી થોડે દૂર એક મીઠા પાણીનું સરોવર છે. અહિંથી ૩ માઇલ ઉપર **સાંચુમ** આવે છે. રસ્તો ૨ માઇલની સખ્ત ઉતરાઇનો, અને ૧

માઇલ સીધો છે. સાંચુમની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૪,૬૨૦ ફીટની છે. અહિંના પહાડમાંથી કાળી નદી નીકળીછે. **તિબેટની હદ અહિં પુરી થઇ બ્રિટિશ હદ શરૂ થાય છે.** સાંચુમ નાનું ગામ કાળીનદીને કિનારે છે. નદીને સામે પાર નેપાળની હદ આવેલી છે. સાંચુમમાં બેચાર ઘરો અને પડાવનું મોટું મેદાનછે. અહિંથી ૬ માઇલ ઉપર **કાલાપાની** આવેછે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૨ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ કઠણ છે. કાલાપાની કાળી નદીને કિનારે છે. અહિં બેચાર ઘરો અને પડાવનું મેદાન છે. રસ્તામાં બેમાઇલ ઉપર ચીલ નામની જગ્યાએ એક નાની સરખી ધર્મશાળા છે. કાલાપાનીથી ૧૦ માઇલ ઉપર **ગાર્બીયાંગ** આવે છે, રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૫ માઇલ ઉતરાઇ, અને ૪ માઇલ સીધો છે. ચઢાઇ કઠણ છે, અને ઉતરાઇ સાધારણ છે. રસ્તો કાળી નદીને કિનારે કિનારે જાય છે. ગાર્બીયાંગ પહોંચતાં પહેલાં, એક માઈલ ઉપર કાળીનદીનો પુલ પાર કરવો પડે છે. અહિં રૂમાદેવીનું સદાવ્રત, પોષ્ટ, સ્કુલ, ડાકબંગલો, વિગેરે છે. કૈલાસ જતા યાત્રીને તંબુ, વાહન, કુલી દુભાષિઓ, હથિઆર, વીગેરે અહિં મળી શકે છે. ગાર્બીયાંગની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૦,૯૮૦ ફીટની છે. મે માસથી ઓકટોમ્બર માસ સુધી અહિં વસ્તી રહે છે, ત્યારપછી ધારચુલા ચાલી જાય છે. વસ્તી ભોટીઆની છે. ઘરો પાકાં બાંધેલાં છે. કાલાપાનીથી ગાર્બીયાંગ આવતાં રસ્તામાં કાવા અને યારખા નામની પડાવની જગ્યાઓ આવે છે. ગાર્બીયાંગ દારમા પ્રગણાની અંદર આવેલ છે. દુકાનો ઘણી છે. પાણી ઝરણાનું પીવાય છે. અહિંથી ૫ માઇલ ઉપર **બુંદી** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. ગામ રસ્તાથી થોડે દૂર છે. અહિં ધર્મશાળા સ્કુલ, અને બે ત્રણ દુકાનો છે, યાત્રાળુઓ સ્કુલના મકાનમાં ઉતરી શકે છે. પાણી ઝરણાનું પીવાય છે. ગાર્બીયાંગથી બુંદી આવતાં રસ્તામાં એલવાધુરા નામનો પર્વત પાર કરવો પડેછે. બુંદીની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૮,૦૦૦ ફીટની છે. અહિં કેટલાક ફુલના છોડ, અને લીલું ઘાસ થાય છે. બુંદીથી ૭ માઇલ ઉપર **માલપા** આવે છે.

રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૪ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. અહિં પડાવની જગ્યા છે, પણ વેપારના સમયમાં અહિં છાપરાં કરીને ભોટીઆઓ રહે છે. અહિંથી ગલાગાડ જવાના બે રસ્તા છે· એક નીરપાણીયાના પર્વત ઉપર થઇને, અને બીજો નીચાણમાં કાળીનદી પાર કરીને; કાળીનદી ઉપર કાચો પુલ બાંધવામાં આવે છે, પણ તે જ્યારે તુટી જાય છે, ત્યારે ઉપર થઇને જવું પડે છે. પશુઓ તો ઉપર થઇનેજ જાય છે; કારણ કે કાચો પુલ એક લાકડું મુકીને બનાવેલ હોય છે, એટલે જેના ઉપર માણસ, પણ બહુ સાવચેતીથી ચાલી પાર થઈ શકેછે, તેના ઉપર પશુઓ તો કયાંથીજ ચાલી શકે? આવો કામ ચલાઉ પુલ પણ ન હોય તો નદી પાર કરવી મુશ્કેલ છે, કેમકે કાળી નદી ઘુઘવાટા મારતી બહુ જોરમાં વહે છે. બુંદીથી માલપા આવતાં રસ્તામાં કોકલા નામનો ઝરો, અને રામઉદીયાળ નામની મોટી ગુફા, તથા લામારીનું મેદાન આવે છે. માલપાથી ૫ માઇલ ઉપર **નીરપાણીઆ** આવે છે. રસ્તો ૨॥ માઇલ ચઢાઇ, અને ૨॥ માઇલ ઉતરાઈનો, પણ સખ્ત છે. ચડાવની પાસે પોષ્ટના હલકારાને રહેવાનું કાચું મકાન છે. આ રસ્તામાં પાણી મળતું નથી, એટલે તેનું નામ નીરપાણીઆ રાખવામાં આવ્યું છે. કાચા પહાડને લીધે દરવર્ષે આ રસ્તો ખરાબ થઈ જાય છે; જો કે તે કામ ચલાઉ સારો કરવામાં આવે છે, તો પણ કોઇ કોઈ જગ્યાએ રસ્તાની પહોળાઈ એકફુટથી પણ થોડી હોય છે; જેથી ચાલતી વખતે નીચે કાળી નદીમાં ન પડી જવાય તેનું ધ્યાન રાખવું પડે છે. રસ્તામાં આરામ લેવા, અને સામેથી કોઈ આવતું હોય, તો એક બાજુ થઈ જવા, પર્વતની અંદર ગુફાઓના આકારના, નાના નાના ખાડાઓ બનાવેલ છે. આખી લાઈનમાં ફકત્ત આ પાંચ માઇલનો રસ્તોજ વધારે ખરાબ છે, એટલે આ રસ્તે ચાલવું, ત્યારે સાવધાન રહેવું જરૂરી છે. નીરપાણીયાથી ૬ માઇલ ઉપર **ગલાગાડ** આવેછે. રસ્તો ૨ માઈલ ચઢાઈ, ૨ માઇલ ઉતરાઇ, અને ૨ માઇલ સીધોછે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. અહિં કેટલાંક ભોટીઆઓનાં ઘરો, અને ડાકબંગલોછે. રસ્તામાં જીપટી

નામનું એક નાનું ગામ આવેછે. ગલાગાડમાં પાણીની સહેજ તકલીફ છે. કાળી નદી અડધો માઇલ દૂરછે. અહિંથી ૨ માઇલ ઉપર **સ્યાંગખેલા** આવેછે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, અને ૧ માઇલ ઉતરાઇને છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. ગામ રસ્તાથી અડધો માઇલ દૂર છે. અહિં ભોટીઆઓની વસ્તી છે. રસ્તો જંગલમાં થઇને જાય છે. સ્યાંગખેલાથી ૮ માઇલ ઉપર **ચૌંદાસ (સોંસા)** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૩ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. ભોટીઆઓની વસ્તી અહિં વધારે છે. ચૌંદાસ પટી–પ્રગણાનું મુખ્ય ગામ છે. ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી એક માઇલ દૂર તીજયાગામછે, ત્યાં કાચી ધર્મશાળાછે. સ્યાંગખેલાથી ચૌંદાસ આવતાં રસ્તામાં સીરમા નામનું ગામ આવેછે. ચાંદાસથી ૪ માઇલ ઉપર **પંગુ** આવેછે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઈ અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં જેવતીગઢ નામનું ગામ આવે છે. રસ્તો જંગલમાં થઇને જાય છે, એટલે ઝેરી માંખીઓથી બચવા પગને ઢાંકી રાખવા જાઇએ. અહિંથી એક રસ્તો મીલમ જાય છે. મીલમથી અહિં સુધી માત્ર ભોટીઆઓની વસ્તી છે. પંગુથી ૫ માઇલ ઉપર **ખેલા** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. રસ્તો જંગલમાં થઇને જાયછે, એટલે ઝેરી માંખીઓ, અને ડાંસનું જોર વધારે રહે છે. દારમા, અને ચૌંદાસ પ્રગણાનું અહિં નાકું છે. ખેલા સમુદ્રની સપાટીથી ૫,૫૦૦ ફીટની ઉંચાઇ ઉપર છે. અહિં ચાર પાંચ દુકાનો, સ્કુલ, પોષ્ટ, ધર્મશાળા, અને કેટલાંક ઘરો છે. ડાકબંગલો થોડે દૂર છે. **અહિં ઘી અને મધ બહુ સારૂં મળેછે.** ગામની નજીકમાં કાળી ગંગા અને ધવલ ગંગાનો સંગમ છે. ખેલાથી ૯ માઇલ ઉપર **ધારચુલા** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૪ માઇલ ઉતરાઇ અને ૩ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં ચાર માઇલ ઉપર જુમા નામનું ગામ આવે છે. ધારચુલા મોટું ગામ છે. ઠંડીના વખતમાં ભોટીઆ વેપારીઓ અહિં રહે છે. અહિંથી આલ્મોડા પશ્ચિમમાં ૯૦ માઇલ છે. કુલી, વાહન,

તંબુ, હથિયાર વિગેરે અહિંથી મળી શકે છે. સ્કુલ, ડાકબંગલો, ધર્મશાળા, પોષ્ટ, અને કેટલીક દુકાનો છે. અહિંની કંબળો અને તિબેટી જોડા પ્રખ્યાત છે. કાળી નદીને સામે પાર નેપાળનો અધિકારી રહે છે. અહિંથી બે માઇલ ઉપર સ્વામી રામકૃષ્ણ મીશનનો આશ્રમ છે. તે જગ્યાને તપોભૂમિના નામથી ઓળખવામાં આવે છે. અહિં એક બગીચો છે; તેમાં કેળ, નારંગી આલુબદામ અને આંબા વિગેરેનાં ઝાડો છે. અહિંથી ૪ માઇલ ઉપર **કાળકા** આવે છે. રસ્તો ૩ માઇલની ચઢાઇ, અને ૧ માઇલની ઉતરાઇવાળો છે. ચઢાઇ ઉતરાઈ કઠણ છે ગામ નાનું છે. દુકાન નથી, પણ એક ધર્મશાળા છે. અહિંથી ૬ માઇલ ઉપર **બળવાકોટ** આવે છે. રસ્તો ૩ માઇલની સાધારણ ઉતરાઇવાળો, અને ૩ માઇલ સીધો છે. ભોટીઆઓનાં અહિં કેટલાંક ઘરો છે. ખાવાપીવાની ચીજો મળે છે. એક સ્કુલ તથા ધર્મશાળા છે. કાળકાથી બળવાકોટ આવતાં રસ્તામાં જોશીખેત નામનું ગામ આવે છે. બળવાકોટથી ૧૧ માઇલિ ઉપર **આસ્કોટ** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ, ૧ માઇલિ ઉતરાઇ, અને ૬ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં પાંચ માઇલ ઉપર જેલજી નામનું ગામ આવે છે. ત્યાંથી ત્રણ માઇલિ ઉપર ગૌરીગંગા અને કાળીગંગાનો સંગમ છે, તે ઉપર બાંધેલ ગર્જીઆનો પુલ પાર કરી ત્રણ માઇલ ઉપર આસ્કોટ આવે છે. સંગમ ઉપર કાર્તિકી પૂર્ણિમાને દિવસે મેળો ભરાય છે. આસ્કોટ કાળી નદી ઉપર છે. અહિં મોટી બજાર, કેટલાંક પાકાં મકાનો, સ્કુલ, પોષ્ટ, ડાકબંગલો, હોસ્પીટલ અને ત્રણ ધર્મશાળાઓ છે. આસ્કોટની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૭,૧૫૭ ફીટનીછે. અહિંના જમીનદાર યાત્રીઓનું સ્વાગત સારૂં કરેછે. અહિં **મલ્લીકાંચન દેવનું** એક મંદિર પણ છે. આસ્કોટથી ૨ માઇલ ઉપર **કાંડી** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો છે. ગામનાનું છે પણ એક સ્કુલ અને બે દુકાનો છે. અહિંથી ૫ માઇલ ઉપર **ડીડીહાટ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ અને ૧ માઇ-સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. ગામ રસ્તાથી એક માઇલ દૂર છે. અહિં કેટલાંક ઘરો, સ્કુલ, ડાકબંગલો અને એક દુકાન છે.

અહિંથી ૫ માઇલ ઉપર **સાંદે (સાટી)** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૨॥ માઇલ ઉતરાઈ, અને ૧॥ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તો જંગલમાં થઇને જાય છે. અહિં પડાવની જગ્યા છે. ગામ નાનું છે. અહિંથી ૫ માઇલ ઉપર **થલ** આવે છે. રસ્તો સાધારણ ચઢાઈનો છે. થલ રામગંગાને કિનારે છે. અહિં પોષ્ટ, સ્કુલ, ચાર પાંચ દુકાનો, અને કેટલાંક ઘરો છે. રામગંગાના પુલની પેલેપાર બિલ્વેશ્વર અને કોટેશ્વર મહાદેવનાં મંદિરો છે. ચૈત્ર માસમાં અહિં મોટો મેળો ભરાયછે. અહિંથી એક રસ્તો તેજામ જાયછે. તે બાર માઇલ છે. થલથી ૭ માઇલ ઉપર **ગરતીર** આવે છે. રસ્તો ૪ માઇલની સહેજ કઠણ ચઢાઇનો, અને ૩ માઇલ સીધો છે. ગામ નાનું છે. અહિં પાંચ સાત ઘરો અને એક ડાકબંગલો છે. ગરતીરથી ૩ માઇલ ઉપર **વેરીનાગ** આવે છે. રસ્તો ૧ માઈલની સાધારણ ઉતરાઇનો, અને ૨ માઇલ સીધો છે. અહિં પાંચ છ દુકાનો, પોષ્ટ ઓફીસ, અને ફોરેસ્ટ બંગલો છે. પાસેજ ચાહના બગીચા છે. આલ્મોડા અહિંથી ૪૨ માઈલ પશ્ચિમમાં છે. રામગંગા નજીકમાં છે. વેરીનાગથી ૬ માઈલ ઉપર **ઝલતોલા (બાંસપટલ)** આવે છે. રસ્તો ૩ માઇલની કઠણ ઉતરાઇનો, અને ૩ માઈલ સીધો છે. અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. ગામ નાનું છે. રહેવાની જગ્યા મળે છે. અહિંથી ૬ માઈલ ઉપર **ગણાઈ** આવે છે. રસ્તો ૨ માઈલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં બે માઇલ ઉપર સીનાગામ આવે છે, ત્યાં આરામ કરવાની જગ્યા છે. ગણાઇમાં પોષ્ટ, સ્કૂલ, ડાકબંગલો અને કેટલાંક ઘરો છે. અહિંથી ૩ માઇલ ઉપર **નરૂવાઘોર** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. અહિં રહેવાની જગ્યા અને ઝરણાનું પાણી છે. નરૂવાઘોરથી ૩ માઇલ ઉપર **સરદડ (શેરાઘાટ)** આવે છે. રસ્તો સીધો છે. સર્યૂ નદીને કિનારે ગામ છે. અહિં એક મંદિર, બે દુકાનો અને કેટલાંક ઘરો છે. સરદડથી ૪॥ માઇલ ઉપર **કનારી** આવે છે. રસ્તો ૨ માઈલ ચઢાઇ ૧ માઇલ ઉતરાઇ અને ૧॥ માઇલ સીધો છે. ચઢાઇ સાધારણ છે. રહેવાની જગ્યા મળે છે.

ગામ નાનું છે. કનારીથી ૬ માઇલ ઉપર **ધવલચીના** આવે છે. રસ્તો રાા માઇલની સાધારણ ઉતરાઇનો, અને ૩ાા માઇલ સીધો છે. રસ્તામાં ત્રણ માઇલ ઉપર કાટલ ચીના નામનું ગામ આવે છે. ત્યાં આરામ કરવાની જગ્યા છે. ધવલચીનામાં ડાકબંગલો, ધર્મશાળા અને ચાર પાંચ દુકાનો છે. અહિંથી પાા માઇલિ ઉપર **બારેચાના** આવે છે. રસ્તો રાા માઇલની સાધારણ ઉતરાઇનો, અને ૩ માઇલિ સીધો છે. અહિં ચીડનાં વૃક્ષોનું જંગલ છે. ગામ નાનું છે. બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી એક સડક પીથોરગઢ ગઇ છે. બારેચીનાથી ૮ માઇલ ઉપર **આલ્મોડા** આવે છે. રસ્તો સીધો પણ ચીડનાં જંગલમાં થઇને જાયછે. આલ્મોડાથી ૩૭ માઇલ ઉપર કાઠગોદામ આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ, ૧૯ાા માઇલ ઉતરાઇ અને ૧૩ાા માઇલ સીધો છે. આલ્મોડાથી કાઠગોદામ સુધીનું વર્ણન લીસ્ટ નંબર ૧ માં આવી ગયું છે, એટલે અહિં આપેલ નથી. કુલ કૈલાસથી કાઠગોદામ ૨૫૩ માઇલિ થાય છે, તેમાં ૫૧ાા માઇલ ચઢાઇ ૮૯ માઇલ ઉતરાઇ, અને ૧૧૨ાા માઇલ સીધો રસ્તો છે.

---

# લીસ્ટ નં. ૩.

---

## તનકપુરથી માનસરોવર થઇ કૈલાસ ૨૩૫ માઇલ.
### (પીથોરગઢ, આસ્કોટ, અને તાકલાકોટ થઇને.)

**તનકપુર** રોહીલખંડ અને કમાઉ રેલ્વેનું સ્ટેશન છે. પીલીભીંતથી અહિં સુધીની બ્રાંચ લાઇન છે. અહિંથી પીલીભીંત ૩૮॥ માઇલ થાય છે, અને ભાડું રૂ. ૦–૯–૯ પડે છે. પીલીભીંતથી ભોજીપુરા થઇ બરેલી ૩૫ માઇલ થાય. છે. બરેલીથી તમામ જગ્યાએ જવાની રેલ્વે લાઇન છે. તનકપુર મોટું શહેર છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટલ, ડાકબંગલો, ધર્મશાળા, મંદિર અને મોટી બજારો છે. ભોટીઆ લોકો સાથે અહિં મોટા પ્રમાણમાં વેપાર થાય છે. તેમના પાસેથી ઊન, ટંકણખાર, ઘી, મધ, હળદર, મરચાં, મૃગનાભી વિગેરે લઇ બદલામાં લોઢું, કાપડ, અનાજ તથા બીજો પરચુરણ સામાન આપે છે. તનકપુરથી ૧૫ માઇલ ઉપર **દેવરીયા** આવે છે. રસ્તો સહેજ કઠણચઢાવ જેવો પણ સીધો છે. રસ્તામાં જંગલ અને ઝરણાં આવે છે. અહિં ત્રણ ચાર દુકાનો અને નદીનું પાણી છે. દેવરીયાથી ૧૫ માઇલ ઉપર **ચંપાવત** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૧૧ માઇલ સીધો છે. ચઢાઇ સહેજ કઠણ અને ઉતરાઇ સાધારણ છે. ગામ મોટું છે. સોળમી શતાબ્દિમાં કમાઉની રાજ્યધાની અહિં હતી. અહિંથી થોડે દૂર ક્રાન્તેશ્વર મહાદેવ અને હિંગળાજદેવીનાં મંદિરો છે. **માયાવતી** અહિંથી ત્રણ માઇલ થાય છે, અને ત્યાંથી લોહાઘાટ ૪ માઇલ છે. ચંપાવતમાં મોટી બજાર, સ્કુલ, પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો અને ધર્મશાળા વિગેરે છે. માયાવતીમાં સ્વામી રામકૃષ્ણ મિશનનો આશ્રમ છે. તેમાં બગીચો પણછે. કૈલાસ જતાં કે આવતાં આ રસ્તે આવનાર માણસે આ આશ્રમ જોવા જેવો છે. સ્વામી વિવેકાનંદે અહિં તપશ્ચર્યા કરી હતી, એટલે તેમની તપોભૂમિ તરીકે પણ તે ઓળખાય છે. શાન્તિ અહિં સ્વાભાવિક મળે

તેવી જગ્યા છે. યાત્રાળુઓને ઉતરવાને આશ્રમમાં સારી સગવડ છે. આ આશ્રમ એક અમેરીકન બાઇનો હતો પણ તેણે તે રામકૃષ્ણ મિશનને અર્પણ કરેલ છે. આશ્રમથી સહેજ નીચાણમાં **માયાફ્ટ** નામનું ગામ છે. ચંપાવતથી ૬ માઇલિ ઉપર **લોહાઘાટ** આવે છે. રસ્તો સીધો છે. રસ્તામાં ચાર માઇલ ઉપર લોહાવતી નદી ઉપરનો પુલ પાર કરવો પડે છે. તેની પાસેજ ઋષીશ્વર મહાદેવનું મંદિર છે. લોહાઘાટમાં પોષ્ટ, ટેલીગ્રાફ, સ્કુલ, હોસ્પીટલ, ડાકબંગલો અને મોટી બજાર છે. અહિં પગરખાં સારાં થાય છે. લોહાઘાટની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૫,૭૨૫ ફીટની છે. ચંપાવતથી માયાવતી થઇ લોહાઘાટ આવતાં સાત માઇલ થાય છે, લોહાઘાટથી ૯ માઇલ ઉપર **ચીરાગ્રામ** આવે છે. રસ્તો ૩ માઇલની સાધારણ ઉતરાઇનો, અને ૬ માઇલ સીધો છે. રસ્તામાં પાંચ માઇલ ઉપર ડાકબંગલો આવે છે. ચીરાગ્રામમાં બે ત્રણ દુકાનો અને ઝરણાનું પાણીછે. અહિંથી ૧૦ માઇલ ઉપર **ગોરાણા** આવે છે. રસ્તો ૨ માઇલિ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઈ, અને ૬ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં પાંચ માઇલ ઉપર સર્યૂ અને કાળીનદીનો સંગમ છે, તેની પાસે પંચમેશ્વર મહાદેવનું મંદિરછે. સંગમ ઉપરનો પુલ પાર કરી ગોરાણા અવાય છે. અહિં ત્રણ દુકાનો, ડાકબંગલો અને ઝરણાનું પાણી છે. ગોરાણાથી ૭ માઇલિ ઉપર **પીથોરગઢ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૫ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં બે માઇલ ઉપર ટોલી નામનું ગામ આવે છે. પીથોરગઢ ચોરપ્રગણાના પટ્ટી મહાલમાં આવેલું છે. તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૫,૩૩૪ ફીટની છે. અહિં ડાકબંગલો, પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટલ, પોલીસચોકી, સ્કુલ અને મોટી બજાર છે. અહિંથી આસ્કોટ ૨૬ માઇલ થાય છે. આલ્મોડા ૫૨ માઇલ છે. તેમાં (બીન ૭, ટાટ ૧૦, નઈની ૧૦॥, પીનુનાલા ૧૦॥ અને આલ્મોડા ૧૪ માઇલ છે, દરેકમાં ડાકબંગલો છે.) પીથોરગઢથી ૧૦ માઇલ ઉપર **કાગાલીછીમા (સાતગઢ)** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૬ માઇલ સીધોછે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ

છે. ગામથી થોડે દૂર જયંતી દેવીનું મંદિર અને એક ગુફા જોવા લાયક છે. અહિંથી ૯lll માઇલ ઉપર **સીંગાલીખાન** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૪ll માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામ નાનું છે. બે દુકાનો, સ્કુલ, અને ઝરણાનું પાણી છે. અહિંથી ૬ll માઇલ ઉપર **આસ્કોટ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઈ, ૧ માઇલ ઉતરાઇ, અને ૪ll માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં કાળીનદીનો પુલ પાર કરવો પડે છે. આસ્કોટથી ૯૮ માઇલ ઉપર **તાકલાકોટ** આવે છે. રસ્તો ૩૬ll માઇલ ચઢાઇ, ૨૬ll માઇલ ઉતરાઈ, અને ૩૫ માઇલ સીધો છે. તાકલાકોટથી ૩૪ માઇલ ઉપર **દાર્ચીન** આવે છે. રસ્તો ૯ માઇલ ચઢાઇ, ૪ માઇલ ઉતરાઇ,અને ૨૧ માઇલ સીધો છે. આસ્કોટથી દાર્ચીન સુધીનું વર્ણન લીસ્ટ નંબર ૨ માં આપેલ છે. દાર્ચીનથી ૧૫ માઇલ ઉપર **ગૌરીકુંડ–કૈલાસ** આવેછે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૧૧ માઇલ સીધો છે. વર્ણન લીસ્ટ નંબર ૧ માં આવી ગયું છે. કુલ તનકપુરથી કૈલાસ ૨૩૫ માઇલ થાય છે. તેમાં ૫૮ll માઇલ ચઢાઇ, ૪૫ll માઇલ ઉતરાઇ, અને ૧૩૧ માઇલ સીધો રસ્તો આવે છે.

# લીસ્ટ નં. ૪.

## જોશીમઠથી કૈલાસ ૧૬૯ માઇલ.
### (નીતી, ચોરહુતી, અને જ્ઞાનીમામંડી થઇને.)

**જોશીમઠ** બદ્રીનાથથી દક્ષિણમાં ૧૯ માઇલ, અને ચમોલીથી ઉત્તરમાં ૨૮॥ માઇલ થાયછે, અને બદ્રીનારાયણ જતાં રસ્તામાં આવેછે. ગામ મોટું છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, પોલીસચોકી, ધર્મશાળા, સદાવ્રત, બે મંદિરો અને દસબાર દુકાનો છે. બદ્રીનારાયણનાં પટ છ મહિના બંધ રહે છે, ત્યારે બદ્રીનાથજીની પૂજા અહિં થાય છે. શ્રીમદ્‌શંકરાચાર્યે સૌથી પહેલો મઠ જ્યોતિર્મઠના નામથી અહિં સ્થાપ્યો હતો. જોશીમઠથી ૫ માઇલ ઉપર **તપોવન** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૪ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. અહિંથી **ભવિષ્યબદ્રી**, કે જે પંચબદ્રી માંહેના તૃતીયબદ્રી તરીકે ઓળખાય છે, તે બે માઈલ દૂર થોડી ચઢાઇ ઉપર છે; ત્યાંથી પાછા ફરતાં એક માઇલની ઉતરાઇ ઉપર સુરેનથોટમ અવાય છે. તપોવનમાં બે ગરમ જળના કુંડ અને પડાવ કરવાનું સપાટ મેદાન છે. અહિંથી ૨ માઇલ ઉપર **સુરેનથોટમ** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇનો છે. અહિં ધવલ ગંગા અને ઋષી ગંગાનો સંગમ છે; તે ઉપર બાંધેલ પુલ પાર કરવો પડે છે. ગામ નાનું છે. અહિંથી ૧ માઇલ ઉપર **લતાગ્રામ** આવે છે. રસ્તો સીધો છે. ગામ નાનું છે. અહિંથી એક માઇલની ચઢાઇ ઉપર લતાનંદા દેવીનું પ્રસિદ્ધ મંદિર છે. દેવીની મૂર્તિ ખડગ અને કુંડીના રૂપમાં છે. અહિંથી સમુણગોંઠા જવું હોય, તો લતાગ્રામથી સમુણગોંઠા જતા રસ્તામાં એક માઈલ ઉપર અહિંનો રસ્તો મળી જાય છે, જે એક માઇલ ઉતરાઇનો છે, એટલે સમુણગોંઠા અહિંથી પણ પાંચ માઇલ થાય છે. લતાગ્રામથી ૫ માઇલ ઉપર **સમુણગોંઠા** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઈ,

૧ માઇલ ઉતરાઇ, અને ૩ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામ મોટું છે. અહિં એક દુકાન તથા ઝરણાનું પાણી છે. વસ્તી તમામ ભોટીઆઓની છે. સમુણગોંઠાથી ૯ માઇલ ઉપર **જુઆગ્રામ** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૨ માઈલ ઉતરાઈ, અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામમાં ભોટીઆની વસ્તી વધારે છે. ખાવા પીવાની ચીજો મળી શકે છે. જુઆ ગ્રામથી ૯ માઇલ ઉપર **મલારીગ્રામ** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૩ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં ધવલીનદીનો પુલ પાર કરવો પડે છે. મલારીમાં લગભગ ૮૦ ઘરોની વસ્તી છે. સમુદ્રની સપાટીથી તેની ઊંચાઇ ૧૦,૧૫૦ ફીટની છે. અહિં જવ તથા ઘઉં સારા પાકે છે. અહિંથી ૬ માઇલ ઉપર **બાંપા** આવેછે રસ્તો સીધોછે. મલારીથી અડધો માઇલ ચાલવા પછી સપાટ મેદાન આવે છે. ત્યાંથી આગળ ધવલગંગાનો પુલ પાર કરવો પડે છે. રસ્તામાં દેવદારનાં વૃક્ષોનું મોટું જંગલ છે. બાંપામાં વધારે મકાનો લાકડાનાં છે. ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૦॥ માઇલ ઉપર **ગમશાળીગ્રામ** આવે છે. રસ્તો સીધો છે. વચમાં ગમશાળી નદી ઉપરનો પુલ પાર કરવો પડે છે. અહિં ભોટીઆઓની વસ્તી ઘણી છે, ગામ, ધવલ ગંગાને જમણે કિનારે છે. અહિં દાપાનારાયણનું મંદિર, બે ત્રણ દુકાનો, અને ઝરણાનું પાણીછે. અહિંથી ૫ માઇલ ઉપર **નીતી** આવેછે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ અને ૩ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. નીતી ધવલગંગાને કિનારે વેપારનું મોટું સ્થળ છે. અહિં ભોટિઆઓની વસ્તી વધારેછે. ઠંડીના વખતમાં અહિંથી માણસો જોશીમઠ તરફ ચાલ્યાં જાયછે. કુલી, વાહન, હથીયાર, તંબુ વિગેરે અહિં મળી શકે છે. નીતીમાં કેટલીક દુકાનો અને સ્કુલ પણ છે. અહિંથી ૩ માઇલ ઉપર **કસોડાદ્વિપ** આવેછે. રસ્તો ૧ માઈલ ચઢાઇ અને ૨ માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણછે. રસ્તામાં શેલશેલના ઝરણા ઉપર બાંધેલો પુલ પાર કરવો પડેછે; ગામ નાનુંછે. અહીંથી ૪ માઇલ ઉપર **કાલાજાવર** આવેછે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧ માઈલ

ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે, અહિં પડાવ નાખવાનું મેદાન નદી ઉપર છે. કાલાજાવરથી ૮ માઇલ ઉપર **રીમખીમધુરા** આવે છે. રસ્તો ૫ માઈલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સહેજ કઠણ છે. પહેલાં સીધો રસ્તો, પછી ઉતરાઈ, અને પછી ચઢાઈ આવે છે. વચમાં એક માઇલ બરફ ઉપર ચાલવું પડે છે. બપોર પછી હવા બહુ જોરથી ચાલે છે, કોઇ કોઈ વખત કરાનો વરસાદ પણ પડેછે. અહિં પડાવ કે ગામ કાંઈ નથી પણ હવાથી બચવા માટે બેસી શકાય તેવા ખાડા કરેલ છે. અહિંથી ૩ માઇલ ઉપર **ગીયા** આવેછે. રસ્તો સખ્ત ઉતરાઇનો છે. અહિં પડાવની જગ્યાછે. અહિંથી શિવચીલમ જવાના બે રસ્તા છે; એકમાં ૫ માઇલ ઉપર નાની હોતી, (અહિં ગવર્નમેન્ટ એજન્ટ રહે છે. બ્રિટિશ હદ અહિં પુરી થઇ તિબેટ શરૂ થાય છે. એટલે એક તિબેટનો અધિકારી પણ રહે છે.) ૧૧ાા માઇલ ઉપર ડાંગર મુકામ, ૧૯ાા માઇલ ઉપર સાગર મુકામ, અને ૨૬ાા માઇલ ઉપર શિવચીલમ આવેછે. આ રસ્તો ટુંકા છે, પણ રસ્તામાં નદી નાળાં વધારે આવેછે, અને તેના ઉપર પુલ બાંધેલ નથી જોકે તેમાં પાણી બહુ થોડું રહે છે, પણ પટ પહોળા અને ઠંડુ પાણી હોઇ પાર કરતી વખત મુશ્કેલી પડે છે. બીજો રસ્તો નીચે પ્રમાણે છે. ગીયામાં શાલિગ્રામ અને ગોમતીચક્ર મળે છે. અહિંથી દોંગકુ ૨૪ અને દાપા ૩૦ માઇલ થાય છે. ગીયાથી ૫ માઇલ ઉપર **ચોરહોતી ( બડીહોતી )** આવે છે. રસ્તો ૩ માઇ-લની ચઢાઇ અને ૨ માઇલની ઉતરાઇનો છે. ચઢાઇ ઉત્તરાઈ સાધારણ છે. અહિં વસ્તી નથી, પણ વેપારના સમયમાં ભોટીઆઓ તંબુ નાખીને રહે છે. પાસે એક નાની નદી છે. નાનીહોતી અહિંથી પાંચ માઇલ દૂર છે. અહિં પણ તિબેટનો એક ચોકીદાર (સારજી) રહે છે. નીતીથી દામજંગ થઇ ચોર હોતી આવતાં ૧૮ માઇલ થાય છે, પણ રસ્તામાં બરફ બહુ આવે છે. શાલિગ્રામ અને ગોમતી ચક્ર ચોરહોતીમાં પણ મળે છે. અહિંથી ૧૧ માઇલિ ઉપર **એંગુરા** આવે છે. રસ્તો ૭ માઇલની ચઢાઇ અને ૪ માઈલની ઉતરાઇનો છે. ચઢાઈ ઉતરાઇ કઠણછે. રસ્તામાં ત્રણ માઇલની ચઢાઇ

ચડી, ચાર માઇલની ઉતરાઇ ઉતરતાં દોંગપુ નદી પાર કરવી પડે છે; ત્યાર પછી ચાર માઇલની ચઢાઇ ચડતાં, ખેંગુરા પહાડનું શિખર આવે છે. આ સ્થાન અગીઆર હજાર ફીટથી પણ વધારે ઉંચાઇ વાળું હોઇ શ્વાસ લેવા છોડવામાં પરિશ્રમ પડે છે. પવન જોરથી ફુંક છે, તેમ બપોર પછી ધૂળ જેવી રેતી પણ ઉડે છે, એટલે સાથે ચસમાં હોયતો સારૂં છે. **વધારે પવન હોય ત્યારે બેસી અથવા સુઇ જવું, નહિતર પતંગીઆની માફક** ઉડાડી **મુકે છે.** ખેંગુ-રાથી ૬ માઇલ ઉપર **કારચાધુરા** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઈ, ૨ માઇલ ઉતરાઈ, અને ૨ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. રસ્તામાં બે માઇલની ઉતરાઇ પછી એક નાની નદી પાર કરવી પડે છે; ત્યાંથી બે માઇલ સીધો રસ્તો આવે છે, ત્યાંથી બે માઇલની ચઢાઇ ચઢતાં આ ધુરો (પર્વતનું શિખર) આવે છે. અહિં-થી ઉત્તરમાં એક નિલવર્ણો પર્વત દેખાય છે, તે ઝેરમોરાનો છે; ત્યાંથી ઝેરમોરા લાવી ભોટીઆ લોકો બદ્રીનારાયણ તરફ વેચે છે. કારચા ધુરાથી ૫ માઇલ ઉપર **ખડક (લદાક)** આવે છે. રસ્તો સહેજ કઠણ ઉતરાઇનો છે. અહિંથી આગળ સપાટ મેદાન આવે છે. રસ્તામાં નદી નાળાં પાર કરવાં પડે છે. બપોર પછી તેમાં થોડું પાણીનું પૂર આવે છે તેમ પવન પણ જોરથી ફુંકાય છે, એટલે ચાલવા તથા રસોઇ કરવાનો સમય બપોર પહેલાંનો રાખવો ઠીક છે. ખડક-માં પડાવ કરવાની જગ્યા છે, પાણી નદીનું મળે છે. યાત્રાના સમયમાં થોડાં ઘણાં ઝુંપડાં ભોટીઆ વેપારીઓનાં જરૂર હોય છે. અહિંથી ૮ માઇલ ઉપર **શિવચીલમ** આવે છે. રસ્તો સીધો છે. વચમાં ત્રણ માઇલ ઉપર સુમ નદી અને ચાર માઇલ ઉપર દામ નદી પાર કરવી પડે છે. શિવચીલમ વેપારનું ખાસ સ્થળ છે. યાત્રાના સમયમાં ઘણા ભોટીઆ વેપારીઓ અહિં આવી રહે છે. તે વખતે ખાવા પીવાની ચીજો, વાહન તથા કુલી મળી શકે છે. અહિંથી ૩ માઇલ ઉપર **માનીમથંગા** આવે છે. રસ્તો સીધો છે. માનીમથંગા નદીને કિનારે નાનું સરખું ગામ છે. અહિંથી ૬ માઇલ ઉપર **ગોમોચન** આવે છે રસ્તો સીધો છે. ગોમોચન પણ શિવચીલમ જેવું વેપારનું સ્થળ છે.

વેપારના સમયમાં ઘણા ભોટીઆ વેપારીઓ અહિં તંબુ નાખીને રહે છે, તે વખતે ખાવા પીવાની ચીજો, કુલી, તથા વાહન મળી જાય છે. અહિંથી ૧૧॥ માઇલ ઉપર **જ્ઞાનીમામંડી** આવે છે. રસ્તો સીધો છે. વચમાં ત્રણ માઇલ ઉપર ગુરમ્યાતી નદી પાર કરવી પડે છે. ત્યાંથી ત્રણ માઇલ ઉપર દરમ્યાતી નદી સાથે તેનો સંગમ થાય છે, તે પાર કરી સાડા પાંચ માઇલ ચાલતાં જ્ઞાનીમામંડી આવે છે. અહિં ભોટીઆ અને તિબેટી વેપારીઓનાં કેટલાંક મકાનો છે. તિબેટ નો અધિકારી જોંગપન પણ અહિં રહે છે. તિબેટની તમામ ચીજો જ્ઞાનીમામંડીમાં મળી શકે છે. જ્ઞાનીમામંડીથી ૩૭ માઇલ ઉપર **દાર્ચીન** આવે છે. રસ્તો સીધો છે. દાર્ચીનથી ૧૫ માઇલ ઉપર **કૈલાસ (ગૌરીકુંડ)** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૧૧ માઇલ સીધો છે. જ્ઞાનીમામંડીથી કૈલાસ સુધીનું વર્ણન લીસ્ટ નં ૧ માં જોઇ લેવું. જોશી મઠથી કૈલાસ કુલ ૧૬૯ માઇલ થાય છે, તેમાં ૩૭ માઇલ ચઢાઈ, ૩૧ માઇલ ઉતરાઇ અને ૧૦૧ માઇલ સીધો રસ્તો આવે છે.

# પ્રકરણ ૩ જું.

## શ્રી પશુપતિનાથની યાત્રા સંબંધે થોડી આલોચના અને સૂચના.

### નેપાળ વિષે કેટલીક જાણવા જોગ હકીકત.

પશુપતિનાથનું યાત્રા સ્થળ નેપાળમાં છે. નેપાળ એક સ્વતંત્ર હિંદુ રાજ્ય છે. તેની ઉત્તરે તિબેટ, દક્ષિણે હિંદુસ્તાનનું રાજ્ય, પૂર્વે સિકિમ, ( બ્રિટિશ સરકારનું ખંડિયુ રાજ્ય. ) અને પશ્ચિમે બ્રિટિશ રાજ્યનો કમાઉ પ્રદેશ છે. આ રાજ્ય પૂર્વ પશ્ચિમમાં વધારે લંબાયેલ છે. તેની લંબાઇ ૫૧૨ થી ૫૫૦. અને પહોળાઇ ૭૦ થી ૧૬૦ માઇલની છે. ક્ષેત્રફળ ૫૪,૫૦૦ ચોરસ માઇલ છે. વસ્તી લગભગ બાવનલાખથી છપનલાખની છે. નેપાળની અંદર હિમાલયનાં સહુથી ઉંચાં શિખરો ધવલગિરિ, ગોંસાઇથાન, અને એવરેસ્ટ ( ગૌરિશંકર ) નાં છે. તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી અનુક્રમે ૨૬,૮૨૬; ૨૬,૨૯૧ અને ૨૯,૦૦૨ ફીટની છે. નદીઓમાં સહુથી મોટી કાળી, (સર્યૂ) ઘાગરા, (કર્નાલી) કુશી (કૌશકી) રાપ્તી અને ગંડકી છે. સરોવરોમાં મોટું ગોસાંઇ કુંડ (નિલકંઠહદ) છે. નેપાળમાં અગાઉ નેવરા જાતિનુ રાજ્ય હતું, પણ ઇ. સ. ૧૭૬૮થી ગુરખા રાજ્ય ચાલે છે. જાતિમાં નેવરા, કિરાતી, લેપચા અને ગુરખા વધારે છે. તેમાં નેવરા જાતિ કારીગરી અને વ્યવહારમાં કુશળ છે. ત્યારે બાકીની ત્રણ યુદ્ધ વિષયમાં પ્રવીણ છે. ગુરખાઓની શુરવીરતા આજે દુનીયામાં પંકાઇ ચુકી છે. બ્રિટિશરાજ્યની માફક નેપાળમાં વધારે સૈન્ય રાખવામાં આવતું નથી, પણ જરૂર પડે ત્યારે તે એક લાખ માણસનુ લશ્કર એક દિવસમાં ભેગું કરી શકે છે. જાથુકને માટે સોળથી વીસ હજારનું લશ્કર, દારૂગોળો, બંદુકો, તથા તોપો રહે છે. રાજ્યધાનીનું શહેર કાઠમાંડુ છે. નેપાળના મહારાજાને પાંચ સરકાર કહેવામાં આવે છે. હાલમાં ગાદી ઉપર મહારાજાશ્રી ત્રિભુવન વિક્રમશાહ છે. પ્રધાનમંત્રીને ત્રણ

સરકાર કહેવામાં આવે છે. તે હોદ્દા ઉપર, મહારાજ ચંદ્રસમશેરજંગ રાણાબહાદુર છે. રાજ્યનું તમામ કામકાજ પ્રધાન મંત્રીજ સંભાળે છે.

નેપાળની અંદર પેદાશમાં ફળ (નારંગી, સફરજન, આલુબદામ. જામફળ, વિગેરે) ધાન્ય, (ડાંગર, ઘઉં, જવ, સરસવ વિગેરે) ચાહ, એલચી મજીઠ, રૂદ્રાક્ષ, શિલાજીત, અફિણ, તમાકુ, તથા શેરડી સારા પ્રમાણમાં થાય છે. ચણા, વટાણા, તુવેર અને કપાસ થોડા પ્રમાણમાં પાકે છે. ખનિજમાં ત્રાંબુ, લોઢું, સુવર્ણમાક્ષિક, આરસ, સ્લેટ અને ચુનાના પત્થરો તથા લાલ રંગના અકીક થોડા ઘણા પ્રમાણમા મળે છે. સુરોખાર અહિં પુષ્કળ થાય છે. નેપાળની જમીન ફળદ્રુપ, અને ખેતી કરનાર વર્ગ વધારે હોઈ અનાજ ઘણું પાકે છે, છતાં મોંઘારત ન થાય તે માટે નેપાળમાંથી બહાર જતા અનાજ ઉપર સખ્ત જકાત લેવામાં આવે છે. નેપાળનાં માણસો ફકત કપડાં અને થોડા ઘણા પૈસાને ખાતરજ, બહાર મજુરી અર્થે નિકળે છે.

નેપાળનો મુખ્ય વેપાર તિબેટ સાથે થાય છે, તેમાં તિબેટ તરફથી આવતાં ઘોડાં, કુતરાં, ઘેટાં, બકરાં, ગાય, બળદ, ચામર, કસ્તુરી ગોરોચન, ઊન, ટંકણખાર અને સુવર્ણ લઈ બદલામાં થોડું અનાજ લોઢું, કાપડ તથા પરચુરણ સામાન વિગેરે આપે છે. હિંદુસ્તાનમાં નેપાળમાંથી ખાસ કરીને કસ્તુરીના ડુંટા (મૃગનાભી) રૂદ્રાક્ષ, શિલાજીત ચામર અને ઊન આવે છે. બાકી કરીયાણાની ચીજો, સુરોખાર ટંકણ-ખાર અને જાનવરો પણ ઓછાવત્તા પ્રમાણમાં આવેછે. તેના બદલામાં કાપડ, લોઢું, ગ્યાસતેલ, સ્ટેશનરીનો સામાન, મીઠું અને કેટલીક મોજશોખની ચીજો વિગેરે જાય છે.

નેપાળમાં ભાષા નેપાળી ચાલે છે, પણ લખવાનું હિંદી અક્ષરોમાં હોય છે. હિંદી ભાષા લગભગ તમામ સમજે છે.

પહેલાં નેપાળમાં બૌદ્ધ ધર્મ હતો, પણ આજકાલ શિવધર્મ પ્રચલિત છે. ભૂતપ્રેત અને શુકનને બહુ માને છે. ઉત્સવ અને પર્વ, વર્ષમાં લગભગ ૩૬૦ દિવસો હોય છે. નેપાળમાં નાનાં મોટાં ૨,૭૩૩ મંદિરો છે. પંડયા અને પૂજારીની સંખ્યા વધારે છે. ગાય બ્રાહ્મણનું

સન્માન અહિં સારૂ છે. વરસમાં એકાદ દિવસ કુતરાઓની પણ પૂજા થાય છે.

ખોરાકમાં દાળ ચોખા અને શાક વધારે વપરાય છે. રોટલી કોઇ વખતેજ થાય છે. માંસ [ઘેટાં બકરાં અને મૃગનું] બ્રાહ્મણ સુદ્ધાંત ખાય છે. દેડકાંનું શાક તેમને વધારે પસંદ આવે છે. પહેરવેશ પુરૂષોનો ચોરણો, ઢીંચણ સુધીનું અંગરખું, માથે ગોળ ટોપી અને કેડ બાંધવાનો ખેસ હોય છે. [સુધરેલાઓ પાયજામો ખમીસ અને કોટ તથા માથે ગોળ કાળી ટોપી પહેરે છે. [સ્ત્રીઓ વીસપચીસ હાથ લાંબી સાડીને ઘાઘરાની માફક કડચલી પાડી પહેરેછે. જેનો આગળનો ભાગ પગના અંગુઠાથી નીચે ઢળે છે. જ્યારે પાછળનો ભાગ પાનીની ઉપર રહે છે. તે સિવાય ચોળી અને માથે નાની ઓઢણી અથવા સાલ નાંખે છે. [ઘરમાં ઘાઘરો પહેરે છે,] લાજ કાઢવાનો રિવાજ નથી. એક માણસને એકથી વધારે સ્ત્રીઓ કરવાની છુટ છે. બ્રાહ્મણ ક્ષત્રીય અને વૈશ્યની કન્યાઓ એક બીજા લઇ શકે છે. દાસ [ગુલામ] ની પ્રથા જોકે આજકાલ નથી, પરંતુ આગળનાં વેચાયેલાં દાસીદાસ લગભગ દરેક ગૃહસ્થને ત્યાં પાંચથી પચાસ સુધીછે. દાસદાસી રૂા. ૧૫૦ થી ૨૦૦ આપતાં છુટે છે, અને નેપાળ રાજ્યે તે પ્રમાણે રૂપીઆ આપી ઘણાં દાસીદાસનો છુટકારો કરાવેલ છે.

**યાત્રાનોસમય**—પશુપતિનાથની યાત્રા બારે માસ થઇ શકેછે, પરંતુ સગવડતા વાળો સમય મહાવદી ૧૪ [મહાશિવરાત્રી]નો છે. તે વખતે નેપાળ સરકાર તરફથી રસ્તાઓ સાફ કરાવવામાં આવે છે. તેમ સદાવ્રત અને દવાખાનાં રસ્તામાં ઠેકઠેકાણે ઉઘાડવામાં આવે છે. પાણીના નળો જોકે બએ માઇલ ઉપર છે, પરંતુ જ્યાં નળમાં પાણી ન આવતું હોય ત્યાં પાણીની પરબ રાખવામાં આવે છે; તે સિવાય યાત્રાના આઠ દિવસ પહેલાં અને આઠ દિવસ પાછળના વખતમાં કોઈ પણ માણસને યાત્રાને બ્હાને નેપાળમાં આવજા કરવાની છુટ રહેછે. એટલે યાત્રાળુઓએ મહા વદી ૮ પહેલાં રકસોલ પહોંચી શકાય તેમ ઘેરથી નિકળવું જોઇએ. રકસોલથી પશુપતિનાથ પહોંચતા પહેલાં રસ્તામાં બેત્રણ વખત પાસપોર્ટ લેવો અને બદલવો પડે છે. યાત્રાળુઓ

નાં નામ ઠામ ઠેકાણાં પાસપોર્ટ આપતી વખતે લખી લેવામાં આવે છે.
[ઉપરના સમય સિવાય યાત્રા કરવાથી પાસપોર્ટ અને વાહન મેળવતાં મુશ્કેલી પડે છે તેમ યાત્રાના સમય જેવી રસ્તામાં દુકાન, સદાવ્રત કે પાણીની સગવડ રહેતી નથી. રસ્તામાં જો કે ગામ ઘણાં આવે છે, પરંતુ હુકમ વિના પરદેશીને ઉતારો દેવાની રાજ્ય તરફથી સખ્ત મનાઇ છે; એટલે ઉપરના સમયમાં યાત્રા કરવાથી ચટીઓમાં રહેવાની જગ્યા મળી જાય છે; પાસ પોર્ટ માટે તકલીફ પડતી નથી; તેમ કુલી વાહનો નો બંદોબસ્ત જલ્દી થઇ જાય છે; આ સમયમાં લગભગ વીસ પચીસ હજાર માણસો દૂર દૂર દેશાવરોથી યાત્રા કરવા આવે છે

**રસ્તાઓ**—હિંદુસ્તાનમાંથી નેપાળમાં જવા માટે ઘણા રસ્તાઓ છે, પણ મુખ્ય બે છે; એક ગોરખપુરથી નરકટીઆગંજ થઇ ભિકનાથોરી થઇને. બીજો મુઝફ્ફરપુર થઇને સીંગોલીથી રકસોલ અથવા દરભંગા અને સિતામઢીથી રકસોલ થઇને. પહેલો રસ્તો હાલ બંધ છે; કારણકે ગોરખપુરથી ભિકનાથોરી જતાં રસ્તામાં ચિતોનીઘાટ અને બાગહાની વચ્ચે ગંડકી નદીનો પુલ તુટી ગયેલ છે; એટલે જેની પાસે સામાન ન હોય તે માણસ ચિતોનીઘાટથી નૌકામાં બેસી ગંડકી નદી પાર થઇ બાગહા જઇ શકે છે, અને ત્યાંથી નરકટીઆગંજ થઇ ભિકનાથોરી પહોંચાય છે. પણ જેની સાથે સામાન હોય કે બાળ બચ્ચાં હોય તેમણે તેમ કરવું ઠીક નથી; કારણ કે ચિતોનીઘાટ સ્ટેશનથી એક માઇલ રેતીમાં ચાલ્યા પછી નૌકા મળે છે. એટલે બનતાં સુધી તેવાઓએ ગોરખપુર આવવું નહિં; અથવા આવી ગયેલ હોયતો ગોરખપુરથી દારોન્ડા (૮૫ માઇલ) થઇ ત્યાંથી સોનપુર (૬૦ માઇલ) જઇ, ત્યાંથી મુઝફ્ફરાબાદ (૩૭ માઇલ) આવી, ત્યાંથી સીંગોલી (૬૩ માઇલ) થઇ રકસોલ (૧૯ માઇલ) જવું. ગયાથી રકસોલ આવનારે પટણા ડીગાઘાટ (૫૭ માઇલ) થઇ સોનપુર (૬ માઇલ આવી, ત્યાંથી મુઝફ્ફરાબાદ (૩૭ માઇલ) થઇ રકસોલ (૮૨ માઇલ) જવું. રસ્તામાં ફક્ત પટણા ડીગાઘાટ સ્ટીમરમાં બેસી ગંગાજી પાર કરવાં પડે છે. અને ત્યાંથી મુઝફ્ફરાબાદ અને સીંગોલી ટ્રેઇન બદલવી પડે છે. કાનપુરથી રકસોલ આવનારે

અલ્લાહાબાદ થઇ પટણા—ડીગાઘાટમાં ઉપર પ્રમાણે ગંગાજી પાર થઇ સોનપુરથી મુઝફરબાદ અને સીંગોલી ટ્રેઇન બદલી રકસોલ આવવું. આ રસ્તો ૪૭૩ માઇલનો છે. કલકત્તાથી આવનારે મોખમેહ ઘાટ થઈ રકસોલ આવવામાં ૪૫૩ માઇલ પડે છે.

રસ્તામાં મોખમેહ ઘાટમાં સ્ટીમરની અંદર બેસી ગંગાજી પાર કરવાં પડે છે, ત્યાંથી બારોની અને સમસ્તીપુર ટ્રેઇન બદલવી પડે છે. સમસ્તીપુરથી સીધી રકશોલ સુધી ટ્રેઇન આવે છે. દરેક જગ્યોથી રકસોલ સુધીની સીધી ટિકીટ મળી શકે છે તેમ વધારે માણસો હોય તો એકાદ ડબો પણ રીઝર્વ થઇ શકે છે.

**કુલી અને વાહનો:—**રકસોલથી પશુપતિનાથ ૮૯ માઇલ થાય છે. તેમાં ૨૪ માઇલ આમલેક ગંજસુધી નેપાળ ગવર્નમેન્ટની રેલ્વે ચાલે છે; અને ત્યાંથી ૨૮ાા માઇલ ભીમફેડી સુધી મોટર મળે છે. રેલ્વેનું ભાડું રૂા. ૦-૧૨-૬ અને મોટર ભાડું રૂા. ૩થી ૫ માણસ દીઠ લાગે છે. ભીમફેડીથી પશુપતિનાથ ૩૬ાા માઇલ રહે છે. અને તે રસ્તા માટે કુલી, કંડી, ડાંડી અને ઝંપાન ભીમફેડીથી મળી જાય છે. ભાડું પશુપતિનાથ જઇ પાછા ભીમફેડી સુધી આવવાનું ડાંડી અને ઝંપાનનું રૂા. ૧૬ થી ૩૦, કંડીના ૫ થી ૮ અને કુલીના ૩ થી ૫ લાગે છે. ઘોડાં પણ મળી શકે છે, અને તેનું ભાડું ૫ થી ૭ લાગે છે. રેલ્વે અને મોટરમાં ન જતાં રકસોલથી જો કુલી અને વાહન કરવું હોય તો તેમ પણ થઇ શકે છે. ભાડું ડાંડી ઝંપાનનું રૂા. ૨૫ થી ૪૦ કંડીના ૭ થી ૧૦ અને કુલીના ૬ થી ૮ લાગેછે. ભીકના થોરી તરફથી આવનારને ચીડીયા ચટીમાં આ રસ્તો મળી જાય છે. અને ત્યાંથી કુલી વાહન કરી લેવું પડે છે. કુલી અને વાહન કરતી વખતે તેની સાથે દત્ત સ્થાન અને દેવીના મંદિર સુધી આવવાનો કરાર કરી લેવો, નહિતો પશુપતિ નાથથી ત્યાં જવા માટે નવાં કુલી વાહન કરવાં પડે છે.

**યાત્રાના માઇલ અને લાગતો સમય**—રકસોલથી પશુપતિ નાથ જઇ ત્યાંજ પાછા આવતાં ૧૭૮ માઇલ થાય છે અને સમય દીવસ ૧૦ થી ૧૫નો લાગે છે.

**સામાન**—આ યાત્રામાં વધારે સમય લાગતો નથી, એટલે સામાન પણ વધારે લેવાની જરુર નથી, તો પણ બે જોડ કપડાં. મોજાં, બાંડીસ, શેતરંજી, ઓઢવાની એક કંબળ, મીણબત્તી, દીવાસળીનાં બાકસો, તપેલી, થાળી, વાટકો, પ્યાલો, લોટો, દોરી, થોડે સુકો મેવો, લાકડી, જોડા, થોડી દવાઓ અને ઘડીયાળ લેવાં. પહોંચી શકે તેવા એ રસોઇનો કાચો સામાન, થોડું પકવાન, પ્રાઇમસ, કેમેરા, દુરબીન અને ઇલેકટ્રીક બેટરી વિગેરે લેવું. ખોરાકીનો સામાન રસ્તામાં મળે છે, પરંતુ લોટ સારો નથી મળતો. પાંઆ સારા મળે છે, પણ અભ્યાસ વિના કાચા ખાવાથી પેટમાં દુઃખે છે.

**રસ્તામાં સગવડ અને અગવડ**—યાત્રાના સમયમાં રસ્તામાં બબે ચાર ચાર માઇલ ઉપર ચટીઓ મળે છે. તેમાં ખોરાકીનો સામાન ચોખા, દાળ, લોટ. પૌંઆ, ઘી, દુધ, દહીં ગોળ વિગેરે મળે છે. દુધ, દહીં અને લાકડાં મોંઘા મળે છે. ઉતરવાને માટે બે ચાર આના ભાડું જુદું આપવું પડે છે.

માહ મહિનાનો સમય અને પહાડી મુલક હોઇ રસ્તામાં ટાઢ વધારે પડે છે. તેમ હજારો યાત્રાળુ જતા હોઇ ધર્મશાળા કે દુકાનોમાં તેમને માટે જગ્યા પુરી પડે તે અસંભવિત છે; એટલે ઘણી વખત ખુલ્લી જગ્યામાં પડાવ નાખીને રહેવું પડે છે, પરંતુ લાકડાં પુષ્કળ મળે છે, એટલે રાત્રે તે સળગાવીને તાપવાથી ટાઢ જણાતી નથી, છતાં વધારે માણસો હોય અને તંબુ બનાવી શકાય તેવું સાધન સાથે લીધું હોય અથવા રકસોલ પાસે વિરમનગંજથી ભાડે લઇ લીધું હોય તો સારૂં છે.

રસ્તામાં બબે માઇલ ઉપર પાણીના નળોછે તેમ ઉપર જણાવેલ છે. પણ નળ એક અને યાત્રી વધારે રહે છે, એટલે પાણીના હોજ પણ ઠેકાણે ઠેકાણે બંધાવેલ છે. ધર્મશાળાઓ લગભગ છ થી દસ માઇલ ઉપર તમામ બબે માળની આવેછે. સદાવ્રતો પણ ત્રણ ચાર જગ્યાએ મળે છે. સાધુ અને ગરીબોને સદાવ્રતમાં ખોરાકીના સામાન સાથે લાકડાં પણ મળે છે; એટલુંજ નહિં પણ થાકયા પાકયાને માટે રાજ્ય તરફથી વાહનનો બંદોબસ્ત પણ કરી આપવમાં આવેછે.

રકસોલથી ભીમફેડી સુધીનો મુલક તરાઇના નામથી ઓળખાય છે. એટલે કે તેમાં જંગલ અને રેતાળ રસ્તો વધારે આવે છે. તેથી મચ્છર માંખીનું જોર વિશેષ રહે છે. શીશાગઢીની ચઢાઈ અને ચંદ્રગઢીની ઉતરાઇ સહેજ કઠણ છે. બાકી રસ્તો સારો છે.

**થોડી અગત્યની સૂચનાઓ**—કુલી અથવા વાહન જો કરેલ હોય તો તેના મજુરીના પૈસા પહેલેથી પુરેપુરા ન ચુકવી દેવા, કારણ કે રસ્તામાં સામાન છોડી તેઓ ચાલ્યા જાયછે. બને ત્યાં સુધી કુલી અને સંગાથીથી જુદા ન પડવું; કેમકે મોટા મેળામાં એક બીજાને શોધતાં મુશ્કેલી પડે છે. ખુલ્લી જગ્યામાં પડાવ નાખતી વખતે ચોરોથી સાવધાન રહેવું જોઇએ, જો કે નેપાળ ગવર્નમેન્ટની સખ્તાઇને લીધે ત્યાંનો કોઇ માણસ ચોરી કરી શકતો નથી, પણ યાત્રાળુઓજ એકબીજાની ચીજો ઉઠાવી લે છે; જેનો પત્તો મેળવવો મુશ્કેલ થાયછે.

પાસપોર્ટની સંભાળ ખાસ રાખવાની જરૂર છે; કારણકે નેપાળનો અધીકારી અથવા પોલીસ જ્યારે જોવા માગે ત્યારે તે બતાવવો પડે છે. જો પાસપોર્ટ ગુમ થઈ જાય, તો જ્યાંથી તે મળ્યો હોય ત્યાં પાછા જઈ નવો પાસપોર્ટ મેળવવો પડે છે. અને તે પછી આગળ વધી શકાય છે.

પશુપતિનાથની યાત્રા કરીને પાછા ફરતાં નૈમીષારણ્યના મેળામાં જવાની કોઇને ઇચ્છા હોયતો તેણે મુઝફ્ફરાબાદ અને સોનપુર થઇ ૧૨૫ માઇલ ઉપર પટણા આવવું, ત્યાંથી મોગલસરાઈ (૧૩૨ માઈલિ) થઇ કાશી (૧૧ માઈલિ) જવું. કાશીથી અયોધ્યા (૧૨૧ માઇલ) આવી ત્યાંથી લખનૌ (૧૬૬ માઇલ) થઇ બાલામઉ (૪૪ માઇલ) જવાય છે. બાલામઉથી નીમસાર (નૈમીષારણ્ય) ૧૬ માઇલ થાય છે; સીધી નીમસાર અથવા બાલામઉ સુધીની ટીકીટ કઢાવાથી રસ્તામાં આવતાં કાશી, અયોધ્યામાં બબ્બે દિવસ રહેવાનો સમય મળે છે; સિવાય ભાડામાં ફાયદો થાય છે. નીમસારથી પાછા ફરતાં બાલામઉથી લખનૌ જવું ન હોય, તેમણે (૧૦૩ માઇલ બરેલી જવું, ત્યાંથી દીલ્હી, હરદ્વાર, કુરૂક્ષેત્ર વિગેરે જગ્યો નજીક પડે છે.

દૃશ્યો—એક દંતાથી આગળ ચાલતાં રસ્તામાં બેઉ તરફ ડાંગર અને જવનાં લીલા છમ ખેતરોમાં રાઈ અને સરસવનાં ખીલી નીકળેલાં પીળાં પુષ્પો, લીલા ચોકમાં પીળી ભાત પાડતાં સુંદર દેખાય છે. અહિંથી આગળ ચંદ્રગઢીની ચઢાઇ ચઢી રહેતાં ધવલગિરી, ગોસાંઇ થાન, અને ગૌરીશંકરનાં સ્ફટિક જેવાં ચળકતાં સર્વોપરી શિખરો કુદરતી સૌંદર્ય સાથે હિમાલયની ભવ્યતાનું સ્મરણ કરાવે છે. ત્યાંથી થોડું ચાલી કાઠમંડુમાં દાખલ થતાંજ તેના ત્રણ ત્રણ માળના કાષ્ટના મહેલો નેપાળની કારીગરી અને તેની સ્વતંત્રતા માટે હૃદયમાં ખરેખરો ભાવ પેદા કરે છે. જ્યારે પશુપતિનાથના મંદિર પાસે વાઘમતિનો ખળ ખળ કરતો પ્રવાહ તેના બેઉ કિનારે બાંધેલ પાકા ઘાટો સાથે ચિત્તનું આકર્ષણ કરે છે, ઠંડી મીઠી હવા અને પ્રાકૃત્તિક દ્રશ્યો માણસોના દુઃખી દિલને શાન્તિ આપે તેમાં નવાઇ શું !

---

# લીસ્ટ નં. ૧.

---

## રકસોલથી પશુપતિનાથ ૮૯ માઈલ.
### (આમલેકગંજ અને ભીમફેડી થઇને.)

**રકસોલ** બેંગાળ એન્ડ નોર્થ વેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન છે. અહિં બ્રિટિશ હદ પુરી થઇ નેપાળની હદ શરૂ થાય છે. શહેર મોટું છે, પોષ્ટ, ટેલીગ્રાફ, હોટલો, ધર્મશાળા, પોલીસ ચોકી, સ્કુલ, ડાકબંગલો, અને મોટી બજાર છે, તમામ સામાન મળે છે. કુલી. કંડી, ડાંડી, ઝાંપાન અને ઘોડા પશુપતિ નાથ માટે મળી શકે છે. અહિંથી ભીમફેડી સુધી મોટર અને બળદ ગાડી જાય છે. રકસોલથી આમલેકગંજ સુધી નેપાળ ગવર્નમેન્ટની એક નાની રેલ્વે છે. ભાડું રૂ. ૦-૧૨-૬ બેસે છે. રસ્તામાં વિરમનગંજ, પરમાણપુર, જીતપુર અને સેમરવાંસા આવે છે. પગ રસ્તે જવાથી પણ તે ગામો આવે છે. રકસોલથી ૩ા માઇલ ઉપર **વિરમનગંજ** આવે છે. રસ્તો સીધો છે. પગરસ્તે રકસોલથી તે દોઢ માઇલ થાય છે. શહેર મોટું છે. પોષ્ટ, ધર્મશાળા, પાણીના નળો, મોટીબજાર, અને મંદિરો છે. અહિંથી નેપાળના અધિકારી પાસેથી પાસપોર્ટ મેળવ્યા પછી આગળ જવાય છે. ડાકટરી તપાસ પણ અહિં કરવામાં આવે છે. કારણકે કોઇ ચેપી રોગ લઇને નેપાળમાં ન ફેલાવે તેની ખાત્રી અહિં કરી લેવામાં આવે છે; કુલી તથા વાહનો અહિં પણ મળે છે. એક રસ્તો અહિંથી ખોજરનાથ થઇ કૈલાસ માનસરોવર જાય છે. વિરમનગંજથી ૪ાા માઇલ ઉપર **પરમાણપુર** આવે છે. રસ્તો સીધો છે. રેલ્વે સ્ટેશનની પાસે એક ધર્મશાળા અને પાણીનો નળ છે. દુકાનો પાંચ અને હોજ છે. અહિંથી ૫ માઇલ ઉપર **જીતપુર** આવે છે. રસ્તો સીધો છે. જીતપુર નદીના પુલ પાસેજ ચટી છે. અહિં એક ધર્મશાળા, ત્રણ ચાર દુકાનો અને પાણીનો નળ છે. રસ્તામાં રામવન નામનું જંગલ આવે છે. તેમાં નારંગી બહુ થાય છે. ફળ ફુલનાં પણ કેટલાંક ઝાડો

છે. અહિંથી ૩ માઇલ ઉપર **સેમરવાંસા** આવે છે. રસ્તો સીધો છે. સ્ટેશન પાસેજ ચટી છે. અહિં આઠ દસ દુકાનો, એક ધર્મશાળા અને પાણીનો નળ છે. સેમરવાંસાથી ૮ માઇલ ઉપર **આમલેકગંજ** આવે છે. રસ્તો સીધો છે. રેલ્વેનુ આ છેલ્લું સ્ટેશન છે. અહિંથી ભીમટેડી સુધી મોટર લોરી તથા બળદ ગાડી ચાલે છે. મોટરભાડું એક માણસનું રૂા. ૩)થી ૫) લાગેછે. કુલી, કંડી, વાહન વિગેરે અહિં પણ મળે છે. અહિં દસબાર દુકાનો, પાણીનો નળ અને હોજ છે. સરકારી ધર્મશાળા પણ છે. અહિંથી ૬ માઇલ ઉપર **ચિડીયા** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે દુકાનો, પાણીનો નળ અને દેવીનું મંદિર છે. ભિકનાથોરીથી એક રસ્તો આવે છે. તે અહિં મળી જાય છે. ચિડીયાથી ૨ માઇલ ઉપર કુરૂ આવે છે. રસ્તો સીધો છે. રસ્તામાં નદીનો પુલ પાર કરવો પડે છે. તેની પાસે નેપાળ સરકારની ધર્મશાળા અને સદાવ્રત છે; તેમજ બેત્રણ દુકાનો અને પાણીનો નળ છે. અહિં-થી ૨ માઇલ ઉપર **હાથોડાચટી** આવેછે. રસ્તો સીધોછે. અહિં પાંચ છ દુકાનો ને પાણીનો નળછે. અહિંથી૨।। માઇલ ઉપર **સુપારીટાણ** આવેછે. રસ્તો સીધોછે. રસ્તામાં સામરીનદીનો પુલ પાર કરવો પડેછે. અહિં સાત આઠ દુકાનો અને પાણીનો નળ છે. વચમાં ભેંસાનદી ઉપરનો લોઢાનો પુલ પાર કરવો પડે છે. ચટીમાં પાંચ છ દુકાનો, પાણીનો નળ, અને હોજ છે. અહિંથી ૧૦ માઇલ ઉપર **ભીમફેડી** આવે છે. રસ્તો સીધો છે ભીમફેડી નદીના બેઉ કિનારે વહેંચાયેલ છે. ડાબે કિનારે ધર્મશાળા, સદાવ્રત અને દસપંદર દુકાનો છે. જમણે કિનારે પોલીસ ચોકી, હોસ્પીટલ, બે ત્રણ દુકાનો, અને કેટલાંક ઘરોની વસ્તી છે. વિરમનગંજથી લીધેલો પાસ અહિં આપી દઇ નવો પાસ મેળવવો પડે છે. ડાકટરી તપાસ અહીં પણ થાય છે. મોટર અને બળદ ગાડી અહિં સુધી આવી શકે છે. અહિંથી આગળ જવા માટે કુલી તથા વાહન મળી શકેછે. ચઢાઈ અહિંથી શરૂ થાય છે, એટલે યાત્રાળુએ, રાત્રી અહિં વિતાવી સવારે ચાલવું સલાહ ભરેલું છે. ભીમફેડીથી ૨ માઇલ ઉપર **શિશાગઢી** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. આ જગ્યાની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૬,૪૧૪ ફીટની છે. બહારથી

આવતા શત્રુને અટકાવવા માટે આ સ્થાન ઉપર એક કિલ્લામાં નેપાળ સરકારનું થોડું લશ્કર રહે છે. યાત્રીઓના પાસ અને સામાનની અહિં તપાસ થાય છે. કેફી ચીજ, કે હથીયાર કોઇ નેપાળમાં ન લઈ જાય તેની સાવધાની રાખવામાં આવે છે. યાત્રાળુઓની ગણત્રી, અને તેમાં પણ સ્ત્રી, પુરૂષોની સંખ્યા કેટલી છે, તેની નોંધ અહિં રાખવામાં આવે છે. અહિં એક ધર્મશાળા, સદાવ્રત, સાત આઠ દુકાનો, અને કુલી એજન્સી છે; તેમાં કુલીના નામ ઠામ ઠેકાણાની નોંધ થાય છે, અને તેના બદલામાં કુલી પાસેથી ચાર આના લેવામાં આવે છે. પાણીનો નળ છે પણ કોઇ કોઈ વખત તેમાં પાણી આવતું નથી. એટલે નેપાળ સરકાર તરફથી પાણીની પરબ પણ યાત્રા વખતે રહે છે. શિશાગઢીથી ૨ માઇલ ઉપર **મારકુ** આવે છે, રસ્તો સહેજ કઠણ ઉતરાઇનો છે. રસ્તામાં એક નદીનો પુલ પાર કરવો પડે છે. અહિં ધર્મશાળા, ત્રણ ચાર દુકાનો તથા પાણીની પરબ છે. અહિંથી ૧૦ માઇલ ઉપર **કુલીખાની** આવે છે. રસ્તો સીધો છે, પણ પત્થરવાળો અને ખરાબ છે. રસ્તામાં બે ત્રણ નાના નાળાંઓ પાર કરવાં પડે છે. આ ચટીમાં બે માળની એક ધર્મશાળા, સદાવ્રત, મંદિર, આઠ દસ દુકાનો અને પાણીનો નળ છે. અહિંથી ૧ માઇલ ઉપર **એકદંતા** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. અહિંથી બરફના પહાડો ઝાંખા ઝાંખા જોવામાં આવે છે. આ ચઢાઈ ગણેશજીની સુંઢના આકારની છે, તેથી તેનું નામ, એકદંતા રાખવામાં આવ્યું છે. અહિં પાણીનો નળ છે, પણ દુકાન નથી. અહિંથી ૨ માઇલ ઉપર **બુઢીમાયકાખોલા** આવે છે, રસ્તો સીધો છે. એકદંતાથી પગ કેડીને રસ્તે આ જગ્યા એક માઇલ થાય છે, પણ યાત્રાળુ સડકને રસ્તેજ ચાલે છે. રાઇ અને સરસવ તથા ડાંગર અને જવનાં ખેતરો રસ્તાની બેઉ તરફ આવે છે. અહિં એક દુકાન અને ઝરણાનું પાણી છે. અહિંથી ૬ માઇલ ઉપર **ચિતલાંગ** આવે છે. રસ્તો સાધારણ સીધો છે. અહિં કેટલાંક ઈંટનાં મકાન, બે માળની ધર્મશાળા, ચાર પાંચ દુકાનો અને પાણીનું ઝરણું છે. અહિંથી ચંદ્રગઢીની ચઢાઇ શરૂ થતી હોઇ યાત્રાળુઓ તે સવારે ચડે છે. અહિં બે નાનાં મંદિરો પણ છે. ચિતલાંગથી ૨॥ માઇલ

ઉપર **ચંદ્રગઢી** આવે છે. રસ્તો કઠણ ચઢાઇનો છે. આ જગ્યાની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૭,૪૯૯ ફીટની છે. અહિંથી ગોસાંઇથાન, ધવલગિરિ, અને ગૌરીશંકરનાં બરફથી છવાયેલાં શિખરો સ્પષ્ટ જોવામાં આવે છે. અહિંથી ૨ માઇલ ઉપર **થાનકોટ** આવે છે. રસ્તો સહેજ કઠણ ઉતરાઇનો છે. અહિં આઠ દસ દુકાનો, પાણીનો નળ, ધર્મશાળા અને શીરાપુરીનું સદાવ્રત છે. થાનકોટ ગામ મોટું છે. અહિંથી ૩ માઇલ ઉપર **લોકાલય** આવે છે. રસ્તો સીધો છે. રસ્તાની બેઉ તરફ લીલાં ખેતરો અને ફુલઝાડો સુશોભિત છે. અહિં બે ત્રણ દુકાનો તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઇલ ઉપર **કાઠમાંડુ** આવે છે. રસ્તો સીધો છે. પશુપતિનાથ જવાનો રસ્તો કાઠમાંડુની બજારમાં થઇને જાય છે. શહેરમાં દાખલ થતાં પહેલાં વિષ્ણુમતિ નદીનો પુલ પાર કરવો પડે છે. કાઠમાંડુ શહેર વિષ્ણુમતિ નદીને કિનારે વસેલ છે. તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૪,૫૦૦ ફીટની છે. નેપાળની રાજ્યધાની અત્યારે અહિં છે. બબે, ત્રણ ત્રણ માળનાં મકાનો અહિં ઘણાં છે. પાણીના નળો, ઇલેકટ્રીક લાઇટ, પોષ્ટ, ટેલીફોન, હાઇસ્કુલ, લાયબ્રેરી, કચેરી, હોસ્પીટલ, ધર્મશાળા, અને કેટલાંક મંદિરો છે. જોવા લાયક સ્થળોમાં ૧ ઇંદ્રિચોકબજાર, કલકત્તાના હેરીસન રોડ જેવી ભવ્ય અને વિશાળ છે. ૨ સિંધ દરવાજા, જે મહેલમાં પ્રધાન મંત્રી રહે છે. ૩ હનુમાનટાકા, ( આ રાજ્યમહેલ નેવરાજાતિના રાજાએ બંધાવેલ છે, તેના દરવાજા પાસે હનુમાનજીની મૂર્તિ છે. અત્યારે કોઇ આ મહેલમાં નથી રહેતું.) ૪ કોટ (રાજ્યમંત્રણાનું મકાન કે જ્યાં ઘણી વખત ભીષણ હત્યાકાંડ થઇ ચુક્યા છે.) ૫ સ્વયંભુનાથજીનું મંદિર (કાઠમંડુથી પશ્ચિમમાં એક માઇલ ઉપર બૌદ્ધ મંદિર ૨૫૦ ફીટની ઉંચાઇ ઉપર છે, જેને ૪૦૦ પગથીઆં છે. ) અને હાલ તે શિવમંદિર તરીકે ઓળખાય છે. ૬ રાણી પોખરી—પુષ્કરણી (શહેરના વાયવ્ય ખુણામાં મોટું તળાવ જેની અંદર એક મંદિર છે, અને તેમાં જવા માટે પુલ બાંધેલો છે. આ મંદિરની સામે એક પત્થરના હાથીઉપર રાણા પ્રતાપમલ્લ અને તેમનાં પત્નિની પત્થરની મૂર્તિઓ છે. ૭ ટેનીખેલ

કવાયતનું મેદાન જેમાં મહારાજા અને પ્રધાન મંત્રીઓનાં ત્રણ ચાર બાવલાં છે; અહિં હંમેશાં નેપાળી લશ્કરની કવાયત થાય છે. ૮ મત્સ્યેન્દ્ર નાથનું મંદિર ( મોટું મંદિર પાટણમાં છે, પણ નાનું મંદિર અહિંની બજારમાં છે. ) ૯ ટાવર મોટું ઘડીયાળ ચાર માળના મકાન ઉપર બજારમાંજ રાખવામાં આવેલ છે. ૧૦ વીર હૉસ્પીટાલ અને ૧૧ હાઇસ્કુલ વિગેરે છે. પાંચ સરકાર અને ત્રણ સરકારના મહેલો પાસે પાસેજ છે. નેપાળમાં લાકડાં ઉપરનું કોતર કામ બહુ સારૂં થાય છે. પોષ્ટ છે, પણ મનીઓડર લેવામાં આવતાં નથી. ઇન્સ્યોર્ડ આવે જાય છે, તેટલા ખાતર અહિંના વેપારીઓ ગવર્નમેન્ટની કરન્સી નોટ લેવી વધારે પસંદ કરે છે. તમામ પોષ્ટ નેપાળ રાજ્યની દેખરેખ નીચે આવે જાય છે. અહિં એક બ્રિટિશ ગવર્નમેન્ટનો એજન્ટ રહેછે, પરંતુ રાજ્યની કોઇબાબતમાં હસ્ત ક્ષેપ કરવાનો તેને અધિકાર નથી; તેમ નેપાળ સરકારના હુકમ વિના કયાંઇ જવા આવવાની છુટ નથી. અહિં કેટલાંક રૂદ્રાક્ષનાં વૃક્ષો છે. શિલાજીત, રૂદ્રાક્ષ, અને કસ્તુરી અહિં અસલી મળે છે, પણ યાત્રાના સમયમાં તેની કિંમત વધારે પડે છે. અહિંથી ૩ માઇલ ઉપર **પશુપતિનાથ** આવે છે. રસ્તો સીધો છે. વાઘમતિ નદીને પશ્ચિમ કિનારે પશુપતિનાથ જીનું મંદિર છે. ગામને દેવાપાટણના નામથી ઓળખવામાં આવે છે વાઘમતી નદી આ ગામની ત્રણ બાજુ ફરી વળેલ છે. ફકત ઉત્તરની બાજુ ખુલ્લી છે. નદીને બેઉ કિનારે પાકાં પગથીઆં વાળા ઘાટ બાંધેલ છે. નદીની અંદર પાણી વધારે નથી રહેતું, પણ ઉત્તર તરફથી આવતા પ્રવાહનું જોર થોડી ઉંચાઇ ઉપરથી નીચે પડતા ધોધના જેવું રહે છે. પશુપતિનાથજીનું મંદિર લગભગ પચાસ ફીટ ઉંચું ચોખુણ બંગલાના આકારનું ત્રણ માળનું છે. ઉપરની છતો ત્રાંબા, પિત્તળનાં પત્રાંથી મઢી સોનાના ગિલેટથી રસેલ છે. ઉપરમાં સોનાનો મોટો કળશ છે. દરેક છતની ચારે પાંખો ઉપર પિત્તળની નાની નાની ટોકરીઓ બાંધેલ છે. સહેજ પવન ચાલતાં પણ તેનો ટણણ, ટણણ કરતો મધુર અવાજ કર્ણ પ્રીય લાગે છે. મંદિરની ચારે તરફ ફરતો ચે.ક છો ચોકમાં પણ નાનાં શિવ મંદિરો, નંદી અને હનુમનજીની

મૂર્તિઓ છે. તેના ફરતી બબ્બે, ત્રણ ત્રણ માળની ધર્મશાળાઓ છે. આ ધર્મશાળાઓમાં પણ શિવ મંદિરો છે. ચોકની ફરતા ચાર દરવાજા છે. તેમાં દક્ષિણ દરવાજેથી દાખલ થઇ પશ્ચિમ દરવાજે બહાર નિકળાય છે. દરવાજામાં દાખલ થતાંજ ચોકની અંદર બે લાકડાંની વચ્ચે ટાંગેલો પિત્તળનો મોટો ઘંટ નજરે પડે છે. ત્યાંથી આગળ ચાલી મંદિરનાં પગથીઆં ચડતાં પરિક્રમામાં ઉભા રહેવાય છે, અને અહિંથીજ શ્રી પશુપતિનાથજીનાં દર્શન થાય છે. મંદિરને ચાર દરવાજા છે, અને તે ચારેનાં કમાડો ચાંદી તથા સોનાના પત્રાંથી મઢેલ છે. અંદર જવાનો અધિકાર પૂજારીઓ સિવાય બીજા કોઇને નથી. મંદિરની વચ્ચે એક કુંડીની અંદર શ્રી પશુપતિનાથજીની ચતુર્મુખી મૂર્તિ છે. દરેક મુખની પૂજા એક એક પૂજારી કરે છે. મુખાર્વિંદ ઉપર સોનાનો મુગટ, અને તે ઉપર સોનાનું છત્ર છે. ચાર છત્રોની ઉપર એક મોટું સોનાનું છત્ર છે. મૂર્તિ લગભગ ત્રણ ફૂટ ઉંચી છે. પશુપતિનાથજીને ચડાવાસારૂ કેટલાક માણસો ગંગોત્રીથી, કેટલાક હરદ્વારથી, અને કેટલાક વારાહતીર્થ—સોરોથી ગંગાજળ લાવે છે, અને કેટલાક માણસો વાઘમતી નદીનું જળ લાવી ચડાવે છે. પત્ર, પુષ્પ, જળ વિગેરે દરેક વસ્તુ પૂજારીને આપવાથી તે મૂર્તિ ઉપર ચડાવે છે; પરંતુ યાત્રીઓ વધારે હોય, અને પૂજારી તમામને સંતોષી ન શકે, એટલે કેટલાક બહારથીજ બીલી પત્ર, પુષ્પ, અને જળથી ભરેલી કાચની કુંપીઓ છુટે હાથે પશુપતિનાથજી ઉપર ચડાવે (ફેંકે) છે. લગભગ આખી મૂર્તિ મહાશિવરાત્રીએ પત્ર અને પુષ્પોથી ઢંકાઇ જાય છે. ઉપર બતાવ્યા પ્રમાણે પહેલાં દક્ષિણ દરવાજેથી દર્શન કરી અનુક્રમે પૂર્વ, ઉત્તર, અને પશ્ચિમ ને દરવાજે દર્શન થાય છે. પશ્ચિમ દરવાજે પરિક્રમામાં પિત્તળનો એક મોટો નંદી મૂર્તિની બરાબર સામે છે. દરેક મૂર્તિનો આકાર એક સરખોજ છે. અને તેનું કારણ મુખાર્વિંદો જુદાં જુદાં છે. પણ મૂર્તિ લિંગરૂપમાં એકજ છે. શિવચતુર્દર્શીને દિવસે અહિં મોટો મેળો ભરાય છે, તે વખતે તેની શોભા અદ્વિતિય બને છે. ચારે તરફ ઘીના દીવાઓ ઝળહળી રહે છે.* દેશ દેશની ભજન મંડળીઓ પોત પોતાની ભાષામાં

---

* કહેવાય છે, કે આ દિવસે એક સોમણ ઘી દીવાઓ બાળવામાં ખરચ થાય છે.

વાજીંત્રો સાથે આખી રાત ભજન કર્યાં કરે છે. ક્યાંઇક ધૂણીઓ ધખે છે. તો ક્યાંઈક મહામહિનાની ટાઢમાં ઉઘાડે શરીરે બેસી માણસો ધ્યાન કરે છે, ક્યાંઇક હારમોનીયમ અને તબલાં સાથે ગાયનોના તીણા સૂર નીકળે છે, તો ક્યાંઇક મહિમ્નના પાઠ કરતા માણસો બેઠા હોય છે, મતલબ શિવચતુર્દશીને દિવસે, અને રાત્રે જ્યાં જુઓ ત્યાં આનંદ આનંદ, ને આનંદજ વર્તાઈ રહેલો હોય છે. શિવરાત્રીને બીજે દિવસે નેપાળ રાજ્ય તરફથી ગરીબ અને સાધુ બ્રાહ્મણોને શીરા પુરીનું ભોજન અને એક એક નેપાળી રૂપીઓ દક્ષિણા મળે છે. યાત્રીઓ વધારેમાં વધારે શિવચતુર્દશી પછી, ચારથી છ દિવસ સુધી અહિં રહીને ભુવનેશ્વરી, અંશુતેશ્વર, અને દત્તસ્થાન આદિનાં દર્શનો કરી આવે છે. મુક્તીનાથ અને દામોદરકુંડ—નીલકંઠહૃદ અહિંથી ૧૦૦ માઇલ દૂર છે. ગંડકી નદી ત્યાંથી નીકળે છે, જેમાં શાલિગ્રામ બહુ મળે છે. પણ આ રસ્તો વિકટ અને જેઠ માસથી ભાદરવા સુધીજ ખુલ્લો થતો હોઇ કોઇકજ યાત્રાળુ ત્યાં જાય છે. કહેવાયછેકે મહાદેવજીએ હળાહળ ઝેરનું પાન તે જગ્યા એ કરેલ હતું. અને ઝેરની ગરમી ન સહન થતાં તે સરોવર ( દામોદર કુંડ ) માં પડેલ ત્યારથી તેનું નામ નિલકંઠ હૃદ પડેલ છે. પશુપતિનાથના મંદિરથી ઉત્તરમાં એક માઇલ ઉપર **ભુવનેશ્વરી માતા**નું મંદિર છે. દેવીની મૂર્તિ કુંડીના રૂપમાં છે, એટલે તેનું નામ ગુહ્યેશ્વરી પણ કહેવાય છે. કલકત્તાની કાળી માતાને જેમ બકરાંનો ભોગ ધરાય છે તેમ અહિંપણ બકરાંનો ભોગ હજુ સુધી ધરાય છે, તેનું કારણ નેપાળી માણસો માંસાહારી હોઇ બીજી ચીજના કરતાં બકરાની માનતા વધારે માને છે. લોકોનીશ્રદ્ધા પણ દેવી ઉપર ઘણી છે. અહિંથી થોડે દૂર **અંશુતેશ્વર** તથા **ગોકર્ણનાથનાં** મંદિરો છે, તેની પાસે ભૈરવનાથનું મંદિર છે. અહીંથી અડધા માઇલ ઉપર બૌધનાથનું મંદિર સ્તુપના આકારમાં છે. પશુપતિનાથથી અહિં આવતાં રસ્તામાં વાઘમતી નદીનો પુલપાર કરવો પડે છે. રસ્તાની બેઉ બાજુ કેટલાંક શિવમંદિરો અને વૃક્ષોની હારમાળા છે. આ જગ્યાને ત્યાંના માણસો મૃગસ્થળી કહે છે. અહિં મૃગના શિકાર માટે

એક મોટું જંગલ બનાવેલ છે, એટલે તેનો શિકાર ખેલવાની જગ્યાને મૃગ સ્થળ કહે છે. ગુહ્યેશ્વરી માતાનું મંદિર વાઘમતી નદીને પૂર્વ કિનારે છે. બૌધનાથનાં દર્શન કરવાને કોઇકજ જાય છે. અને તેમાં પણ નેપાળના માણસો તો તેને બહુજ હલકી નજરથી જુએ છે. એક વખત બૌદ્ધ ધર્મની ઉન્નતિનું મુખ્ય સ્થાન નેપાળ હતું. જ્યારે એક વખત તે છે, કે બૌદ્ધ ધર્મની અવનતિ બીજી જગ્યા કરતાં નેપાળમાં વધારે છે.

પશુપતિનાથથી છ માઇલ ઉપર **ભાતગાંવ** છે. આગળના વખતમાં નેપાળની રાજ્યધાની અહિં હતી. રસ્તામાં બે ત્રણ નાનાં ગામો અને કેટલાંક પાણીનાં ઝરણાંઓ આવે છે. ગામનો આકાર શંખના જેવો છે. તેની દક્ષિણ અને પૂર્વમાં હનુમાનવતી નદી વહે છે. પશ્ચિમ અને ઉતરમાં કંસાવતી નદી વહે છે. ગામની વચમાં આગળના વખતનો રાજ્ય મહેલ છે, તેની પાસે દત્રાત્રેય ભગવાનનું મંદિર છે. મંદિરમાં મૂર્તિ એક મુખવાળી છે, પણ તેને દતાત્રેયના નામથી ઓળખવામાં આવે છે. ત્યાંના માણસો તેને મૂળ અવતાર તરીકે જણાવે છે. અહિં પાંચ પાંડવોની પણ મૂર્તિઓ છે તેમાં ભીમસેમની મૂર્તિ પ્રચંડ છે. ગરૂડજી અને કાળી માતાની મૂર્તિઓ મંદિરના ચોકમાં છે. અહિં દર્શન કરી પાછું પશુપતિનાથ આવવું પડે છે. અને ત્યાંથી કાઠમંડુ થઇ પાછા રકસોલ જવાય છે. રકસોલથી પશુપતિનાથ કુલ ૮૯ માઇલ થાય છે. તેમાં રસ્તો પા૫ માઇલ ચઢાઇ ૪ માઇલ ઉતરાઇ અને ૭૯ાા માઇલ સીધો આવે છે.



# પ્રકરણુ ૩ જું.

## શ્રી અમરનાથની યાત્રા સંબંધે થોડી આલોચના અને સૂચના.

**ભૌગોલિક અને રાજકીય:**—અમરનાથનું પવિત્ર સ્થળ કાશ્મીરમાં આવેલ છે. કાશ્મીર હિંદુસ્તાનના ઉત્તર ભાગમાં આવેલું બીજા નંબરનું હિંદુ રાજ્ય છે. તેની ઉત્તરે યારકંદ અને પામીર, દક્ષિણે પંજાબ, પૂર્વે ચીનાઇ તિબેટ અને પશ્ચિમે ફ્રાઉન્ટીયર છે. કાશ્મીરની લંબાઈ ૪૦૦) અને પહોળાઇ ૩૦૦) માઇલની છે ક્ષેત્રફળ ૮૨,૨૫૮ ચોરસમાઇલ છે. તેની અંદર ૫૭,૮૪૯ મોટાં અને ૫,૪૧,૪૩૮ નાનાં ગામો છે. ઇ. સ. ૧૯૨૧ નીસાલની વસ્તી ગણત્રી પ્રમાણે કાશ્મીરની વસ્તી ૩૩,૨૦,૫૧૮ માણસોની હતી તેમાં ૧૭,૫૭,૧૨૨ પુરૂષો, અને ૧૫,૬૩,૩૯૬ સ્ત્રીઓ હતી. જાતિના પ્રમાણમાં ૬,૭૯,૫૧૦ બ્રાહ્મણ, ૨૩,૧૧૬ હિંદુ, ૧૫ બ્રહ્મ, ૩૯,૫૦૭ શીખ, ૫૨૯ જૈન, ૪૭,૬૮૫ બૌધ, ૭ ઝોરાસ્ત્રીયન ( પારસી ) ૨૫,૪૮,૫૧૪ મુસલમાન ૧૬૩૪ ખ્રીસ્તી અને એક બીજી કોમના માણસો હતાં કાશ્મીર ચાર વિભાગમાં વહેંચાયેલ છે. ૧ જમ્મુ, ૨ કાશ્મીર, ૩ લીટલતિબેટ, ૪ ગિલગિટ. રાજ્યધાનીના શહેરો બે છે ૧ શ્રીનગર, ૨ જમ્મુ, ગરમીની ઋતુમાં કાશ્મીર મહારાજા હીઝ હાઇનેસ સર હરિસિંહજી સાહેબ શ્રીનગરમાં અને ઠંડીની ઋતુમાં જમ્મુની અંદર રહે છે.

**પેદાશ અને વ્યાપાર**—કાશ્મીરમાં મુખ્ય પેદાશ ફળની છે. તેમાંપણ લીલી દ્રાક્ષ, નાસપતિ, બદામ, અખરોટ, દાડમ અને પીચ બહુ થાય છે. લાકડાં, ઉન, રેશમ, કેસર અને કસ્તુરીની પેદાશપણ સારી છે. અનાજ દેશને પુરતું થાય છે. રેશમ અને ઉનનાં અહિં ઘણાં કારખાનાં છે. કાશ્મીરનું ભરતકામ, સાલ દુશાલા અને ગલીચા પ્રખ્યાત છે. કાશ્મીરમાં લાકડાના બક્ષાની પેટીઓ અને સોનાચાંદીના વાસણો ઉપર કારીગરીનું કામ બહુજ સુંદર થાય છે, દર વર્ષે કાશ્મી-

રમાંથી રેશમ અને ઊનનાં વસ્ત્રો, કેસર, કસ્તુરી અને ફળ તથા લાકડાં લાખો રૂપીઆની કિંમતનાં બહાર જાય છે.

**ભાષા અને રીત રિવાજ**—કાશ્મીરમાં વધારે પ્રમાણમાં કાશ્મીરીભાષા બોલવામાં આવે છે. જે ફારસી અને સંસ્કૃતની મેળવણીથી બનેલી છે લખવાનું હિંદી અને ઉર્દુ અક્ષરોમાં થાય છે. હિંદી ભાષા બધા જાણે છે. પહેરવેશ હિંદુ અને મુસલમાનનો લગભગ એક સરખો છે પણ હિંદુઓમાં કેટલાક પાયજામાને બદલે ધોતીયું અને ટોપીને બદલે ધોળી પાઘડી પહેરે છે. તે સિવાય કપાળમાં કેસરનું તિલક કરે છે. સ્ત્રીઓ પણ માથે પાઘડી જેવી લાલ ટોપી અને પગમાં જોડા પહેરે છે. વસ્ત્ર પહેરીને સ્નાન કરવાનો રિવાજ બહુ ઓછો છે. ગંદકીથી તેઓ ટેવાઇ ગયેલા હોય છે એટલે ગલીઓમાં જ્યાં જુઓ ત્યાં કચરો અને મેલું પડેલ જોવામાં આવે છે. સ્નાન કોઈ કોઇ દિવસજ કરે છે. ખોરાકમાં દાળ, ભાત અને શાક વિશેષ ખાય છે. માંસ માછલીનો ઉપયોગ પણ છુટથી થાય છે. કાશ્મીરના માણસો દેખાવમાં ખૂબસુરત, તંદુરસ્ત અને સ્વભાવે માયાળુ હોય છે.

**જવાનો સમય**—કાશ્મીરમાં જવા માટેનો સમય વૈશાખથી ભાદરવા મહિના સુધીનો ઠીક છે, પણ જેને અમરનાથની યાત્રાએજ જવું હોય, તેને શ્રાવણ સુદી ૧ પહેલાં ઘેરથી નીકળી જવું જોઇએ; કારણ કે અમરનાથ જવાવાળા યાત્રીઓનો સંઘ શ્રાવણ સુદી ૫ થી ૮ સુધીમાં શ્રીનગરથી નીકળી અનંતનાગ આવે છે, અને ત્યાંથી શ્રાવણ સુદી ૧૧ ને દિવસે રવાના થાય છે. જમ્મુ તરફથી અમરનાથ જવા નીકળેલ યાત્રીઓ અનંતનાગથી આ સંઘમાં ભળી જાય છે.

અમરનાથ જવાનો રસ્તો જો કે અષાઢથી ભાદરવા મહિના સુધી ખુલ્લો રહે છે, પણ શ્રાવણ સુદી ૧૫ નો સમય યાત્રા માટે નિશ્ચીત થયેલ હોઈ યાત્રાળુ તે વખતે જ આવે છે. કારણકે તે ટાઇમે કાશ્મીર રાજ્યનાં કેટલાંક માણસો યાત્રાળુ સાથે રક્ષણ ખાતર અમર નાથ જાય છે. સિવાય રાજ્ય તરફથી તે વખતે સાધુ અને ગરીબોને

સદાવ્રત આપવામાં આવે છે; એટલુંજ નહિં, પણ રસ્તામાં થાક્યાં પાક્યાંને વાહનનો બંદોબસ્ત કરી આપવામાં આવે છે, જો ઉપરના સમય વિના કોઈ અમરનાથ જવા ઇચ્છે, તો તેને પાસ લેવો પડે છે. તેમજ તંબુ, ખોરાકી, અને ભોમીઓ સાથે રાખવાં પડે છે, ઉપરાંત વાહન મેળવવામાં મુશ્કેલી પડે છે; જ્યારે યાત્રાના સમયમાં પાસ લેવાની જરૂર પડતી નથી વાહન સહેલાઈથી મળી જાય છે, અને કેટલીક દુકાનો સાથે આવે છે એટલે તંબુ તથા ખોરાકીનો બોજ સાથે લેવાની જરૂર ભાગ્યેજ પડે છે.

**રસ્તાઓ અને વાહનો**—કાશ્મીરમાં જવા માટે મુખ્ય પાંચ રસ્તાઓ છે ૧ રાવલપીંડીથી, ૨ ઝેલમથી, ૩ ગુજરાતથી, ૪ એબટાબાદથી અને ૫ જમ્મુથી; તેમાં પહેલો રસ્તો સહુથી સારો છે. અને તે ઇ. સ. ૧૮૯૦ માં તૈયાર થયેલ છે. બીજો અને ત્રીજો રસ્તો ખરાબ છે, કારણ કે તે રસ્તામાં નદી, નાળાં અને ચઢાઇ ઉતરાઇ વધારે આવે છે, ચોથો રસ્તો કાંઇક ઠીક છે, અને પાંચમો તેથી સારો છે.

રાવલપીંડીને રસ્તે શ્રીનગર જતાં એકા, ટાંગા, મોટર અને લોરી (જેમાં દસથી વધારે પેસેન્જરો બેસી શકતાં હોય તેવી મોટી મોટર) મળી શકે છે. ભાડું એક પેસેન્જરનું એકા (લોઢાના પાટાવાળાનું રૂ· ૫ થી ૭) ટાંગાનું (રબ્બરના પાટાવાળાનું રૂ ૮ થી ૧૦ મોટરનું રૂ. ૨૫) થી ૫૦) અને લોરીનું રૂ. ૧૦) થી ૧૫) રહે છે. મોટરમાં ચાર, લોરીમાં દશથી ચાળીશ, ટાંગામાં ત્રણ અને એકામાં ત્રણ બેઠક હોય છે. પેસેન્જર સાથે ૨૦ શેરથી વધારે સામાન હોય તો મોટર લોરીવાળા એક મણના રૂ, ૫) થી ૬) નાહિસાબે લગેજ ચાર્જ લઇ લે છે, પણ આવો સામાન વધારે હોય, તો બળદ ગાડીમાં રાવલ પીંડીથી શ્રીનગર મોકલી શકાય છે. બળદ ગાડીનું ભાડું સામાનના પ્રમાણમાં, અને ગાડીઓના વધારા ઘટારા ઉપર રહે છે. રાવલ પીંડીથી બળદગાદી ૧૦ થી ૧૫ દિવસે, એકા પાંચ દિવસે, ટાંગા ત્રણ દિવસે, લોરી અને નાની મોટર એક દિવસે શ્રીનગર પહોંચે છે. ટાંગા અને એકાના ઘોડાઓ દર પાંચ કે છ માઇલે બદ-

થાય છે. રસ્તામાં બે જગ્યાએ ટોલટેક્સ ચુકવવો પડે છે પણ તે પેસેન્જરે આપવો પડતો નથી. કસ્ટમ હાઉસ પણ રસ્તામાંજ આવે છે. વગર વપરાશની ચીજો લીધી હોય તો તેનું કસ્ટમ (દાણ) ત્યાં ચુકાવવું પડે છે. રાવલપીંડીથી કુલી, ઘોડા, અને ખચ્ચર પણ મળી શકે છે. કુલીની મજુરી દરેક પડાવના ( એક દિવસમાં જે જગ્યાએ પહોંચી રાત રહેવામાં આવે તેટલાના ) રૂા. ૦ાા થી ૦ાા= છે. કુલી બંગાળી વજનનો ૨૫ શેર સુધી સામાન ઉપાડે છે. ઘોડાં ખચ્ચર સમય પ્રમાણે ભાડું આપવાથી મળે છે. મોટર તથા લોરીનાએજન્ટો મેસર્સ રાધાકીશન એન્ડ સન્સ; અમરનાથ એન્ડ કું. રોયલ મોટર સર્વીસ, એક્સપ્રેસ મોટર સર્વીસ કુંપની વિગેરે રાવલપીંડીમાં રહે છે. લગભગ પચાસ સાઠ મોટરો આ રસ્તે ચાલે છે તેમાં કેટલીક મરી, શ્રીનગર,અને કેટલીક ટાંગામાર્ગ જાય છે કે જ્યાંથી ગુલમર્ગ ફક્ત ચાર માઇલ થાય છે. શ્રીનગરથી અનંતનાગ, વેરીનાગ, ટાંગામર્ગ વિગેરે જગ્યોએ જવા માટે એકા, મોટર, લોરી, ઘોડા અને કુલી મળી શકે છે, પરંતુ શ્રીનગરથી વધારે પ્રમાણમાં હાઉસબોટ દ્વારાજ મુસાફરી થાય છે.

**યાત્રાના માઇલ અને લાગતો સમય:–**

૧ રાવલપીંડીથી શ્રીનગર અને અનંતનાગ થઇ અમરનાથ જતાં, અને તેજ રસ્તે પાછા આવતાં ૫૭૪ માઇલ થાય છે, અને સમય ૧૫ થી ૨૫ દિવસનો લાગે છે.

૨ રાવલપીંડીથી શ્રીનગર અને અનંતનાગ થઇ અમરનાથ જતાં, તેમજ પાછા જમ્મુ તરફ આવતાં ૩૬૩ાા માઇલ થાય છે અને સમય માસ ૦ાા થી ૧ નો લાગે છે.

**સામાન:**—અમરનાથની યાત્રાએ જવામાં બે જોડ ગરમ કપડાં બે ગરમ પણ હલકી કંબળો, એક સેતરંજી, પાતળી ગોદડી અથવા જાડી કંબળ, બાંડીસ, મોજાં, જોડા, લોઢાના ફળાવાળી લાકડી, લોટો, તપેલી, થાળી, વાટકો, પ્યાલો, અને છત્રી તથા બની શકે તો ચસમાં, છુપો કેમેરા, ઘડીયાળ; દુરબીન, ઇલેકટ્રીક બેટરી આઇ-મસ અને પીન લઈ લેવાં. બાકીની ચીજો શ્રીનગરમાંથી અથવા અનંતનાગમાંથી લેવી; કારણ કે ઘેરથી જો વધારે સામાન બાંધી

લાવવામાં આવે તો, લગેજ ખર્ચ નકામું વધી પડે છે, જ્યારે કે શ્રીનગરમાં લગભગ તમામ ચીજો સારી અને સસ્તી મળે છે.

**રસ્તામાં સગવડ અને અગવડ**—રસ્તામાં ડાકબંગલા, ઠેક ઠેકાણે આવે છે. અને તેમાં ઉતરવાનું ભાડું એક દિવસના ચારથી આઠ આના આપવું પડે છે. અમરનાથની યાત્રાએ ન જતાં ફક્ત કાશ્મીરની સહેલ કરવા જનારે જેટલો વખત કાશ્મીરમાં રહેવું પડે તેટલા વખત માટે હાઉસબોટ (ઘર કરીને રહેવાની પાણીમાં તરતી હોડી.) ભાડે કરી લેવી. હાઉસબોટનું ભાડું તેની મોટાઇના પ્રમાણમાં ૧૫) થી ૪૫) રૂા. એક માસના લાગે છે. શિકારાબોટ (જેમાં બેસીને હવા ખાવા જઇ શકાય છે તેવી ખુલ્લી હોડી.) નું ભાડું ૫) થી ૮) રૂા. એક માસના લાગે છે. હોડી ચલાવનાર કુલીઓની મજુરી ચારથી આઠ આના દરરોજના આપવા પડે છે. ખોરાકીના સામાનમાં રૂ. ૧) ના ચોખા ત્રણથી ચારશેર, ઘઉં આઠથી દશ શેર, લોટ છ થી સાત શેર, દાળ ચારથી પાંચશેર, માંખણ દોઢ પાશેરથી અડધો શેર. ઘી અડધો શેર, ખાંડ બે થી અઢીશેર મળે છે. આ બધો તોલ બંગાળી છે.

શ્રીનગરથી અનંતનાગ સુધીનું યાત્રાના વખતમાં મોટર ભાડું રૂા. ૩) થી ૪) અને લોરીનું ૧) થી ૧II રહે છે અનંતનાગથી અમરનાથ જઇ આવવા માટે ડાંડીનું ભાડું ડાંડી અને કુલી સાથે રૂા. ૪૦) થી ૬૦) લાગે છે બોજો ઉપાડનાર કુલીના રૂા. ૮) થી ૧૨) પડે છે, અને ઘોડાં ખચ્ચર રૂા. ૧૮) થી ૨૫) સુધીમાં મળી શકે છે, જેના ઉપર બેસી અમરનાથની યાત્રા કરી શકાય છે.

અમરનાથના રસ્તામાં લગભગ ૨૯ માઇલનો રસ્તો ચઢાઇ ઉતરાઇવાળો આવે છે, બાકીનો સારો છે રસ્તામાં કેટલીક જગ્યાએ બરફ ઉપર ચાલવું પડે છે. તેમ દસહજાર ફીટથી વધારે ઉંચાઇપર ચાલવાનું હોઇ, પાતળી હવાથી શ્વાસ રૂંધાય છે, એટલે તેવે વખતે હીંગ, કાળાં મરી, સાકર અને ખટાઇનો ઉપયોગ કરવાથી અડચણ નથી આવતી. સિવાય ઘણા માણસોનો સંગાથ હોઇ એક બીજા-

ઓની મદદ પણ મળી જાય છે. ચાલવાને અશક્ત હોય તેમણે રસ્તા માંથી વાહન કરી લેવું જોઇએ.

**સૂચના**—શ્રીનગરથી અમરનાથ જતાં રસ્તામાં ૨૧ તીર્થો આવે છે, તે નીચે મુજબ છે [ પુરાણોમાં આપેલી થોડી વીગત પણ લખી છે. ]

**૧ વિતસ્તા**—અહિં કશ્યપ મુનીનો આશ્રમ હતો. અહિં એક કુંડ છે, તેમાં સ્નાન કરવામાં આવે છે [ આ સ્થાન રામમુન્શીબાગ પાસે શ્રીનગરથી એક માઇલ ઉપર છે.]

૨ **પાંદ્રતન**—પાર્વતીજી એકવાર મહાદેવજીથી રીસાઇને ચાલ્યાં આવેલ તેમની પાછળ મહાદેવજી શોધ કરવા આવતાં, તેમણે સતીનાં પગલાં અહિં જોયેલ તે વખતથી તેનું નામ પદસ્થાન પડેલું છે. ત્યાર પછી અપભ્રંશ થઇ પાંદ્રતન બોલાય છે. ( આ સ્થાન શ્રીનગરથી ત્રણ માઇલ ઉપર છે. ) અહિં સ્નાન અને દર્શન થાય છે.

૩ **પામ્પુર**—અહિં પણ સ્નાન દર્શન થાય છે. ( આ સ્થાન શ્રીનગરથી ૮ માઇલ ઉપર છે. )

૪ **અવંતીપુર**—અહિં પણ સ્નાન અને દર્શન થાય છે. ( આ જગ્યા શ્રીનગરથી ૧૮ માઇલ ઉપર છે. )

૫ **જો સુરૂ**—અહિં દર્શન થાય છે. ( આ જગ્યા શ્રીનગરથી ૩૦ માઇલ ઉપર છે. )

૬ **બાગહમ**—૭ **ઉત્સ** ૮ **હસ્તિ કુનર્ગમ** ૯ **ચક્ધર** ૧૦ **દેવકી સ્થાન** ૧૧ **વિજયેશ્વર** ૧૨ **હરિશ્ચન્દ્રરાજ** ૧૩ **તેજોવર** ૧૪ **સૌરગૌબ્હર** ( આ સ્થળો બીજબીહારા, અનંતનાગ અને માર્તંડમાં તથા તેની આજુબાજુમાં છે. )

૧૫ **સુકરગામ** ૧૬ **અક્રુર** ૧૭ **સલર** ૧૮ **ગણેશબલ** ૧૯ **નિલગંગા** ૨૦ **થાણેશ્વર** ( આ સ્થાનો માર્તંડથી ચાલતાં શેશાનાગ સુધીમાં આવી જાય છે. )

૨૧ **પંચીતરણી**—આ સ્થાન શ્રીનગરથી ૮૫ માઇલ અથવા અમરનાથ પહોંચતાં પહેલાં પાંચ માઇલ ઉપર છે. અહિં યાત્રીઓ પડાવ નાંખે છે, અને સ્નાન દાન કરે છે. પાંચ નદીનો સંગમ હોઇ આ સ્થાનનું નામ પંચીતરણી પડેલ છે. )

રાજ્ય તરફથી શ્રાવણ સુદ ૫ ની લગભગમાં સારા મહુર્તે અમરનાથનો ધ્વજ ( અમરનાથની યાત્રામાં રાજ્યનું નિશાન સાથે લઈ જવામાં આવે છે તે. ) શ્રીનગરમાં રોપાય છે; અને તેની વિધિવત્ પૂજા થાય છે. તેમ થવાથી યાત્રાળુઓ એકઠા થાય છે. શ્રીનગરથી અમરનાથ સુધીમાં ૯ મુકામો કરવામાં આવે છે. ૧ લો મુકામ પામ્પુર, ૨ જો અવંતીપુર, ૩ જો બીજ બીહારા, ૪ અનંતનાગ, ૫ માર્તંડ, ૬ ઇસ્મકામ, ૭ ગણેશબળ, ૮ ચંદનબાડી અથવા શીશાનાગ, ૯ પંચીતરણી થાય છે. ઇસમકામકે પહેલગામ સુધી યાત્રાળુઓ ઝંડાની આગળ અથવા પાછળ ચાલી શકે છે, પણ ત્યાંથી ઝંડાની પાછળજ ચાલવું પડે છે. પંચીતરણી મુકામ હોય તેના બીજે દિવસે સવારે ચાર વાગ્યે ઉઠી અમરનાથ જઈ સ્નાન દર્શન કરી સાંજ સુધીમાં પંચીતરણી પાછા વળી આવવું પડે છે બીજે દિવસે પંચીતરણીથી રવાના થઇ અનંતનાગ આવ્યા પછી યાત્રાળુઓ ઇચ્છા મુજબ શ્રીનગર અથવા જમ્મુ જાય છે, જેઓ જમ્મુથી આવ્યા હોય તેઓને શ્રીનગર થઇ રાવલપીંડી તરફ અને જેઓ રાવલપીંડીથી શ્રીનગર થઇને આવ્યા હોય તેમણે જમ્મુ તરફ જવું યોગ્ય છે.

અમરનાથના રસ્તામાં કુલી, ખચ્ચર, અને ઘોડા તથા ડાંડી પહેલગામ સુધી મળી શકે છે, તેથી આગળ નથી મળતાં.

**પ્રાકૃત્તિક સૌંદર્યઃ—**

કાશ્મીરને કવિઓએ ભૂસ્વર્ગની ઉપમા આપી છે, તે ઠીકજ છે; કારણ કે જ્યાં જુઓ ત્યાં કુદરતી સૌંદર્યથી તે ભરપુર છે. ફળ–ફુલનાં ઝાડો વધારે થાય છે. નદી અને નહેરોનો તોટો નથી. જળમાર્ગે અને સ્થળ માર્ગે જ્યાં જવું હોય ત્યાં જઇ શકાય છે. ફુલોની તો કાશ્મીરમાં એટલી બહાર છે કે જ્યાં નજર કરો ત્યાં બગીચા દ્રષ્ટિએ પડે છે, તે એટલે સુધી કે પાણીમાં (નદીમાં) તરતી નૌકાઓ ઉપર ફુલોના છોડ ઉગેલા હોય છે. હરીયાળી ભૂમિ, ફુલોના બગીચા, અને લીલાં ઝાડો કોને પસંદ ન હોય ?



# લીસ્ટ નં. ૧.

## રાવલપીંડીથી શ્રીનગર થઇને અમરનાથ ૨૮૭ માઇલ.

---

**રાવલપીંડી**—નોર્થ વેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન, રાવલપીંડી જીલ્લાનું મુખ્ય સ્થાન, અને લશ્કરી છાવણીનું કેન્ટોનમેન્ટ છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, સ્કુલ, મોટી બજાર, પાણીના નળો, ઇલેક્ટ્રીક લાઇટ, ટેલીફોન, ડાક બંગલો, ધર્મશાળા, મંદિર વિગેરે છે. સ્ટેશનથી ગામ લગભગ પોણો માઇલ દૂર છે. અહિંથી શ્રીનગર જવા માટે મોટર, લોરી, એકા, ટાંગા વિગેરે વાહન મળે છે. ઘણા માણસો હવા ખાવા માટે ફક્ત મરીહીલ સુધી જાય છે, તેઓને આવવા જવાની ટિકીટ, મોટર તથા લોરીની પંદર દિવસ સુધીની મળે છે. શ્રીનગરની ટિકીટ બે માસ સુધીની આવવા જવાની મળી શકે છે. રાવળપીંડીથી આગ્રા ૫૯૯, અલ્લાહાબાદ ૮૬૪, અંબાલા ૩૬૭, અમૃતસર ૨૧૨, મુંબાઈ ૧૩૪૨, કાનપુર ૭૪૮, દીલ્લી ૪૭૭, ગુજરાનવાળા ૧૩૭, હરદ્વાર ૪૬૭, કલકત્તા ૧૩૫૫, જમ્મુ ૧૭૦, ઝેલમ ૭૭, જલંધર ૨૬૪. કરાંચી ૯૩૩, લાહોર ૧૮૦, કોહાટ ૧૧૦, લખનૌ ૭૩૯, મીરત ૪૮૫, મુલતાન ૩૫૦, પઠાણકોટ ૨૭૯, પેશાવર ૧૦૮, સહરાનપુર ૪૧૭, અને વઝીરાબાદ ૧૧૮ માઇલ થાય છે. રાવલપીંડીની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૭૦૦ ફીટની છે. અહિંથી ૧૩॥ માઇલ ઉપર **બારાકો** આવે છે. રસ્તો સીધો છે. ચટી નાની અને દુકાનો બે ત્રણ છે. અહિંથી ૫॥ માઇલ ઉપર **છત્તર** આવે છે. રસ્તો સીધો છે. બારાકોથી આવતાં સવા ત્રણ માઇલ ઉપર ટોલ ટેકસનું નાકું છે. ત્યાં ટોલ ટેકસ ભરવો પડે છે. પણ તે પેસેન્જરે નહિં; છત્તરમાં એક નાની સરાઇ, ત્રણ દુકાનો, ડાક બંગલો અને બગીચો છે. છત્તરથી ૬॥ માઇલ ઉપર **ટ્રેટ** આવે છે. રસ્તો ૨॥ માઇલની સહેજ ચઢાઇવાળો અને ૪ માઇલ સીધો છે. પહેલાં સીધો રસ્તો આવ્યા પછી ચઢાઇ આવે છે. અહિં પોષ્ટ, ડાકબંગલો, નાની સરાઇ, ધર્મશાળા અને કેટલીક દુકાનો છે. અહિંથી ૪॥ માઇલ ઉપર **છોડાગલી**

આવે છે. રસ્તો સહેજ ચઢાઇવાળો છે. ચટ્ટાનાની અને બે દુકાનો છે. અહિંથી ૬।। માઇલ ઉપર **સોનીબેંક (મરીહીલ)** આવે છે. રસ્તો સહેજ ચઢાઇવાળો છે. અહિં ઝેલમ નદી ઉપરના પુલને સોનીબેંક કહે છે. તેની પાસે ત્રણ ચાર દુકાનો તથા ડાકબંગલો છે. અહિંથી મરી હીલ જતાં બે માઇલની સહેજ ચઢાઇ આવે છે. પણ ટાંગા અને મોટર જઇ શકે છે. મરી–હીલમાં પોષ્ટ, ટેલીગ્રાફ, ટેલીફોન, ડાક બંગલો, બેંક, ઇલેક્ટ્રીક લાઇટ, પાણીના નળો, હોટલો યુરોપીઅન અને દેશી, હોસ્પીટાલ, ટાવર, અને મોટી બજાર છે. અહિં લશ્કરી છાવણી રહે છે. ટેનીસ અને ફુટબોલ ખેલવાનાં મેદાનો અને કેટલાક યુરોપીયન તથા દેશી ગૃહસ્થોના બાગ બગીચાને બંગલા છે. મરીની ઉંચાઇ સમુદ્રની સપાટાથી ૭૨૦૦ ફીટની છે. સૃષ્ટિ સૌંદર્ય અહિંનું ઘણુંજ સરસ છે. ગરમીની ઋતુમાં પણ અહિં ઠંડી રહે છે. સોનીબેંકથી ૧૫ માઇલ ઉપર **ફગવારીચટી** આવે છે. રસ્તો સહેજ ઉતરાઇવાળો પણ સીધો છે. વચમાં બાર માઇલ ઉપર રાવત નામની જગ્યામાં ડાક બંગલો આવે છે. આ ચટીમાં કેટલીક દુકાનો અને પાણી નદીનું છે. ફગવારીચટીથી ૫ માઇલ ઉપર **બાંસીયાચટી** આવે છે. રસ્તો સહેજ ઉતરાઇનો છે. અહિં પોષ્ટ તથા નાની બજાર છે, પાણી નદીનું મળે છે. અહિંથી ૭।। માઇલ ઉપર **કોહાલા** આવે છે. રસ્તો સહેજ ઉતરાઇનો છે. અહિં ઝેલમ નદીનો પુલ પાર કરવો પડે છે. આ પુલની ઉત્તરમાં કાશ્મીર રાજ્યની અને દક્ષિણમાં બ્રિટિશ રાજ્યની હદ આવેલી છે. કોહલા અહિંથી એક માઇલ દૂર છે. અહિં એક ડાક બંગલો તથા કસ્ટમ હાઉસ છે. રાવલપીંડીથી શ્રીનગર જતાં વપરાશમાં ન આવેલી ચીજોનું કષ્ટમ–દાણ અહિં ભરવું પડે છે. ટોલ ટેક્સનું પણ એક મકાન છે. શ્રીનગરથી રાવળપીંડી આવતાં અહિં ટોલ ટેકસ ભરવો પડે છે. મરીથી કોહલા આવવાનો એક પગકેડીનો રસ્તો છે, તે રસ્તે મરીથી દસ માઇલ ઉપર દેવળગામ અને ત્યાંથી સાડા નવ માઇલ ઉપર કોહાલા આવે છે. આ રસ્તો જરા સખ્ત ઉતરાઇનો છે; એટલે ફક્ત કુલી કે પેસેન્જર અને વાહનમાં ઘોડાઓ આવી શકે છે. કોહાલાથી એવટાબાદ જવાનો એક રસ્તો ચઢાઇ ઉતરાઇવાળો છે. તે રસ્તામાં નથીઆગલી

ને ડુંગાગલી નામનાં ગામો આવે છે. અને ત્યાં ડાકબંગલાઓ છે. કોહાલામાં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટલ, સ્કુલ, ધર્મશાળા, મંદિર અને મોટી બજાર છે. કોહાલાથી ૧૨ માઈલ ઉપર **દુલઈ** આવે છે. રસ્તો ૭ માઇલની ચઢાઇ અને ૫ માઇલની ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તો ઝેલમ નદિને ડાબે કિનારે ચાલે છે. પહેલાં સાત માઈલની ચઢાઇ અને ત્યાર પછી પાંચ માઇલની ઉતરાઇ આવે છે. અહિં એક નાનો ડાક બંગલો તથા કેટલી દુકાનો વિગેરે છે, દુલઈથી ૯ાા માઇલ ઉપર **દુમેલ** આવેલ છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ ૪ માઇલ ઉતરાઈ અને ૨ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. પહેલાં સીધો રસ્તો અને ત્યાર પછી ચઢાઈ ઉતરાઇ આવે છે. અહિં કાશ્મીર મહારાજાનો એક બંગલો છે. જેને રેસ્ટ હાઉસ કહે છે. દુમેલમાં એકડાકબંગલો, પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પિટાલ, અને મોટી બજાર છે. શ્રીનગર જતાં આવતાં અહિં ટોલટેકસ ભરવો પડે છે. કષ્ટમ હાઉસ છે, તેમાં કોહાલા જકાત આપી ન હોય તેની, અને શ્રીનગરથી બહાર જતા માલની જકાત લેવામાં આવે છે. દુલઇની પાસેજ ઝેલમ અને કીસનગંગાનો સંગમ છે, તેના ઉપરનો પુલ પાર કરીને અહિં અવાય છે. સંગમ ઉપર બે મંદિરો છે. દુમેલથી ૧૩ાા માઇલ ઉપર **ગઢી** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ; ૪ માઈલ ઉતરાઇ. અને ૫ાા માઇલ સીધો રસ્તો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ઝેલમ નદીનું દ્રશ્ય અહિંથી બહુ સુંદર દેખાય છે. ધુઘવાટા કરતું નદીનું પાણી અહિં મોજાંની માફક ઉછળે છે. ગઢીમાં પોષ્ટ, ટેલીગ્રાફ, અને કેટલીક દુકાનો છે. અહિંથી ૧૧ માઇલ ઉપર **હાતીયાન** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૩ માઈલ ઉતરાઇ, અને ૬ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. અહિં પોષ્ટ, ડાક બંગલો અને કેટલીક દુકાનો છે. રસ્તામાં ચિનારનાં વૃક્ષો ઘણાં આવે છે. સીનેરી સરસ છે હાતીયાનથી ૫ માઇલ ઉપર **ચિનારી** આવે છે. રસ્તો ૧ માઇલ સાધારણ ચઢાઇનો અને ૪ માઇલ સીધો છે. અહિં ડાકબંગલો તથા બે ચાર દુકાનો છે. રસ્તામાં એક માઇલ ઉપર ઝેલમ નદીનો પુલ પાર કરવો પડે છે. નદીના સામે પાર એક

જુનો કીલ્લો જોવામાં આવે છે. પાઇનનાં વૃક્ષો અહિં ઘણાં છે. અહિંથી ૬॥ માઇલ ઉપર **ચાકુટી** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૧॥ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં પ્રતાપ ફોલ્સના વહેતા પાણી ઉપર બાંધેલ પુલ પાર કરવો પડે છે. આ ફોલ્સ–ઝરણું* જોવા લાયક છે. ચાકુટી મોટું ગામ છે. અહિં પોષ્ટ, ડાકબંગલો અને કેટલીક દુકાનો છે. અહિંથી ૧૧ માઇલ ઉપર **ઉરી** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ, ૪ માઇલ ઉતરાઇ, અને ૩ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ મોટું છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, ડાક બંગલો, મોટી બજાર, હોસ્પીટાલ, અને કાસ્મીર મહારાજાનું રેસ્ટ હાઉસ છે. ઝેલમથી પંચ થઇને શ્રીનગર જવાનો રસ્તો અહિં મળી જાય છે. ઉરીથી ૧૩॥ માઇલ ઉપર **રામપુર** આવે છે. રસ્તો ૫ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૫॥ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં સફેદાનાં વૃક્ષો ઘણાં આવે છે. સ્લેટ તથા ચુનાના પત્થરો અહિં મળે છે. ઉરીથી આવતાં સાત માઇલ ઉપર બ્રહ્મપુત્રીનું એક જુનું મંદિર છે, અને આઠ માઇલ ઉપર ઇલેટ્રીક હાઉસ છે. રામપુરમાં પોષ્ટ, ટેલીગ્રાફ, કેટલીક દુકાનો અને ડાક બંગલો છે. અહિંથી ૧૬ માઇલ ઉપર **બારામુલા** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ ૨॥ માઇલ ઉતરાઇ અને ૯॥ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં એક માઇલ ઉપર ઝેલમનદીનો પુલ પાર કરવો પડે છે. બારામુલામાં પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, હોસ્પીટલ, મોટી બજાર અને કોટેશ્વર મહાદેવનું મંદિર છે. ગામ મોટું છે. નવસેરા અહિંથી બે માઇલ થાય છે ત્યાંનો કિલ્લો જોવા લાયક છે. અહિંથી પાટણ જતાં રસ્તામાં સીદિપુરા અને શોપુર જવાના રસ્તાઓ ફાટેછે. બારામુલાથી ૧૬॥ માઇલ ઉપર **પાટણ** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ચઢાઇનો અને ૧૪॥ માઇલ સીધો છે. પહેલાં ચઢાઇ

---

* મહારાજા પ્રતાપસિંહજીના વખતમાં આ રસ્તો તૈયાર થયેલ હોઇ આ ઝરણા ઉપરના બાંધેલ પુલથી ઝરણાને પ્રતાપ ફોલ્સના નામથી ઓળખવામાં આવે છે આ ઝરણાનું પાણી લગભગ બસો ફીટ ઉંચેથી નીચે પડે છે.

આવ્યા પછી સીધો રસ્તો આવે છે. પાટણ ગામ મોટું છે, અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, મહાદેવનાં બે મંદિરો, ડાકબંગલો અને નાની બજાર છે. રસ્તામાં બેઉ બાજુ સફેદાના વૃક્ષો આવે છે. પાટણથી ૧૮ માઇલ ઉપર **શ્રીનગર** આવે છે. રસ્તો સીધો છે. રસ્તામાં બેઉબાજુ સફેદાનાં વૃક્ષો છે. નવ માઇલ ઉપર દુધગંગા ઉપરનો બાંધેલો પુલ પાર કરવો પડે છે. આ પુલથી ગુલમર્ગ જવાનો રસ્તો ફાટે છે. જેઓ રાવલપીંડીથી સીધા ગુલમર્ગ જવાના હોય તે શ્રીનગર ન જતાં અહિંથી ટાંગામર્ગ જાય છે, કે જે અહિંથી ૧૫ માઇલ થાય છે. રાવલપીંડીથી સીધી ટાંગામર્ગ સુધી મોટર જાય છે. પણ જે શ્રીનગરની મોટરમાં બેઠું હોયતે અહિં ઉતરી જઇ શ્રીનગરથી ટાંગામર્ગ જતી મોટરમાં જઈ શકે છે. રાવલપીંડીથી ટાંગામર્ગ ૨૦૪ અને શ્રીનગરથી ૨૪ માઇલ થાય છે. ટાંગામર્ગથી ગુલમર્ગ ૪ માઇલ થાય છે વાહનમાં ઘોડા અને ડાંડી મળે છે. બોજો ઉપાડવા કુલી પણ મળી શકે છે. શ્રીનગર કાશ્મીરની રાજ્યધાની છે; તેનું બીજું નામ કાશ્મીર છે. તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૫,૨૩૫ ફીટની છે. વસ્તી ૧૯૨૧ ની ગણત્રી પ્રમાણે ૧,૪૧,૭૩૫ માણસોની છે. ગામ ઝેલમ નદીને બેઉ કિનારે વહેંચાઇ ગયેલ છે. નદી ઉપર સાત પુલ બાંધેલ છે. તેમાં અમીરા કદલ નામનો પુલ મોટો અને લોઢાનો છે. બાકીના લાકડાના છે. શ્રીનગરમાં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટલ, કોલેજ, સ્કુલ, લાયબ્રેરી, ટેલીફોન, ઇલેટ્રીક,પાણીના નળો, મંદિરો, હોટલો, બેંકો, દિવાનીફોજદારી કોર્ટ, જેલખાનું, મોટી બજારો, અને કેટલાંક પાકાં મકાનો છે. યાત્રીઓને એકાદ બે દિવસને માટે ઉતરવાની સગવડ આર્યસમાજીઓનું મંદિર, સનાતન ધર્મ સભા, અને શિખોના ગુરૂદ્વારામાં થઇ શકે છે. પણ વધારે વખત રહેવાવાળા માણસોએ હાઉસબોટ ભાડે કરી લેવી જોઇએ; કારણકે કાશ્મીરની અંદર જે કાંઈ મજા છે તે પાણીની અંદર તરતાં ઘરો–હાઉસ બોટોમાં રહી જળવિહાર કરવાનીજ છે. શ્રીનગરમાં જોવા લાયક સ્થળોમાં–નિશાતબાગ, સાલીમારાબાગ, નસીમબાગ, રામ મુન્સીબાગ, ચિનારબાગ, હરીસિંગબાગ, હઝરતબલ, સોનાલંકા, રૂપાલંકા ત્રીસંધ્યા, રૂદ્રસંધ્યા, ક્ષીરભવાની, દાલસરોવર અને તેની અંદર તરતા

એટો, શંકરાચાર્યનું મંદિર, હરીપર્વતનો કિલ્લો, હસન અબ્દાલની ઝીચારત, નરપીરસ્થાન, પત્થરમસ્જીદ, જુમ્મામસ્જીદ, પરીમહેલ, લાલકોઠી, ટાઉનકલબ, રાજા રામસિંગનું ટેકનીકલ ઇન્સ્ટયુટ, અને રેશમ તથા ઊનનાં કારખાનાં વિગેરે છે. *આ સિવાય ગંધર્બલ, વુલરસરોવર, અને ગુલમર્ગ પણ ખાસ જોવા લાયક છે. કે જ્યાં ગુલમર્ગ=ફુલોનું-ઉપવન છે.

શ્રીનગરથી ૧ માઇલ ઉપર **રામમુન્સીબાગ** (વિતસ્તા) આવે છે. રસ્તો સીધો છે. બાગ પાસેજ ઝેલમ—વિતસ્તા નદી વહે છે. અહિંયાં યાત્રાળુઓ સ્નાન કરે છે, પાસેજ એક બૌધ સ્તુપ તથા નાનું સરોવર છે. અહિંથી ૨ માઇલ ઉપર **પાંડ્રતન** આવે છે. રસ્તો સીધો છે. :અહિં એક શિવમંદિર છે. ઈ. સ. ૯૨૧ માં મેરૂ નામના રાજાએ તે બંધાવેલ હતું મંદિરમાં કેટલીક બુદ્ધ ભગવાનની મૂર્તિઓ છે. નજીકમાં એક સ્તુપ છે× પાંડ્રતનથી ૩॥ માઇલ ઉપર **પાંડુચક્ર** આવે છે. રસ્તો સીધો છે. આ ગામની નજીક કેસરની ખેતી થાય છે. પાંડુચક્રથી ૧॥ માઇલ ઉપર **પામ્પુર** આવે છે. રસ્તો સીધો છે. કાશ્મીરમાં પામ્પુર કેસરને માટે પ્રખ્યાત છે. ગામ રસ્તાથી થોડે દૂર છે. કેસર ભાદરવા માસમાં વવાય છે. અને કાર્તિક માસમાં તેના ફુલો (કેસર) તૈયાર થાય છે. ગામ મોટું છે. અહિં કેટલીક દુકાનો પોષ્ટ સ્કુલ મંદિર વિગેરે છે. અહિંથી એક રસ્તો સીધો અમરનાથ જવાનો છે. તેમાં બાર માઇલ ઉપર શુટુર ગામ આવે છે. ત્યાંથી નરપીરસ્થાનનું મંદિર

---

* જગ્યાને અભાવે ઉપરના સ્થળોનું વર્ણન અહિં આપી શકાયું નથી કારણકે કાશમીરમાં જોવા લાયક સ્થળોનું થોડું થોડું વર્ણન કરવામાં આવે તો પણ ઓછાંમાંઓછાં પચાસ પાનાં ભરાય તેમ છે. એટલે વાંચકની જો ઈચ્છા હશે, તો ખાલી કાશ્મીરના વર્ણનવાળું પુસ્તક થોડા વખતની અંદર બહાર પાડવામાં આવશે; માટે જેની ઇચ્છા હોય, તેણે બે પૈસાનું પોષ્ટકાર્ડ લખી પોતાનું નામ ગ્રાહક તરીકે અગાઉથી નોંધાવવું. બસો ગાહક થયેથી પુસ્તક છપાવવા માટે પ્રેસમાં અપાશે.

× ચુનો રેતી અને પત્થરથી ઘુમટના આકારનો જમીન ઉપર બાંધેલ ચોતરો, જેમાં બુધ્ધ ભગવાનનાં ફુલ—અસ્થિ રાખવામાં આવેલ હોય છે.

જોવા ઘણાક માણસો જાય છે. શુદુરથી નાગબરન બાર માઇલ છે. રસ્તો ચઢાઇ ઉતરાઈવાળો છે. નાગબરનથી તાનસરનું સરોવર પાંચ માઇલ થાય છે. ત્યાથી દસમાઇલ લીદારવાટ ત્યાંથી સાતમાઈલ આરૂ અને ત્યાંથી સાત માઇલ ઉપર પહેલગામ આવે છે. પામ્પુરથી આરસ્તે પહેલગામ કુલ તેપન માઇલ થાય છે, જ્યારે અનંતનાગ થઇને જતાં પણ તેટલાજ માઈલ થાય છે, એટલે આ રસ્તે શિકારી વિના કોઈ જતું નથી. અલબત્ત ઉપરના રસ્તામાં સીનેરી ઘણી સુંદર આવે છે. પણ ખાવાપીવાની ચીજો અને ભોમીઆને સાથે રાખીને જવું પડે છે. યાત્રાળુઓના માટે તો આ રસ્તો ઠીક નથીજ; કારણકે આ રસ્તે જવાથી યાત્રાનાં બીજાં સ્થાનો રહી જાય છે. પામ્પુરથી ૫ માઇલ ઉપર **લતાપુર** આવે છે. રસ્તો સીધો છે. રસ્તામાં કાશ્મીર મહારાજાનું રેસ્ટ હાઉસ ( આરામ લેવા માટેનો બંગલો ) આવે છે. તેની પાસે ગરમ જળનું ઝરણું છે. લતાપુરમાં થોડી વસ્તી છે. બાકી બે મંદિરો જીર્ણ હાલતમાં છે. અહિંથી ૫ માઇલ ઉપર **અવંતીપુર** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક શિવમંદિર છે. અગાઉ ભૂકંપ થએલો ત્યારે આ મંદિર જમીનની અંદર દટાઇ ગયેલ, પણ કાશ્મીર મહારાજાએ તે ખોદાવી બહાર કરેલ છે. મંદિરની કારીગરી બહુ વખાણવા લાયક છે. આ મંદિર અવંતિવર્મારાજાએ ઈ. સ. ૭૬૦ માં બંધાવેલ હતું, અને તેની ફરતું એક તળાવ ખોદાવ્યું હતું. અત્યારે જો કે તળાવ સુકું છે પણ તે જોવાથી, બનાવેલ હશે ત્યારે તેની કેટલીક ભવ્યતા હશે, તેનો ખ્યાલ થોડે ઘણે અંશે જરૂર આવે છે. અવંતીપુર નાનું ગામ છે તેમાં પોષ્ટ તથા એક બે દુકાનો છે. અહિંથી ૧૧ માઇલ ઉપર **બીજબિહારા** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે મંદિરો તથા એક રેસ્ટ હાઉસ છે. પાસેજ સુંદર બગીચો અને કેમ્પીંગ ગ્રાઉન્ડ–કેમ્પ નાખવાનું મેદાન છે. અહીંથી એક માઈલ ઉપર સાલાર ગામ આવેલ છે, ત્યાંથી પહેલગામ બાર માઇલ થાય છે પણ રસ્તો ચઢાઈ ઉતરાઇવાળો અને યાત્રાનાં સ્થળો છૂટી જતાં હોઈ યાત્રીઓ તે રસ્તે જતા નથી. બીજબિહારાથી ૫ માઇલ ઉપર **અનંતનાગ (ઇસ્લામાબાદ)** આવે છે. રસ્તો સીધો છે. વચમાં ચાર માઇલ ઉપર ખાનાબલ

નામનું ગામ આવે છે. શ્રીનગરથી ઝેલમ નદીની નહેરમાં નૌકા મારફત અનંત નાગ આવતાં સુડતાલીસ માઇલ થાય છે. જ્યારે ઉપરના રસ્તે ચોત્રીસ માઇલ થાય છે. ઘણા માણસો જળ વિહાર કરવાની ઇચ્છાથી નૌકામાં આવે છે. પણ સમય બે દિવસનો લાગે છે, અહિં એક ઝરણું અનંતનાગ નામનું છે, એટલે હિંદુઓ આ ગામને અનંતનાગના નામથી ઓળખાવે છે. જ્યારે મુસલમાનો ઇસ્લામખાને આ શહેર વસાવેલ હોઇ ઇસ્લામાબાદના નામથી ઓળખાવે છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, સ્કુલ, હોસ્પીટલ, ઇલેટ્રીક, દિવાની ફોજદારી કોર્ટ, ધર્મશાળા, સરાઈ તથા મોટી બજાર છે. અહિંથી વેરીનાગ સાડાસોળ માઇલ અને અચ્છબલ—અચ્છોત સરોવર કે જેના માટે કાદમ્બરીમાં ઘણુંજ સરસ વર્ણન કરેલ છે. તે સાત માઇલ છે. અચ્છબલથી માર્તંડ ફક્ત ત્રણ માઇલ થાય છે. અમરનાથ જતાં ઘણા યાત્રાળુઓ માર્તંડમાં રહી વેરીનાગ, અચ્છબલ, આદિ સ્થળો જોવા જાય છે. અચ્છબલમાં એક સુંદર બગીચો છે તે કાશ્મીરની અંદર સારામાં સારો ગણાય છે કે જે બાદશાહ જહાંગીરે પોતાની પ્યારી બેગમ નુરજહાનના માટે બનાવેલ હતો.

અનંતનાગ કાશ્મીરની અંદર બીજા નંબરનું શહેર છે. અહિં એક મોટું તળાવ છે. તેમ બગીચા અને ઝરણાં પણ ઘણાં છે. ચિનારના વૃક્ષો અહિં વધારે છે. ક્ષયરોગીઓને માટે તેની હવા ઘણીજ ફાયદા કારક છે. અહિં એક ગરમ જળનું ઝરણું છે, તેનું પાણી પેટના કોઇ પણ દરદને માટે લાભ કર્તા છે. કુલી, વાહન, તંબુ, વિગેરે કોઇ પણ સામાન અહિંથી મળી શકે છે. અનંતનાગથી ૬ માઇલ ઉપર **માર્તંડ** આવે છે. રસ્તો સીધો છે. માર્તંડનું બીજું નામ મટન છે. અહિં સૂર્યકુંડની ઉપર સૂર્યનારાયણનું મંદિર છે. કુંડના લંબાઇ, પહોળાઇ અને ઉંડાઈ ૧૫×૧૨×૧૫ ફીટની છે. પાસેજ એક નાનું સરોવર તથા ચિનારનાં કેટલાંક વૃક્ષો છે. અહિં એક ગુફા છે. તે ૨૧૦ ફીટ લાંબી પા। ફીટ પહોળી અને હ॥ ફીટ ઉંચી છે. ગામ મોટું છે. પંડયાઓના ઘરની વસ્તી ઘણી છે. અમરનાથના યાત્રાળુઓ સાથે તે અહિંથી જાય છે. કુલી, વાહન અને તંબુ અહિંથી પણ મળી શકે છે.

માર્તંડથી ૯ માઇલ ઉપર **ઇસમકામ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૭ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. અહિં સુધી મોટર એક્કા આવી શકે છે. ગામ નાનું છે, પણ યાત્રાના સમયમાં અહિં કેટલીક દુકાનો આવે છે. ગામની પાસેંજ લીદાર નદીનો ધોધ જોવા લાયક છે. સામેના પહાડ ઉપર એક જુનું ખંડેર દેખાય છે. હિંદુઓ તેને જનકરાજાની સમાધિ કહે છે, ત્યારે મુસલમાનો કોઇ ઓલીઆની કબર તરીકે ઓળખાવે છે. ઇસમકામની પાસે પડાવની જગ્યા છે, તેમાં અમરનાથના યાત્રાળુઓ પડાવ નાખે છે. અહિં સુધી મોટર આવી શકે છે. અહિંથી ૬ માઇલ ઉપર **ભટકોટ** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઈ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સહેજ કઠણ છે. ગામ નાનું છે. પડાવની થોડી જગ્યા છે. યાત્રાના વખતમાં ખાવા પીવાની ચીજો અહિં મળી શકે છે. અહિંથી ૪ માઇલ ઉપર **ગણેશબળ** અવે છે. રસ્તો ૨ માઇલની કઠણ ઉતરાઇનો, અને ૨ માઈલ સીધો છે. અહિં એક સરોવર છે. તેની પાસે પડાવની જગ્યા છે. યાત્રાના વખતમાં દુકાનો સાથે હોય છે, એટલે ખાવા પીવાની ચીજો મળે છે. અહિંથી ૨ માઇલ ઉપર **પહેલગામ** આવે છે. રસ્તો સીધો છે. ગામ મોટું છે.અહિં કાશ્મીરના સબડીવીઝનલ ઓફીસર સાહેબ રહે છે. વાહન તથા કુલી વિગેરે અહિં સુધી મળી શકે છે; કારણકે અમરનાથ જવામાં વધારે વસ્તીવાળું આ છેલ્લું ગામ છે. ગામની પાસે પડાવની જગ્યા છે. અહિં એક ભગુકુંડ છે. તેમાં યાત્રાળુઓ સ્નાન કરે છે. અહિંથી એક રસ્તો શ્રીનગર જવાનો ટુંકો છે, તે બાલટાલ થઇને જાય છે, પણ ઘણો વિકટ છે એટલે તે રસ્તે કોઈ યાત્રી જતું નથી. રાજ્ય તરફથી નીકળતા અમરનાથના ધ્વજ પહેલાં અહિં સુધી યાત્રાઓ આવી શકે છે, પણ અહિંથી આગળ ધ્વજ પહેલાં કોઇને ચાલવાનો હુકુમ નથી એટલે ધ્વજ-ઝંડાની પાછળ, પાછળ જવું પડે છે. પહેલગામથી ૯ માઇલ ઉપર **ચંદન બાડી (ટાનીન)** આવે છે. રસ્તો ૩ માઈલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૪ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ કઠણ છે. રસ્તામાં નિલગંગા આવે છે. તેમાં યાત્રાળુઓ સ્નાન કરે છે.

તેની આગળ લીદાર નદીનો કાચો પુલ પાર કરીને ટાનીન પહોંચાય છે. અહિં ટીનના પતરાંથી બનાવેલ ત્રણચાર મકાનો અને એક મોટું પડાવ નાખવાનું મેદાન છે. અહિંથી એક રસ્તો અમરનાથ જાય છે, તેમાં પાંચ માઇલ ઉપર ઝોઝપાલનો પર્વત પાર કરવો પડે છે, જેની ઉંચાઇ સમુદ્રની સપાટથી ૧૧,૩૦૦ ફીટની છે. આ જગ્યાને ત્યાંના માણસો પીશુઘાટીના નામથી ઓળખાવે છે. પીશુનો અર્થ ચીકણો અને ઘાટીનો અર્થ રસ્તો એટલે ચીકણો રસ્તો થાય છે. ચઢાઇ અને ઉતરાઇ બેઉ વખતે લપટવાનો ભય રહે છે. પીશુ ઘાટીની એક તરફ અસ્તન મર્ગ નામનું સ્થાન આવેલું છે, કે જ્યાં ગરમીની ૠતુમાં માણસો હવાખાવા આવે છે. બીજી તરફ એક સરોવર છે, કે જે હત્યારા તળાવના નામથી ઓળખાય છે. અહિં ઉતાવળથી બોલવા કે ચાલવાની મનાઇ છે; કારણ કે આગળ એક વખત ત્રણસો સાધુઓ ભજન કરતા આવતા હતા તેમાં ઉપરથી બરફનું પોડું–ટુકડો ઘસી આવતાં તેમનું મરણ નાપજેલ. મતલબ કે' ઉતાવળથી થતા અવાજનો પડઘો બરફના પીગળતા પીગળતાકોઇ અડી રહેલ પડમાં અથડાય, તો વખત ઉપર તે ઘસી આવવાનો ભય રહે છે, એટલા માટે ચેતીને ચાલવામાં ડહાપણ માની તે વિષયની ચેતવણી યાત્રાળુઓને પંડયાઓ અને રાજ્યના માણસો અગાઉથી આપે છે. ઝોઝપાલથી પંચીતરણી દસ માઇલ થાય છે. રસ્તામાં ભૈરવ ઘાટી પારકરવી પડે છે. કોઇ કોઇ માણસો આવતી વખતે ઉપરને રસ્તે આવે છે. બાકી જવાનું તો નીચેને રસ્તેથીજ થાય છે. ચંદનબાડીથી ૭ માઇલ ઉપર **શેશાનાગ** આવે છે. રસ્તો ૫ માઇલની ચઢાઇ અને ૨ માઇલમી ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ બેઉ સખ્ત છે. રસ્તામાં થોડી જગ્યામાં બરફ ઉપર થઇ ચાલવું પડે છે. અહિં એક સરોવર છે, તેની લંબાઇ ૧ાા માઇલની અને પહોળાઇ ૦ાા માઇલની છે. નજીકમાં પડાવ નાખવાનું મેદાન છે, અહિં પણ બે મકાનો ટીનનાં પતરાંનાં સ્ટેટ તરફથી બનાવેલાં છે. શેશાનાગથી ૮ માઇલ ઉપર **પંચીતરણી** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઈ, ૩ માઇલ ઉતરાઇ, અને ૨ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. પંચીતરણીમાં બે ત્રણ મકાનો ટીનનાં

પતરાંનાં સ્ટેટ તરફથી બનાવેલાં છે. અહિં પાંચ નદીઓનો સંગમ છે. સંગમ પાસેજ પડાવ નાખવાનું મેદાન છે. યાત્રાળુઓ અહિંથી અમરનાથ સવારે જઇ સાંજે પાછા વળી આવે છે; કારણકે અમરનાથમાં રહેવાની જગ્યા નથી. પંચીતરણીમાં યાત્રાળુઓ સ્નાન કરે છે. અહિંથી ૫ માઇલ ઉપર **અમરનાથ** આવે છે. રસ્તો ૨ાા માઇલ ચઢાઇ, ૧ાા માઇલિ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સખ્ત છે. રસ્તામાં ઘણી જગ્યાએ બરફ ઉપર ચાલવું પડે છે, તેમ કેટલાંક નાનાં ઝરણાંઓ પાર કરવાં પડે છે. નદીઓ વચમાં આવે છે, પણ તેના ઉપર બરફ રૂપી પુલો, એટલા સખ્ત હોય છે, કે સાધારણ વજન પડવાથી તે નીચે બેસી જવાનો ભય ઓછો રહે છે. અમરનાથની ગુફા અમરાવતી નદીને કિનારે ૪૦૦ ફીટની ઉંચાઇ ઉપર છે. તેનું દ્વાર ૧૦૦ ફીટ ઉંચું, ૯૦ ફીટ પહોળું, અને ૧૨૫ ફીટ લાંબું છે. અંદર જતાં બરફરૂપી શિવલિંગનાં દર્શન થાય છે. આ લિંગ કુદરતીજ બંધાય છે. સમુદ્રના ભરતી ઓટની જેમ સુદી ૧ થી તે બંધાઇ ૧૫ સુધીમાં પૂર્ણતાને પામે છે પાછું વદી ૧ થી પીગળવા માંડી અમાસને દિવસે લય-જળમય થઈ જાય છે. ગુફાની અંદર ત્રણસો માણસો બેસી શકે તેટલી જગ્યા છે, પણ ઉપરથી ટપ, ટપ કરતાં પાણીનાં ટીપાં પડે છે, એટલે કોઇ બેસી શકતું નથી. અહિં મહાદેવજીને ધૂપ-દીપ, નૈવેદ્ય, અને ભેટ ધરવામાં આવે છે. અમરનાથની પૂજા આખા વરસમાં એક વખત ફકત શ્રાવણ સુદી ૧૫ ને દિવસેજ થાય છે, તોપણ પૂજારીને અમરનાથના ચડાવામાંથી ત્રીજો ભાગ મળે છે. બાકીના બે ભાગમાં એક ભાગ યાત્રળુની સાથે આવનાર રાજ્યના માણસોને મળે છે અને બીજો ભાગ રાજ્યને રહે છે. ઘણા યાત્રાળુઓ અહિં શંકર, પાર્વતીનાં દર્શન, ધોળાં કબુતરનાં જોડાંરૂપે કરે છે, અને તે દર્શન જેને થાય તેની યાત્રા સફળ થઇ સમજે છે, પણ ખરી રીતે તે પંડયાઓની ચતુરાઇનું ફળ છે. માર્તંડથી તેઓ પોતાની સાથે કબુતરો છુપાવીને લાવે છે, અને અહિં તેને ઉરાડી મુકે છે. શ્રદ્ધાળુઓ ખરેખર તેને શંકર, પાર્વતીનાં દર્શન માની આનંદ પામે છે. અમરનાથની ગુફાની ઉંચાઇ સમુદ્રની સપાટીથી

૧૩,૪૦૦ ફીટની છે, અને તે જે પર્વતમાં છે તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૭,૮૯૦ ફીટની છે. અમરનાથની ગુફાથી પૂર્વમાં હાતીયાન પર્વત આવેલ છે જેનો આકાર હાથી જેવો છે. ઉત્તરમાં નાગા પ્રર્વત છે; જેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૨૬,૨૫૦ ફીટની છે. આ પહાડની ઉંચાઇ વાળી જગ્યાએ બારે માસ બરફ પડયો રહે છે. નીચાણવાળી જગ્યાએ બરફ નથી રહેતો પણ તેના ઉપર વૃક્ષ તો થતાંજ નથી, એટલે તેનું નામ સમજી વિચારીનેજ **નાગા** રાખવામાં આવેલું છે.

અમરનાથ મહાદેવનાં દર્શન કરી યાત્રાળુઓ "બોલોશ્રી અમરનાથ બાબાકીજય" ના જય ઘોષ બોલાવતા પંચીતરણી પાછા ફરે છે. કોઇ કોઇ યાત્રાળુ અમરાવતી નદીમાં સ્નાન કર્યાં પછી અમરનાથજીનાં દર્શન કરે છે, જ્યારે કોઇ આચમન, માર્જનથી કામ ચલાવી લેછે; કારણકે પાણી તાજું બરફનું ગળેલ હોઇ ઠંડીથી ચામડી બહેરી–બોટી થઇ જાય છે છતાં હજારો યાત્રાળુ સ્નાન કરે છે. રાવલપીંડીથી અમરનાથ કુલ ૨૮૭ માઇલ થાય છે, તેમાં રાવલપીંડીથી શ્રીનગર અને શ્રીનગરથી અનંતનાગ સુધી મોટરનો રસ્તો ૪૯ માઇલ ચઢાઇ, ૪૦ માઇલ ઉતરાઇ, અને ૧૪૨ માઇલ સીધો આવે છે; બાકી ૧૭॥ માઇલ ચઢાઇ, ૧૩॥ માઇલ ઉતરાઇ, અને ૨૫ માઇલ સીધો રસ્તો ચાલવનો છે. (જો કે હવે તો ઈસમકામ સુધી મોટરો આવે છે.)

**નોટ**—આયાત્રાને સમયે દરવર્ષે હજારો યાત્રળુ દૂર દૂર દેશાવરથી આવે છે; કારણકે દુનીયાની અંદર બરફનું દશ્ય જોવું હોય તો તે ફક્ત અમરનાથની જગ્યામાં છે. બીજી કોઇ જગ્યાએ આ પ્રમાણે બરફનું લિંગ બંધાતું અને ઓગળતું નથી સાંભળ્યું. ખરેખર અમરનાથની યાત્રા એક ઉત્તમ યાત્રા છે; તે બ્હાને માણસો કાશ્મીર જેવા રમ્ય પ્રદેશને જોઇ શકે છે. ઘણા માણસો માને છે કે' શ્રીનગર પાણી ઉપર વસેલ છે પણ તેમ નથી, પરંતુ શ્રીનગર આવનારાઓ પાણી ઉપર તરતાં ઘરોમાં વસે છે તે સાચું છે. જેણે એક પણ વખત કાશ્મીર નથી જોયું તેણે દુનીઆનો લ્હાવજ નથી લીધો; કેમકે પૃથ્વી ઉપરનું સ્વર્ગ કાશ્મીર છે, તેમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી.

# લીસ્ટ નં. ૨.

## શ્રી અમરનાથથી જમ્મુ ૧૭૬ાા માઇલ.

### ( અનંતનાગ અને વેરીનાગ થઇને. )

**અમરનાથ** થી ૫૬ માઇલ ઉપર **અનંતનાગ** અવાય છે. રસ્તો ૧૩ાા માઈલ ચઢાઇ, ૧૭ાા માઇલ ઉતરાઇ, અને ૨૫ માઈલ સીધો છે. જેનું વર્ણન લીસ્ટ નં. ૧ માં આપેલું છે. અનંતનાગથી ૧૬ાા માઇલ ઉપર **વેરીનાગ** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ચઢાઇ, અને ૧૪ાા માઇલ સીધો છે. ગામ મોટું છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, પોલીસકોર્ટ, સ્કુલ, ડાકબંગલો, અને મોટી બજાર વિગેરે છે. અહિં એક મોટો બગીચો ગામથી ૪ માઇલ દૂર છે. તેમાં એક સુંદર બંગલો છે. પાસે એક સરોવર છે. અહિંથી આઠ માઇલ દૂર કોકરનાગ નામનું મનોરંજક ઝરણું છે. વેરીનાગથી પાા માઇલ ઉપર **તકીયા** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૧ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ નાનું છે, પણ ઉંચાઇ ઉપર છે. અહિં ઝરણાનું પાણી અને ખાવાપીવાની ચીજો મળે છે. તકીયાથી પાા માઇલ ઉપર **દેવગલ–બનીહાલપાસ** આવે છે. રસ્તો એક માઇલ ચઢાઇ, બે માઇલ ઉતરાઇ અને ૨ાા માઇલ સીધો છે. ચઢાઇ કઠણ છે, અને ઉતરાઇ સાધારણ છે. આ જગ્યાની ઉંચાઇ સમુદ્રની સપાટીની ૯,૨૦૦ ફીટની છે. અહીં રેસ્ટ હાઉસ અને ડાકબંગલો છે. ખાવા પીવાની ચિજો મળે છે. દેવગલથી ૭ માઇલ ઉપર **નાચીલીના** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઈ અને ૨ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. અહિં પોષ્ટ, પાંચ છ દુકાનો, ઝરણાનું પાણી અને કસ્ટમહાઉસ છે. અહિંથી ૪ માઇલ ઉપર **રામસુહાટ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામ મોટું છે. અહિં કેટલીક દુકાનો, રેસ્ટ હાઉસ, તથા ડાકબંગલો છે. પાણી ઝરણાનું મળે છે. અહિંથી ૭ાા માઇલ ઉપર **કલુના** આવે છે. રસ્તો ૧ા માઇલ ચઢાઇ, ૧ાા માઈલ ઉતરાઇ,

અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ નાનું છે, દુકાન એક તથા ઝરણાનું પાણી છે. અહિંથી ૩ માઇલિ ઉપર **દ્વીગડીરોલ** આવે છે. રસ્તો સીધો છે. અહિં એક દુકાન, ઝરણાનું પાણી અને કેટલાંક ઘરોની વસ્તી છે. અહિંથી ૨ માઇલ ઉપર **રામબન** આવે છે. રસ્તો સીધો છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, ડાક બંગલો, સ્કુલ ધર્મશાળા, તહસીલ અને મોટી બજાર છે. અહિંથી ૧૩૧ માઇલ ઉપર **બટોટી** આવે છે. રસ્તો ૫ માઇલિ ચઢાઇ, ૩ માઇલિ ઉતરાઇ અને ૫ા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામ નાનું છે, પણ બજાર, ધર્મશાળા અને બંગલો વિગેરે છે. પાણી ઝરણાનું મળે છે. અહિંથી ૩ માઇલ ઉપર **પુતનીતળાવ** આવે છે. રસ્તો એક માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઈ, અને ૧માઇલિ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. અહિંથી થોડે દૂર રતનગઢ નામનું ગામ છે. ત્યાં ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૪ માઇલ ઉપર **ચિનાની** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ અને ૩ માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ બન્ને સહેજ કઠણ છે. ગામ નાનું છે. અહિં બે ત્રણ દુકાનો અને પાણી ઝરણાનું છે. અહિંથી ૪ાા માઇલિ ઉપર **ધર્મથલ** આવે છે. ચઢાઇ ઉતરાઈ સહેજ કઠણ છે. ધર્મથલ મોટું ગામ છે. નવે રસ્તે તે ચિનાનીથી ૭ માઇલ થાય છે. પણ તે રસ્તો સારો છે. અહિં ડાકબંગલો, સ્કુલ, પોષ્ટ અને મોટી બજાર છે. અહિંથી ૧૩ાા માઇલ ઉપર **ઉધામપુર** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૪ માઇલ ઉતરાઇ, અને ૬ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં ડાકબંગલો, કચેરી, પોષ્ટ, ટેલીગ્રાફ, હોસપીટલ, સ્કુલ, અને મોટી બજાર છે. ઉધામપુર ડ્રીસ્ટીકટનું હેડકવાર્ટર છે. અહિંથી જમ્મુ જવાનો એક નવો રસ્તો તૈયાર થયેલો છે. તે રસ્તે જમ્મુ ૪૨ માઇલિ થાય છે, પણ એકા મોટરનું વાહન મળી જાય છે. એટલે ઘણા માણસો તેજ રસ્તે જાય છે. ભાડું પેસેન્જર દીઠ રૂા, ૧ાા થી બે લાગે છે. રસ્તામાં એકવીશ માઇલ ઉપર ઝાંઝર નામનું ગામ આવે છે. ત્યાં રેસ્ટ હાઉસ અને ડાકબંગલો છે. તેમજ ખાવા પીવાની ચીજો મળે છે. નીચેનો રસ્તો પગરસ્તાનો

આપ્યો છે. ઉધામપુરથી ૧૨ાા માઇલ ઉપર **ધનસાલ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૮ાા માઈલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ કઠણ છે. ગામ મોટું છે. અહિં દસ બાર દુકાનો ડાક બંગલો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧૧ાા માઇલ ઉપર **નગરોટા** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઈ ૨ માઇલ ઉતરાઇ અને ૭ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ નાનું છે. અહિં બે ત્રણ દુકાનો, રેસ્ટહાઉસ અને બાગ છે. પાણી ઝરણાનું મળે છે. અહિંથી ૬ માઇલ ઉપર **જમ્મુ** આવે છે. રસ્તો સીધો છે. જમ્મુ કાશ્મિર સ્ટેટના જમ્મુ વિભાગની રાજ્યધાનીનું શહેર છે. તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૨૫૦ ફીટની છે. ઠંડીની ઋતુમાં કાશ્મીરમહારાજા અહિં રહે છે. ઇ. સ. ૧૯૨૧ ની ગણત્રી પ્રમાણે અહિંની વસ્તી ૩૧,૫૦૬ માણસોની છે. જમ્મુમાં પોષ્ટ, ટેલીગ્રાફ, ટેલીફોન, ઇલેકટ્રીક, પાણીના નળો, મોટી બજારો, ડાકબંગલો, ધર્મશાળાઓ, મંદિરો, સ્કુલો હોસ્પીટલો, બેંકો અને હોટલો છે. જોવા લાયક સ્થળોમાં-અજીબગઢનું સંગ્રહસ્થાન રણવીરસિંહ હાઇસ્કુલ અને રઘુનાથજીનું મંદિર વિગેરે છે. બહારગામના યાત્રાળુને બે ચાર દિવસના માટે ઉતરવાની જગ્યા રઘુનાથજીના મંદિરમાં મળી શકે છે. સ્ટેશનનું નામ જમ્મુ-તાવી છે; કારણકે જમ્મુ તાવી નદીને કિનારે વસેલું છે. સ્ટેશનથી ગામમાં જતાં તાવી નદી ઉપરનો પુલ પાર કરવો પડે છે. જમ્મુ નોર્થવેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન છે. અને વઝીરાબાદથી જમ્મુ સુધીની બ્રાન્ચ લાઇન છે. અહિંથી વઝીરાબાદ ૫૨ માઇલ થાય છે. અને ભાડું બારઆના બેસે છે. વઝીરાબાદથી રાવલપીંડી ૧૧૮ પેશાવર ૨૨૬, લાહોર ૬૨ અમૃતસર ૯૫, અંબાલા ૪૯ સહરાનપુર ૨૦૦ હરદ્વાર ૨૫૦ બરેલી ૩૭૬ લખનૌ ૬૨૨ કાશી ૭૦૯ કલકત્તા ૧૨૩૮ દિલ્હી ૩૭૨ કાનપુર ૬૪૩ અલ્હાબાદ ૭૬૨ અને મુંબઇ કોલાબા ૧૨૨૪ અને વિકટોરીઆ ટર્મીન્સ ૧૩૬૮ માઇલ થાય છે જમ્મુથી શ્રીનગર સુધી મોટરની સડક હમણાં તૈયાર થઇ છે. તેમાં ૨૧ માઇલ ઉપર ઝાંઝર ૨૮ માઇલ ઉપર **ટીકરી** ૪૨ માઇલ ઉપર **ઉધામપુર** ૬૬ માઈલ ઉપર **ખાડ** ૭૯ માઈલ ઉપર **બટોટી**

૮૯ માઇલ ઉપર **તીરાહુ** ૯૭ માઇલ ઉપર **રામબન** ૧૧૩ માઇલિ. ઉપર **રામસુ** ૧૨૩ માઇલિ ઉપર **બનીહાલપાસ** ૧૫૩ માઇલ ઉપર. **અપરમંડા** ૧૬૪ માઇલ ઉપર **કાઝીગંડ** ૧૭૫ માઇલ **ખાનાબલ**. ૧૮૯ માઇલ ઉપર **અવંતીપુર** અને ૨૦૬ માઇલ ઉપર **શ્રીનગર** આવે છે. ભાડું એક પેસેન્જરનું રૂા. ૧૦) થી ૧૫) બેસે છે. અમરનાથથી જમ્મુ કુલ ૧૭૬ાા માઇલ થાય છે. તેમાં ૩૮ા માઇલ ચઢાઇ, ૪૪ા માઇલ ઉતરાઇ અને ૯૪ માઇલ સીધો રસ્તો આવે છે.

# લીસ્ટ નં. ૩.

## એવટાબાદથી અમરનાથ ૨૪૧ા માઇલ.

### ( શ્રીનગર અને અનંતનાગ થઇને )

**એવટાબાદ** નોર્થવેસ્ટર્ન રેલ્વેના હેવેલીયન સ્ટેશનથી સાડાનવ માઇલ દૂર છે. ટાંગા, એકા, ને મોટર ચાલે છે. અહિં લશ્કરી છાવણી છે. એવટાબાદ હવાખાવાનું સ્થળ છે તેની ઉંચાઇ સમુદ્રની સપાટથી ૪૦૦૦ ફીટ છે. તેની પાસેજ ચંગાગલી અને ડુંગાગલી હવાખાવાના સ્થળો છે. શહેરમાં ઇલેકટ્રીક, પાણીના નળો, પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, હોસ્પીટાલ, સ્કુલ, કચેરી, વિગેરે છે. અહિંથી એક રસ્તો રાવલપીંડી જાય છે, તે ચુમાળીશ માઇલ છે. રસ્તામાં એકવીસ માઇલ ઉપર **હરીપુરા** ગામ આવે છે. બીજો રસ્તો હસનઅબદાલ જવાનો છે. તે બેંતાળીશ માઇલ છે. હેવેલીયન સ્ટેશનથી લાહોર ૨૩૫, લખનૌ ૯૪, મીરત ૫૪૦, પઠાણકોટ ૩૩૪, પેશાવર ૧૨૩, પુના ૧૫૧૮, રાવલપીંડી ૫૫, સહરાનપુર ૪૭૨, વઝીરાબાદ ૧૭૩, અને દિલ્હી ૫૩૨ માઇલ થાય છે. એવટાબાદથી ૧૬ માઇલ ઉપર **માનસેરા** આવે છે. રસ્તો ૫ માઇલ ચઢાઇ, ૪ માઇલ ઉતરાઇ, અને ૭ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. માનસેરા તહસીલનું મોટું ગામ છે. અહિં ડાકબંગલો, પોષ્ટ, સરાઇ વિગેરે છે. પાણી નદી તથા ઝરણાનું કામ આવે છે. અહિંથી ૧૮ માઇલ ઉપર **ગઢી હબીબુલ્લા** આવે છે રસ્તો ૫ માઇલ ચઢાઇ, ૬ માઇલ ઉતરાઇ, અને ૭ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. માનસેરાથી આવતાં રસ્તામાં બે વખત નદીના પુલ પાર કરવા પડે છે. અહિં પોષ્ટ, ડાકબંગલો, સ્કુલ, નાની સરાઇ તથા મોટો બજાર છે. અહિંથી ૧૦ માઇલ ઉપર **મુઝફ્ફરાબાદ** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૫ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. મુઝફ્ફરાબાદ જીલ્લાનું હેડક્વાર્ટર છે. ગામ ફરતો કીલ્લો છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, સ્કુલ, ડાકબંગલો, મોટી બજાર, હોસ્પીટાલ, ધર્મ-શાળા વિગેરે છે. ગઢી હબીબુલ્લાથી આવતાં રસ્તામાં કીસનગંગાનો

પુલ પાર કરવો પડે છે. મુઝફરાબાદથી ૧૩ માઇલ ઉપર **હાતીયાન** આવે છે. રસ્તો ૫ માઇલ ચઢાઇ, ૫ માઇલ ઉતરાઇ, અને ૩ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઈ સહેજ કઠણ છે. ગામ મોટું છે. અહિં પોષ્ટ, ડાકબંગલો અને ચાર પાંચ દુકાનો છે. અહિંથી ૨ાા માઈલ ઉપર **દુપટ્ટી** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. અહિં જુનો કીલ્લો જોવા લાયક છે. અહિંથી ૭ા માઈલ ઉપર **પુન્ડા** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઈ, અને ૨ા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ કઠણ છે. ગામ નાનું, દુકાન એક અને પાણી ઝરણાનું છે. અહિંથી ૮ાા માઇલ ઉપર **કઠાઈ** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૨ માઈલ ઉતરાઇ, અને ૩ાા માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામ મોટું છે. પણ દુકાનો થોડી છે. અહિંથી ૧૦ાા માઇલ ઉપર **સાંદરા** આવે છે. રસ્તો ૫ માઈલ ચઢાઇ, ૩ માઈલ ઉતરાઇ, અને ૨ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં ચાર પાંચ દુકાનો, એક સરાઇ અને મંદિર છે. અહિંથી ૯ા માઇલ ઉપર **દાવરન** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ અને ૩ા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ કઠણ છે. અહિં એક રેસ્ટહાઉસ છે. અહિંથી ૩ માઇલ ઉપર **ગીંગલ** આવે છે. રસ્તો ૧ માઈલ ચઢાઇ, અને ૨ માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. રસ્તામાં વિઝમા નદીનો પુલ પાર કરવો પડે છે. અહિંથી વિઝમા ગામ બે માઇલ દૂર છે. અહિં બે ચાર દુકાનો છે. અહિંથી ૪ માઈલ ઉપર **તાતામુલા** આવે છે. રસ્તો ૨ માઇલની ચઢાઇ અને ૨ માઈલની ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. આહં દિવાન લક્ષ્મણદાસની જાગીર છે તાતામુલામાં કેટલીક દુકાનો છે. પાણી નદીનું કામ આવે છે. અહિંથી ૧૪ માઇલ ઉપર **બારામુલ્લા** આવે છે. રસ્તો ૫ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૬ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ મોટું છે. પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો વિગેરે છે. અહિંથી ૮ માઇલ ઉપર **બાલગામ** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ચઢાઈવાળો અને ૬ માઇલ સીધો છે. શોપુર અહિંથી ચાર માઇલ થાય છે.

રસ્તો સારો છે. બાલગામમાં એક દુકાન છે. અહિંથી ૬ માઇલ ઉપર **પોથાલમ** આવે છે. રસ્તો સીધો છે. અહિંથી એક રસ્તો ગુલમર્ગ જવા માટે ૧૭ માઇલનો છે. પોથાલમનાનું ગામ છે. અહિંથી ૨ા માઇલ ઉપર **પાટણ** આવે છે. રસ્તો સીધો છે. પાટણ મોટું ગામ છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, કેટલીક દુકાન તથા મંદિરો છે. અહિંથી ૫ા માઇલ ઉપર **હરપ્રાન્ત** આવે છે. રસ્તો સીધો છે. વચમાં સુખાંગનો પુલ પાર કરવો પડે છે. ગામ નાનું છે. અહિંથી ૮ માઇલ ઉપર **પુરાણી છાવણી** આવે છે. રસ્તો સીધો છે. રસ્તામાં સાડાત્રણ માઈલિ ઉપર દૂધ ગંગાનો પુલ પાર કરવો પડે છે. ત્યાંથી ગુલમર્ગ જવાનો રસ્તો ફાટે છે, તે ૧૯ માઇલ છે. પુરાણી છાવણીથી ૪ા માઇલ ઉપર **શ્રીનગર** આવે છે. રસ્તો સીધો છે. શ્રીનગર જ્યારે બે માઇલ રહે છે, ત્યારે વુલર સરોવર, અને બારામુલ્લા જવાના રસ્તા જુદા થાય છે. શ્રીનગરથી ૩૪ માઇલ ઉપર **અનંતનાગ** આવે છે. રસ્તો સીધો છે. અનંતનાગથી ૫૬ માઈલિ ઉપર **અમરનાથ** આવે છે. રસ્તો ૧૭ા માઇલ ચઢાઇ. ૧૩ા માઇલ ઉતરાઇ, અને ૨૫ માઇલ સીધો આવે છે. શ્રીનગરથી અમરનાથ સુધીનું વર્ણન લીસ્ટ નંબર-૧ માં જોઇ લેવું. કુલ એવટાબાદથી અમરનાથ ૨૪૧ા માઇલ થાય છે, તેમાં ૬૧ા માઈલિ ચઢાઇ, ૪૮ા માઇલ ઉતરાઇ, અને ૧૩૧ા માઇલ સીધો રસ્તો આવે છે.

**નોટ**—ગરમીની રૂતુમાં આ રસ્તે આવ, જા થઈ શકે છે તથા ઘોડાં ખચ્ચર, કુલી, વિગેરે મળી શકે છે, પણ મોટર એકા ચાલે તેવો રસ્તો થોડો છે. શ્રીનગર જવા માટે એવટાબાદથી એક રસ્તો દુમેલ જાય છે તે રસ્તે મોટર ચાલે છે એટલે દુમેલ થઇને શ્રીનગર જવું હોય તો મોટરમાં જઈ શકાય છે એવટાબાદથી શ્રીનગર જવામાં મોટાંગામ માનસેરા, ગઢીહબીબુલ્લા, દુમેલ, ગઢી, ચીનારી, ઉરી, રામપુર અને બારામુલા આવે છે દરેકમાં ડાક બંગલો છે, મોટરભાડું લોરીમાં એક પેસેન્જરનું રૂા. ૧૨) થી ૧૫) બેસે છે અને એક દિવસમાં શ્રીનગર પહોંચી શકાય છે હેવેલીયન સ્ટેશન ઉપરજ મોટરો મળી જાય છે.

# લીસ્ટ નં. ૪.

## ઝેલમથી અમરનાથ ૨૮૭ માઈલ.
## (પંચ અને શ્રીનગર થઇને.)

**ઝેલમ** નોર્થવેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન અને ઝેલમ ડીસ્ટ્રીકટનું હેડ કવાર્ટર છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, હોસ્પીટાલ, સરાઇ, ધર્મશાળા વિગેરે છે. ઝેલમથી દિલ્હી ૪૧૩, અમૃતસર ૧૩૫, વઝીરાબાદ ૪૧, રાવલપીંડી ૭૭, પેશાવર ૧૮૫, જલંધર ૧૮૭, અમ્બાલા ૨૯૦, અલ્લાહાબાદ ૮૦૩, મોગલ શરાઇ ૮૯૭, આસનસોળ ૧૧૮૩ અને કલકત્તા, ૧૩૧૫ માઇલ છે. અહિંથી ૧૦ માઇલ ઉપર **કઠીયાલી** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં નૌકામાં બેસી ઝેલમ નદી ઉતરાય છે. ગામ નાનું છે, પરંતુ બે ચાર દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧૩ માઇલ ઉપર **મીરપુર** આવે છે. રસ્તો, ૫ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૬ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામ તહસીલદારનું છે. અહિં કેટલીક દુકાનો અને પોષ્ટ વિગેરે છે. પાણી નદી તથા ઝરણાનું મળે છે. અહિંથી ૧૦ માઇલિ ઉપર **ચોમુક** આવે છે, રસ્તો સીધો છે. ગામ મોટું છે ઝેલમ નદી નૌકાથી પાર ઉતરાય છે. અહિં કેટલીક દુકાનો છે. પાણી નદીનું કામ આવે છે. ચોમુકથી ૯ માઇલ ઉપર **રાંદન** આવે છે. રસ્તો ૩ માઈલિ ચઢાઇ, ૨ માઈલ ઉતરાઇ, અને ૪ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. ગામ નાનું છે. અહિં બે દુકાનો, એક નાની સરખી સરાઈ અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧૫ માઇલ ઉપર **ગોવાલપુર** આવે છે. રસ્તો ૬ માઇલ ચઢાઇ, ૬ માઇલ ઉતરાઇ, અને ૩ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. અહિં એક જુનો કીલ્લો તથા કેટલીક દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૧૨ માઇલ ઉપર **કોટલી** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ ૪ માઇલ ઉતરાઇ, અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામ મોટું છે. અહિં કેટલીક દુકાનો તથા પોષ્ટ છે. પાણી

નદીનું પીવાય છે. અહિંથી ૧૪ માઇલ ઉપર **સેઇરિ** આવે છે. રસ્તો ૫ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ. અને ૬ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. ગામ મોટું છે. અહિં ઝરણાનું પાણી, કેટલીક દુકાનો, અને પોલીસ ચોકી છે, અહિંથી ૧૬ માઇલ ઉપર **પંચ** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઈ, અને ૯ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ મોટું છે. અહિં કેટલીક દુકાનો, પોષ્ટ, ટેલીગ્રાફ, કચેરી, બાગ વિગેરે છે. પીરપંજાલના રસ્તામાં થાણામંડીથી અહિં સુધીનો એક રસ્તો ૩૦ માઇલનો છે. પંચથી ૧૦ માઇલ ઉપર **કોહુટા** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૪ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ નાનું છે. રસ્તામાં બીટર નદી પાર કરવી પડે છે. અહિં બે દુકાનો છે. પાણી નદીનું પીવાય છે. અહિંથી ૭ માઇલ ઉપર **અલીયાબાદસરાઈ** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૧ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સહેજ કઠણ છે. અહિં એક નાની સરખી સરાઇ છે સામાન મોંઘો મળે છે. અહિંથી ૭ માઇલ ઉપર **હૈદ્રાબાદ** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ અને ૪ માઇલ ઉતરાઇનો છે. ચઢાઇ ઉતરાઇ બન્ને કઠણ છે. અહિં બે દુકાનો અને એક સરાઇ છે. હૈદ્રાબાદથી ૧૦ માઇલ ઉપર **ઉરી** આવે છે. રસ્તો ૬ માઇલની સાધારણ ઉતરાઇનો, અને ૪ માઇલ સીધો છે. ઉરીથી ૬૪ માઇલ ઉપર **શ્રીનગર** આવે છે. રસ્તો ૧૧ માઇલ ચઢાઇ, પાા માઇલ ઉતરાઇ, અને ૪૭ાા માઇલ સીધો છે. શ્રીનગરથી ૯૦ માઇલ ઉપર **અમરનાથ** આવે છે. રસ્તો ૧૭ાા માઇલ ચઢાઇ, ૧૩ાા માઇલ ઉતરાઇ અને ૫૯ માઇલ સીધો છે. ઉરીથી અમરનાથ સુધીનું વર્ણન લીસ્ટ નંબર ૧ માં આપેલું છે. કુલ ઝેલમથી અમરનાથ ૨૮૭ માઇલ થાય છે, તેમાં ૬૬ાા માઇલ ચઢાઇ, ૫૭ માઇલ ઉતરાઇ, અને ૧૬૩ાા માઇલ સીધો રસ્તો આવે છે.

# લીસ્ટ નં. ૫.

## ગુજરાતથી અમરનાથ ૨૬૬ માઈલ.

### ( પીર પંજાલના રસ્તે થઇને )

**ગુજરાત**–નોર્થ વેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન છે. શહેર મોટું છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટલ, ધર્મશાળા, ડાકબંગલો, સ્કુલ, વિગેરે છે. સ્ટેશનથી ગામ ૧॥ માઇલ દૂર છે. એકા અને મોટરનું વાહન મળે છે. બજાર મોટી છે. પાણી નદીનું કામ આવે છે. ગુજરાતથી રાવલપીંડી ૧૦૯, લાહોર ૭૧, વઝીરાબાદ ૯, આગ્રા ૪૯૦, અલ્હાબાદ ૭૫૭, અંબાલા ૨૫૮, અમૃતસર ૧૦૩, મુંબાઇ ૧૧૪૮, કલકત્તા ૧૨૪૬, લખનૌ ૬૩૦, અને પઠાણકોટ ૧૭૦, માઇલ થાય છે. અહિંથી ૧૩॥ માઇલ ઉપર **દોલતનગર** આવે છે. રસ્તો સીધો છે ગામ મોટું છે. અહિં કેટલીક દુકાનો, પોષ્ટ, ડાકબંગલો, અને નદી તથા ઝરણાનું પાણી છે. અહિંથી આઠ માઇલ ઉપર **કોટલા** આવે છે. રસ્તો સીધો છે અહિં બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૮॥ માઇલ ઉપર **ભીમવાર** આવે છે. રસ્તો સીધો છે પણ જંગલમાં થઇને જાય છે. એકા વિગેરે ચાલે છે પણ રસ્તો ખાડા ખડીઆ વાળો છે. ગામ મોટું અને ભીમવાર ડીસ્ટ્રીકટનું હેડ કવાર્ટર છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, ધર્મશાળા, રેસ્ટ હાઉસ, વિગેરે છે. પાણી નદીનું કામ આવે છે. અહિંથી ૧૪ માઇલ ઉપર **સયદાબાદ** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ; અને ૧૦ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇસાધારણ છે. અહિંથી બે માઇલ પશ્ચિમમાં રામાનીગામ છે ત્યાં ખાવા પીવાની ચીજો મળે છે. રસ્તામાં ૧૦ માઇલ ઉપર એક રેસ્ટ હાઉસ આવે છે. અહિંથી ૧૨ માઇલ ઉપર **નવસેરા** આવે છે રસ્તો ૪ માઇલ ચઢાઈ, ૩ માઇલ ઉતરાઇ અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામ નાનું છે પણ ફરતો કિલ્લો છે અહિં કેટલીક દુકાનો, પોષ્ટ, ડાકબંગલો, સરાઇ વિગેરે છે. પાણી નદીનું કામ આવે છે. અહિંથી ૧૩ માઇલ ઉપર **ચંગલસરાઈ** આવે છે રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ

અને ૮ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. રસ્તામાં તાપી નદીનો પુલ પાર કરવો પડે છે. અહિંનાની સરાઇ, ડાકબંગલો, સ્કુલ, ત્રણચાર દુકાનો વગેરે છે. ગામ તાવી નદીને જમણે કિનારે છે. અહિંથી ૧૪ માઇલ ઉપર **થાણામંડી** આવે છે. રસ્તો ૪॥ માઇલ ચઢાઇ, ૪॥ માઇલ ઉતરાઈ અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં સુરેન નદીનો પુલ પાર કરવો પડે છે. ગામની નજીકમાં રતનપીરની જગ્યા છે. અહિંથી પંચ જવાનો એક રસ્તો ત્રીસ માઇલનો છે. તેમાં સોળ માઇલ ઉપર સુરેનગામ આવે છે. થાણામંડી સુરેન નદીને ડાબે કિનારે છે. અહિં પોષ્ટ, ડાકબંગલો તથા નાની બજાર છે. અહિંથી ૧૦॥ માઇલ ઉપર **બારંગલા** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ ર માઇલ ઉતરાઈ અને ૫॥ માઇલ સીધો છે, ચઢાઈ ઉતરાઇ કઠણ છે. પુરની અને સુરેન નદીનો અહિં સંગમ થાય છે. ગરમીની રૂતુમાં નદીની અંદર પાણી રહેતું નથી. ગામ નાનું છે. નજીકમાં એક કિલ્લો જોવા લાયક છે. ગામમાં એક બે દુકાનો, નાની ધર્મશાળા વિગેરે છે. અહિંથી ૮॥ માઇલ ઉપર **પુશીયાણા** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ અને ૧॥ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. ઠંડીના વખતમાં અહિં માણસો નથી રહેતાં ગામ નાનું છે. એક સરાઇ છે. ગામની નજીકમાં એક ઝરણું બહુ ઉંચેથી પડે છે. તેનો દેખાવ સુંદર છે. રસ્તામાં બે ત્રણ વખત નદી નાળાં પાર કરવાં પડે છે, અહિંથી ૧૧ માઇલ ઉપર **અલીઆબાદ સરાઈ** આવે છે. રસ્તો ૪ માઇલ ચઢાઈ ર માઈલ ઉતરાઇ અને ૫ માઈલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં રૂપરીનો પુલ પાર કરવો પડે છે. અહિં એક બે દુકાનો નાની સરાઇ તથા નાળાનું પાણી છે. ઠંડીના વખતમાં અહીંથી લાહોર શહેર દેખાય છે. અહિંથી ૧૨ માઇલ ઉપર **હરીપુર** આવે છે. રસ્તો બે માઇલ ચઢાઈ, ૫ માઇલ ઉતરાઇ, અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. રસ્તામાં રૂપરીનો પુલ પાર કરવો પડે છે. વસ્તીનાં પંદર વીસ મકાનો એક નાની સરાઈ અને દુકાન છે. પાણી ઝરણાનું મળે છે. અહિંથી ૮ માઇલ

ઉપર **શોપ્યુન** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૪ માઇલ ઉ-
તરાઇ, અને ૩ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે.
શોપ્યુન ડીસ્ટ્રીકટનું હેડ કવાટર છે. અહીં પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો
સ્કુલ વિગેરે છે. બજાર મોટી છે. અહિંથી અનંતનાગ જવાનો રસ્તો
ઓગણીસ માઇલનો પહાડની અંદર થઇને જાય છે. જ્યાં એકા ચાલે
છે તેમ ઘોડા ખચ્ચર તથા કુલી પણ મળે છે. અમરનાથ જવાવાળાઓએ
શ્રીનગર થઇને અનંતનાગજવા કરતાં અહિંથી સીધા જવાથી તેંતા-
ળીસ માઇલનો બચાવ થાય છે. અહિંથી ૧૦ માઇલ ઉપર
**રામુ** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ ૩ માઇલ ઉત-
રાઇ અને ૬ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે.
રસ્તામાં ત્રણ માઇલ ઉપર એક નદી પાર કરવી પડે છે. રામુ
રામચ્યુ નદીને કિનારે વસેલ છે. અહિં પાંચ છ દુકાનો અને સ્કુલ
વિગેરે છે. અહિંથી ૫ માઇલ ઉપર **ખાનપુર** આવે છે. રસ્તો સીધો
છે. ગામ મોટું છે. રસ્તામાં બેઉ બાજુ ચીડનાં વૃક્ષો છે. ખાવા
પીવાની ચીજો મળે છે. અહિંથી ૬ માઇલ ઉપર **વ્હાટર** આવે છે.
રસ્તો ૨ માઇલની સાધારણ ઉતરાઇનો અને ૪ માઇલ સીધો છે. ગામ
મોટું છે. ખાવા પીવાની ચીજો મળે છે. અહિંથી ૭ માઇલ ઉપર
**શ્રીનગર** આવે છે. રસ્તો ૪ માઇલની સાધારણ ઉતરાઇનો અને ૩
માઇલ સીધો છે. શ્રીનગરથી ૯૦ માઇલ ઉપર **અમરનાથ** આવે છે.
રસ્તો ૧૭ાા માઇલ ચઢાઇ, ૧૩ાા માઇલ ઉતરાઇ, અને ૫૯ માઇલ
સીધો છે. શ્રીનગરથી અમરનાથ સુધીનું વર્ણન લીસ્ટ નંબર–૧ માં
જોઈ લેવું. કુલ ગુજરાતથી અમરનાથ ૨૬૬ માઇલ થાય છે, તેમાં
૫૧ માઇલ ચઢાઇ, ૫૪ાા માઇલ ઉતરાઇ, અને ૧૬ાા માઇલ સીધો
રસ્તો આવે છે.

**નોટ**—આ રસ્તે ઘણા થોડા માણસોજ આવજાવ કરે છે, કારણકે
વરસાદની ઋતુમાં રસ્તો ખરાબ થઈ જાય છે, તેમ નદી નાળાં અને ચઢાઈ
ઉતઈરાઈ વધારે આવે છે, પરંતુ ગરમીની ઋતુમાં જવા આવવા માટે ઠીક
છે, કેમકે પીરપંજાલની સીનેરી કાશ્મીરમાં વખણાય છે.



# પ્રકરણ ૫ મુ.

## જ્વાળામુખી (જ્વાલામાઇ) વિષે થોડી આલોચના અને સૂચના.

**ભૌગોલિક.**

જ્વાળામુખીનું તીર્થ પંજાબના જલંધર વિભાગમાં કાંગડા જિલ્લાની અંદર આવેલ છે. કાંગડાનું ક્ષેત્રફળ ૯,૯૭૮ ચોરસ માઇલ છે, અને તે બ્રિટિશ હકુમતમાં છે

**વ્યાપારીક અને સામાજિક**—કાંગડા ડીસ્ટીકટમાં હવા ખાવાનાં સ્થળો લોવર ધરમશાળા, પાલમપુર અને દેલહાઉસી છે, જેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી અનુક્રમે ૪૫૦૦, ૪૦૦૦, અને ૬૭૪૦ ફીટ છે. અને તેનું છેટું પઠાણકોટ સ્ટેશનથી અનુક્રમે ૮૫, ૭૨, અને ૫૨ માઇલ છે. દરેક જગ્યો મોટર જાય છે.

આ જિલ્લામાં જંગલો બહુ મોટાં છે એટલે વનૌષધીઓ તથા લાકડાં અહિંથી પુષ્કળ પ્રમાણમાં બહાર જાય છે. સિવાય સ્લેટના પત્થરો પણ અહિં બહુ મળે છે. પેદાશમાં તમામ જાતનું ધાન્ય અને કઠોળ ત્યાંના પુરતું થાય છે.

ભાષા પહાડી પણ પંજાબીને મળતી બોલવવામાં આવે છે, પહેરવેશમાં પુરૂષો પાયજામો, ખમીસ અને ફેંટો રાખે છે. સ્ત્રીઓ ખમીસ જેવું પેરણ પાયજામો અને નાની સરખી સાડી રાખે છે. દેખાવમાં હૃષ્ટપુષ્ટ અને તંદુરસ્તીમાં તેઓ બહુ સારાં રહે છે.

**રસ્તાઓ**—જ્વાળામુખી જવાના ઘણા રસ્તા છે, પરંતુ તેમાં મુખ્ય બે છે. પહેલો પઠાણકોટ થઇને, અને બીજો હોંશીયાર પુર થઇને.

જે માણસો અમરનાથની યાત્રા કરી જમ્મુ તરફ પાછા ફરેલ હોય, તે જ્વાળામુખીની યાત્રા કરવા ધારે તો જમ્મુથી રેલ્વેમાં અથવા સામાન ન હોયતો પગરસ્તે પઠાણકોટ આવી, ત્યાંથી જવાળા મુખી આવી; ત્યાંથી સીમલા અને મન્સુરી થઇ ગંગોત્રી યમુનોત્રી જવા ધારે તો તેમ પણ કરી શકે છે. (ગંગોત્રી યમુનોત્રી યાત્રાના

વખતેજ) પરંતુ જેની પાસે વધારે સામાન હોય અથવા તો ચાલવાને અશક્ત હોય, તેમણે તેમ કરવું ઠીક નથી; કારણકે જવાળામુખીથી પગરસ્તે સીમલા ૧૦૫ાા માઇલ થાય છે, અને સીમલાથી મન્સુરી ૧૫૦ાા માઇલ થાય છે. અલબત્ત જેને પહાડોમાં ફરી કુદરતી મજાહ ચાખવાનો શોખ હોય તેના માટે તો તે ઉત્તમ છે.

**વાહનો**—પઠાણકોટથી જવાળામુખી સુધી મોટર એકા વિગેરે જાય છે. ભાડું એક બેસારૂના રૂા. ૩) થી ૫) લાગે છે.

હોંશીયારપુરથી જવાળામુખી જવા માટે ઘોડા, બળદગાડી, એકા અને મોટર મળે છે, ભાડું લીસ્ટમાં જણાવેલ છે.

**સમયઃ**—આયાત્રા બારેમાસ થઇ શકે છે, પરંતુ મેળાનો સમય ચૈત્ર સુદી ૯ અને આસો સુદી ૯ ની નવરાત્રીનો છે, એટલે જેને મેળામાં જવા ઇચ્છા હોય તેને તે સમય પહેલાં જવાળામુખી પહોંચી શકાય તેમ ઘેરથી નીકળવું જોઇએ.

**સૂચનાઃ—જવાળા**મુખીની યાત્રાએ જવામાં વધારે સામાન કે કપડાંની જરૂર નથી; કારણકે ત્યાં ઠંડી વધારે પડતી નથી; તેમ જતાં આવતાં વધારે દિવસો પણ લાગતા નથી. હોંશીયારપુરથી જવાળા-મુખી જનારે જલંધર સીટી ન ઉતરતાં જલંધરકેન્ટોન્મેન્ટ ઉતરી હોંશીયારપુર જતી ટ્રેઇનમાં બેસવું જોઇએ.

પઠાણકોટથી જવાળામુખી જનારે અમૃતસર આવી ત્યાંથી પઠા-કોટ જતી ટ્રેઇનમાં બેસવું જોઇએ. સારો અને સગવડવાળો રસ્તો પઠાણકોટનો છે, એટલે યાત્રાળુએ બને ત્યાં સુધી તે રસ્તે જવું ઠીક છે.

દિલ્હી તરફથી આવનાર યાત્રાળુઓએ પઠાણકોટ અથવા જલં. ધરની સીધી ટીકીટ લેવાથી રસ્તામાં આવતા કુરૂક્ષેત્ર તીર્થની યાત્રા થઇ શકે છે. કુરૂક્ષેત્ર જંકસનથી થાણેશ્વર ત્રણ માઇલ છે. વાહનમાં એકા (ઘોડાગાડી) મળી જાય છે, તેમ રેલ્વેમાં પણ જઇ શકાય છે. કુરૂક્ષેત્રથી નરવાના જતી ટ્રેઇનમાં ત્રણ માઇલ ઉપર થાણેશ્વર પહેલું સ્ટેશન આવે છે. અહિં થાણેશ્વર મહાદેવનું મંદિર એક મીઠાપાણીના સરોવરમાં છે, અને સરોવરને ફરતો ઘાટ બાંધેલ છે તે જોવા લાયક છે. પાંડવ કૌરવનું મહાભારત યુદ્ધ અહિં થએલ હતું;

તે યુદ્ધ ક્ષેત્રનું વિશાળ મેદાન, ભિષ્મની બાણ શય્યા, અર્જુનના બાણથી ગંગાનું નિકળવું, દ્રોણાચાર્ય, કર્ણ, અભિમન્યુ, આદિ વીર-યોદ્ધાઓના સંસ્મરણો. વિગેરે જોવા જેવાં છે. સૂર્ય ગ્રહણ હોય ત્યારે અહિં મોટો મેળો ભરાય છે. અહિંયાં કેટલીક ધર્મશાળાઓ અને સદાવ્રતો છે. શહેર મોટું છે. કુરૂક્ષેત્રથી દિલ્હી ૯૭, કલકત્તા (દિલ્હી થઇને) ૧૦૦૦, મુંબઇ (દિલ્હી થઇને) ૯૬૨, મથુરાં ૧૮૬, કાનપુર ૩૬૯, અલ્લાહાબાદ ૪૮૮, સહરાનપુર (અંબાલા થઇને) ૭૬, અને હરદ્વાર ૧૨૬ માઇલ થાય છે.

**યાત્રાના માઇલ અને લાગતો સમય:—**

૧ પઠાણકોટથી જવાળામુખી જઇ ત્યાંજ પાછા આવતાં ૧૪૯ માઇલ થાય છે, અને સમય એથી પાંચ દિવસનો લાગે છે; કારણ કે મોટરમાં અવાય જવાય છે.

૨ હોંશીયારપુરથી જવાળામુખી જઈ ત્યાંજ પાછા આવતાં ૯૮ માઇલિ થાય છે, અને સમય પાંચથી સાત દિવસનો લાગે છે.

**દ્રશ્ય**:—જેણે જવાળામુખી પર્વતો ન જોયા હોય, તેને માટે જ્વાળામાઇનું સ્થાન ખરેખર જોવા લાયક છે. જવાળામુખીના પર્વતો જ્યાં જ્યાં ફાટે છે, ત્યાં થોડી મુદત સુધી પર્વતમાંથી જવાળા નિકળ્યા પછી આપોઆપ શાન્ત થઈ જાય છે, પણ અહિં તેમ થતું નથી તેજ અહિંની વિશિષ્ટતા છે.

# લીસ્ટ નંબર ૧.

## પઠાણકોટથી જ્વાળામાઇ ૭૪ાા માઇલ.

**પઠાણકોટ** નોર્થવેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન છે. અમૃતસરથી ગુરૂદાસપુર થઇને રેલ્વેની એક બ્રાન્ચ અહિં સુધી આવેલી છે. પઠાણકોટથી અમૃતસર ૬૭, લાહોર ૧૦૦, મુંબાઈ ( અમૃતસર અને દિલ્હી થઇને ) ૧૨૧૦, કાનપુર ૬૧૬, હરદ્વાર ૩૨૨, દિલ્હી ૩૪૫, જમ્મુ ૨૧૪, લખનૌ ૫૯૪, આગ્રા ૪૬૭, અને અલ્લાહાબાદ ૭૩૬ માઇલ થાય છે. પઠાણકોટ મોટું શહેર છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, ધર્મશાળા, સરાઇ, હોટલો, મંદિરો, પાણીના નળો, ઇલેકટ્રીક, હાઇસ્કુલ, કોર્ટ અને મોટી બજાર છે. અહિંથી કાંગડા, દેલહાઉસી, વૈજનાથ, અને ધર્મશાળા સુધી મોટર એકા જાય છે. જ્વાળામુખી મોટરમાં જતાં નીચેનાં ગામો રસ્તામાં આવે છે. પઠાણકોટથી ૧૬ માઇલ ઉપર **નુરપુર** આવે છે. રસ્તો સીધો છે. અહિં ડાકબંગલો, જુનો કીલ્લો, અને મોટી બજાર છે. અહિંથી ૧૪ માઇલ ઉપર **કોટલા અથવા ત્રીલોકીનાથ** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ચઢાઇ, અને ૧૨ માઇલ સીધો છે. અહિં ડાકબંગલો અને નાની બજાર છે. રસ્તામાં દઇસ અને બરહાટ નદીના પુલો પાર કરવા પડે છે. અહિંથી ૧૦ માઇલ ઉપર **શાહપુર** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ ૧, માઇલ ઉતરાઈ, અને ૮ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં પોષ્ટ, ડાકબંગલો, અને નાની બજાર છે. રસ્તામાં ખોલી નદીનો પુલ પાર કરવો પડે છે. અહિંથી ૧૪ માઇલ ઉપર **કાંગડા** આવે છે. રસ્તો સીધો છે. બાણ ગંગાને કિનારે કાંગડા મોટું શહેર છે. નદીની પાસે ૧૫૦ ફીટ ઉંચો એક સ્તંભ જોવા લાયક છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, સ્કુલ, ડાકબંગલો, ધર્મશાળા, અને મોટી બજાર છે. કાંગડામાં મહામાયા વજરેશ્વરીનું પ્રસિદ્ધ મંદિર છે. સ્લેટના પત્થરો અહિં ઘણા મળે છે. અહિંથી ૯ માઇલ ઉપર **રાણીતાલ** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૫ માઇલ સીધો છે.

ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ નાનું છે, અહિં ડાકબંગલો અને બે ત્રણ દુકાનો છે. અહિંથી ૧૧॥ માઇલ ઉપર **જવાળામાઇ** આવે છે. રસ્તો ૧॥ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઈ, અને ૯ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, ડાકબંગલો. સ્કુલ, પોલીસ ચોકી, છ ધર્મશાળા અને મોટી બજાર છે. પાણી કુવા અને ઝરણાનું કામ આવે છે. અહિં જવાળામાઇનું મોટું મંદિર છે, તેમાં જવાળા-માઇની મૂર્ત્તિ જ્યોતિ સ્વરૂપ છે. મંદિરની અંદર છ જ્યોતિ નીકળે છે. તેમાં મોટી જ્યોતિને જવાળામાઇ તરીકે માનવામાં આવે છે. આ જ્યોતિના ફરતો ત્રણ ફીટ લાંબો, પહોળો અને ઉંડો કુંડ બાંધેલ છે. જ્યોતિ લગભગ એક ફુટ ઉંચી નીકળે છે. મંદિર ઉપર ત્રાંબાનાં પત્રાં મઢી સોનાનો ગીલ્ટ કરેલ છે. તે ઉપર સોનાનો મોટો કળશ છે. જ્યોતિમાં યાત્રાળુઓ પેંડા, દુધ વિગેરેનો ભોગ ધરાવે છે, અને ધૂપ, દીપ કરે છે. મંદિરની પાસેજ અંબિકેશ્વર મહાદેવ, ઉન્મત ભૈરવ, અને સિદ્ધ નાગાર્જુનની મૂર્તિઓ જુદા જુદા મંદિરોમાં છે. મંદિરના ચોકમાં બે ગરમ જળના કુંડ છે. પ્રસાદ રૂપે ત્રિયુગી નારાયણની જેમ અહિંથી પણ હવન કુંડની ભસ્મ લઇ જવામાં આવે છે.

દેવી પુરાણમાં લખેલ છે. કે કનખલમાં દક્ષના યજ્ઞની અંદર દેવી બળીમુઆં ત્યારે, તેમની જ્યોતિ અહિં સમાણી, ત્યારથી અહિ જ્યોતિ સ્વરૂપ દેવીનાં દર્શન થાય છે. નવરાત્રિમાં અહિં મોટા મેળા ભરાય છે, ત્યારે હજારો યાત્રાળુ દૂર દૂરથી આવે છે. શ્રદ્ધાળુ યાત્રીઓ અહિં ઇચ્છીત ફળ મેળવે છે, તેના દાખલા ઘણા મોજુદ છે. વધારે આનં-દની વાત તો એજ છે કે, અહિં દેવીને પશુનો ભોગ અપાતો નથી. મંદિરથી થોડે દૂર ગોરખટીંબા નામની જગ્યા જોવા લાયક છે. ઉપ-રાંત ગામમાં કેટલાંક દેવી દેવતાંના મંદિરો છે. મંત્ર, જંત્ર અને જ્યોતિષનું કામ અહિં વધારે થાય છે. જવાળામુખીની ઉંચાઇ સમુ-દ્રની સપાટીથી ૩,૨૮૪ ફીટની છે. પઠાણકોટથી જવાળામુખી કુલ ૭૪॥ માઇલ થાય છે, તેમાં ૬॥ માઇલ ચઢાઇ, ૪ માઇલ ઉતરાઇ, અને ૬૪ માઇલ સીધો રસ્તો આવે છે.

# લીસ્ટ નં. ૨.

## હોંશીયારપુરથી જ્વાળામાઇ ૪૯ માઇલ.

**હોંશીયારપુર** નોર્થવેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન છે. જલંધર કેન્ટોનમેન્ટથી અહિં સુધીની રેલ્વે બ્રાન્ચ છે, જે, ૨૪ માઇલની છે, અને ભાડું રૂ. ૦।≈ પડે છે. જલંધર કેન્ટોનમેન્ટથી જલંધરસીટી ૩, અમૃતસર ૫૨, પઠાણકોટ ૧૧૯, વઝીરાબાદ ૧૪૬, સહરાનપુર ૧૫૪, આગ્રા ૨૪૮, અલ્લાહાબાદ ૬૦૧, મુંબઇ ૧૦૯૧, કાનપુર ૪૯૭, દિલ્હી ૨૨૬, જમ્મુ ૧૯૮, ઝેલમ ૧૨૭, કલકત્તા ૧૧૧૬, અને પુના ૧૧૯૯ માઇલ થાય છે. જલંધરથી હોંશીયારપુર એકા અને મોટરોમાં પણ જવાય છે. હોંશીયારપુર મોટું શહેર છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, ધર્મશાળા, હોસ્પીટાલ, સ્કુલ, ડાકબંગલો, કચેરી, સરાઇ, હોટલો અને મંદિરો છે. અહિંથી જ્વાળામુખી જવા માટે કુલી, ઘોડા, બળદગાડી, એકા અને મોટર મળી શકે છે. ભાડું જતાં આવતાંનું એક માણસનું એકાનું રૂા. ૮ થી ૧૦) બળદગાડીનું ૫ થી ૬ ઘોડાના ૫ થી ૭ કુલીના ૩ થી ૫ અને મોટરનું ૧૦ થી ૧૪ લાગે છે. પણ જ્યાં સુધી પુરી સ્વારી ન મળે ત્યાં સુધી વાહન મળવું મુશ્કેલ છે. અહિંથી ૧૧॥ માઇલ ઉપર **મંગવારચટી** આવે છે. રસ્તો સહેજ ચઢાઇવાળો પણ સીધો છે. વચમાં પાંચ માઇલ ઉપર એક ડાકબંગલો અને બે દુકાનો આવે છે. આ ચટીમાં પણ ત્રણ ચાર દુકાનો અને ઝરણાનું પાણી કોઇ કોઇ વખત મળે છે. અહિંથી ૬॥ માઇલ ઉપર **બનુચટી** આવે છે. રસ્તો સીધો છે. અહિં બે ત્રણ દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૪ માઇલ ઉપર **મઠચટી** આવે છે. રસ્તો સાધારણ ચઢાઇનો છે. અહિં ધર્મશાળા અને સાધુઓનો મઠ છે. બે દુકાનો અને ઝરણાનું પાણી છે. અહિંથી ૭॥ માઇલ ઉપર **અંબામુકામ** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૩॥ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. વચમાં ત્રણ માઇલ ઉપર એક નાની ચટી આવે છે, ત્યાં ધર્મશાળા અને બે દુકાનો છે.

આંઆ મુકામમાં ધર્મશાળા, ૭ સાત દુકાનો, એક સરોવર **તથા** **ચિંતાપૂર્ણીદેવી**નું મંદિર છે. અહિંથી ૧૦ માઇલ ઉપર **દેહરા** ( **ગોપીપુર** ) આવે છે. રસ્તો ૫ માઇલની સાધારણ ઉતરાઇનો અને ૫ માઇલ સીધો છે. વચમાં આઠ માઇલ ઉપર એક ચટી આવે છે, ત્યાં બે ત્રણ દુકાનો છે, ત્યાંથી ડોઢ માઇલ ઉપર બીયાસ નદીનો પુલ પાર કરી અડધો માઇલ ચાલતાં દહેરાગામ આવે છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, ડાકબંગલો, ધર્મશાળા અને મોટી બજાર છે. અહિંથી ૯॥ માઇલ ઉપર **જવાળામાઈ** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૪॥ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. દેહરાથી દોઢ માઇલ ચાલતાં બે રસ્તાઓ આવે છે, તેમાં ડાબા હાથ તરફનો કાંગડા અને જમણા હાથ તરફનો જવાળામુખી જાય છે. રસ્તામાં એક નદીનો પુલ પાર કરવો પડે છે. જવાળામુખીનું વર્ણન લીસ્ટ નં ૧ માં આપેલું છે. હોંશીયારપુરથી જવાળામુખી કુલ ૪૯ માઇલ થાય છે, તેમાં ૧૦ માઇલ ચઢાઇ, ૮ માઇલ ઉતરાઇ, અને ૩૧ માઇલ સીધો રસ્તો આવે છે.

**નોટ**—આ રસ્તો, પઠાણકોટના કરતાં ટુંકો છે, પણ પઠાણકોટના જેટલો સારો નથી, તેમજ જવાળામુખીને માટે ઘણી વખત મોટર પણ મળતી નથી. સિવાય પઠાણકોટના રસ્તા જેટલી ખોરાક અને પાણીની સગવડતા કે આરામ પણ નથી એટલે આ રસ્તે માણસો ઓછાં જાય છે. છતાં દસપંદર માણસોનો સંઘ હોય તો વાહન વિગેરે ઓછા ખરચથી મળી જાય છે માટે યાત્રાળુએ ઉપરની બાબત ખ્યાલમાં રાખી જેમ યોગ્ય લાગે તેમ કરવું.



# લીસ્ટ નં. ૩.

## જમ્મુથી જ્વાળામાઇ ૧૪૯ાા માઇલ.

### ( ઝસરોટા અને પઠાણકોટ થઇને )

**જમ્મુથી** ૧૨ માઇલ ઉપર **ઇસ્માઇલપુર** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઈ, ૧ માઇલ ઉતરાઇ, અને ૯ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સાધારણ છે. રસ્તામાં તાપી નદીનો પુલ પાર કરવો પડે છે. અહિં કેટલીક દુકાનો અને નદીનું પાણી છે. ગામ મોટું છે, અહિંથી ૧૩ માઇલ ઉપર **સામ્બા** આવે છે. રસ્તો સીધો છે. આગામ તહસીલદારનું છે. અહિં ખાવા પીવાની ચીજો અને ઝરણાનું પાણી મળે છે. અહિંથી ૧૨ માઇલ ઉપર **આલેહ** આવે છે. રસ્તો સીધો છે. વચમાં રાવી નદીનો પુલ પાર કરવો પડે છે. અહિં ખાવા પીવાની ચીજો તથા નદીનું પાણી મળે છે. અહિંથી ૧૨ાા માઇલ ઉપર **ઝસરોટા** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૯ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ મોટું છે. અહિં પોષ્ટ, ડાકબંગલો, કેટલીક દુકાનો અને નદીનું પાણી છે, અહિંથી ૧૨ માઇલ ઉપર **કુતોહ** આવે છે. રસ્તો સીધો છે. ગામ રાવી નદીને જમણે કિનારે છે. અહિં પોષ્ટ, ડાકબંગલો અને કેટલીક દુકાનો છે. પાણી નદીનું પીવાય છે. અહિંથી ૬ માઇલ ઉપર **માધોપુર** આવે છે- રસ્તો સીધો છે. ગામ નાનું છે. અહિં પોષ્ટ, નાની બજાર અને કેનલની વર્કશોપ વિગેરે છે. ખાવા પીવાની ચીજો મળે છે. અહિંથી ૮ માઇલ ઉપર **પઠાણકોટ** આવે છે. રસ્તો સીધો છે. અહિંથી ૫૪ માઇલ ઉપર **કાંગડા** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઈ, અને ૫૦ માઇલ સીધો છે. કાંગડાથી ૨૦ાા માઇલ ઉપર જ્વાળામાઈ આવે છે, રસ્તો ૩ાા માઈલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ અને ૧૪ માઇલ સીધો છે. પઠાણકોટથી જ્વાળામાઈ સુધીનું વર્ણન લીસ્ટ નંબર ૧ માં જોઇ લેવું. કુલ જમ્મુથી જ્વાળામાઇ ૧૪૯ાા માઇલ થાય છે; તેમાં ૯ાા માઇલ ચઢાઇ, ૭ માઇલ ઉતરાઇ, અને ૧૩૩ માઇલ સીધો રસ્તો આવે છે.

# લીસ્ટ નં. ૪.

## શ્રી જ્વાળામાઇથી હરદ્વાર ૩૦૦ માઈલ.

### ( સીમલા, મન્સુરી અને દેહરાદુન થઇને )

**જ્વાળામાઇ**થી ૬ાા માઇલ ઉપર **નાંદન** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૪ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ નાનું છે. રસ્તામાં બીયાસ નદી પાર કરવી પડે છે. અહિં ખાવા પીવાની ચીજો મળે છે. અહિંથી ૧૪ાા માઇલ ઉપર **હમીરપુર** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૯ાા માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ મોટું છે. અહિં પોષ્ટ, ડાકબંગલો, પોલીસ ચોકી વિગેરે છે. હમીરપુર તહસીલદારનું ગામ છે, અહિં ખાવા પીવાની ચીજો મળી શકે છે. અહિંથી ૧૬ માઇલ ઉપર **ડાંગો** આવે છે. રસ્તો ૩ માઈલ ચઢાઇ, ૪ માઇલ ઉતરાઇ, અને ૯ માઇલ સીધો છે. ચઢાઈ ઉતરાઇ સહેજ કઠણ છે, રસ્તામાં બે ત્રણ નાનાં ગામો આવે છે. અહિં ખાવા પીવાની ચીજો મળે છે. અહિંથી ૮ માઇલ ઉપર **કુમાર હાટી** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧ માઈલ ઉતરાઇ, અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. અહિં ખાવા પીવાની ચીજો મળે છે. અહિંથી ૯ માઇલ ઉપર **બીલાસપુર** આવે છે. રસ્તો સીધો છે. વચમાં સતલજ નદી પાર કરવી પડે છે. ગામ સતલજને ડાબે કિનારે છે. તહસીલદાર અહિં રહે છે. ખાવાપીવાની ચીજો મળી શકે છે. અહિં પોષ્ટ, ડાકબંગલો, અને પોલીસચોકી વિગેરે છે. અહિંથી ૧૦ાા માઇલ ઉપર **બુજુન** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૮ાા માઈલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં ડાકબંગલો છે. ખાવાપીવાની ચીજો મળી શકે છે. અહિંથી ૧૧ા માઇલ ઉપર **સરીકીહાટી** આવે છે. રસ્તો ૧ માઇલની સાધારણ ઉતરાઇવાળો અને ૧૦ા માઇલ સીધો છે. અહિં નાની બજાર અને ડાકબંગલો છે. અહિંથી ૧૧ માઇલ

'ઉપર **કાનીયાર** આવે છે. રસ્તો ૩ માઈલની ચઢાઇ, ૧ માઇલની ઉતરાઇ અને ૭ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. ગામ નાનું છે ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૯ માઇલ ઉપર **સઇરી** આવે છે. રસ્તો ૨ માઇલની સહેજ કઠણ ચઢાઇનો, અને ૭ માઈલ સીધો છે. અહિં નાની બજાર, ડાકબંગલો, તથા સરાઇ છે. અહિંથી ૧૦ માઈલ ઉપર **સીમલા** આવે છે. રસ્તો ૧ માઇલની કઠણ ચઢાઇનો અને ૯ માઈલ સીધો છે. હિંદુસ્તાનનું હવા ખાવાનું મુખ્ય સ્થાન સીમલા ગણાય છે. તેની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૭,૧૧૬ ફીટની છે. હિંદના ગવર્નર જનરલ (વાઇસરોય સાહેબ) ગરમી અને વરસાદની ઋતુમાં ઘણું કરીને અહિંજ રહે છે. તેમનો બંગલો ૭,૨૨૦ ફીટની ઉંચાઇ ઉપર છે. વડીકાઉન્સીલની બેઠક ગરમીની ઋતુમાં અહિં થાય છે. મોટા મોટા ગૃહસ્થોના બગીચા અને બંગલા અહિં છે, સીમલા, નાની નાની બજારો અને ગામોમાં છુટું છવાયું લગભગ ૧૮ માઇલમાં પથરાયેલ છે. ગામોનાં નામો સમરહીલ, સીમલા, સંજોલી, મસોબરા, બાબુગંજ, અને જાકુ વિગેરે છે. સઉથી ઉંચી જગ્યા જાકુની છે, તેની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૮,૪૦૦ ફીટની છે અને ત્યાં એક મંદિર છે, જેમાં રામ, લક્ષ્મણ સીતાજી અને હનુમાનજીની મૂર્તિઓ છે. બાબુગંજમાં વાઇસરોય સાહેબનો બંગલો છે. જોવાલાયક સ્થળોમાં લક્કડબજાર, માલ બજાર, મીડલબજાર, ગીરજાઘર, જૈનમંદિર, કંપની બાગ વિગેરે છે. વાહનમાં રીક્ષા મળે છે. જે નાની સરખી ટમ ટમના આકારના રબરના પાટાવાળા બે પૈડાના એકદમ હલકા હોઇ એક માણસ બીજા માણસને તેમાં બેસારી સહેલાઇથી ખેંચી જાય છે. ભાડું પણ ઘણુંજ સસ્તું રહે છે અર્થાત એક કલાકનો એક રૂપીઓ ને બાર કલાકના લગભગ ત્રણ રૂપીઆ આપવા પડે છે એટલે થોડા ખરચમાં સીમલાનો કેટલોક ભાગ એક દિવસમાં જોઇ શકાય છે. જો કે ખરી રીતે તો આખું સીમલા જોવા લાયક છે; કારણ કે બનવાનોએ તેને શણગારવામાં કમી નથી રાખી; અર્થાત્ એક બનાવટી સ્વર્ગ બનાવવા પુરતી કોશીષ કરેલ છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ

ટેલીફોન, બેંકો, હોટલો, લાયબ્રેરીઓ ઇલેકટ્રીક લાઇટ, પાણીના નળો, હોસ્પીટાલો, ડાકબંગલા વિગેરે છે. અહિં લશ્કરી છાવણી પણ રહે છે. ગરમીની ઋતુમાં સરકારી ઓફીસરો સીમલાથી ૭ માઇલ દૂર મસોબરામાં જાય છે. ત્યાં ગવર્નમેન્ટ હાઉસ છે. બહાર ગામના યાત્રાળુઓ જે બેચાર દિવસને માટે સીમલા જોવા જાય તેને માટે ઉતરવાની સગવડ સનાતન ધર્મ સભા, જૈન ધર્મશાળા, અને હિંદુ હોટલોમાં થઇ શકે છે. સીમલામાં શામળા દેવીનું મંદિર પ્રસિદ્ધ છે અને તે ઉપરથી ગામનું નામ શામળા મટીને સીમલા પડયું કહેવાય છે. અહિં ઘોડ દોડ, ટેનીસ અને ફુટબોલ ખેલવાનાં મેદાનો પણ છે કાલકાથી સીમલા રેલ્વે રસ્તે ૬૦ માઇલ થાય છે. પણ ભાડું ૧૧૯ માઇલનું લાગે છે. તા. ૧૫ માર્ચથી ૧૫ નવેમ્બર સુધીજ કાલકાથી સીમલાની રેલ્વ ચાલુ રહે છે. રસ્તામાં નાનાં મોટાં ૧૯ સ્ટેશન આવે છે. કાળકાથી સીમલા મોટર રસ્તે ૫૭ માઇલ અને પગ રસ્તે ૪૧ માઇલિ થાય છે. વાહનમાં ઘોડાં, ખચ્ચર, ડાંડી વિગેરે મળી શકે છે. કાલકા સ્ટેશનથી અંબાલા ૪૦ માઇલ થાય છે. અને અંબાલાથી આગ્રા ૨૪૫, અલ્લાહાબાદ ૪૯૮, કાનપુર ૩૯૪, દિલ્લી ૧૨૩, હરદ્વાર ૧૦૧, લખના ૩૭૩, શહરાનપુર ૫૧, કુરૂક્ષેત્ર ૨૬, પાણીપત ૬૮, અમૃતસર ૧૫૫, જમ્મુ ૩૦૧, ઝેલમ ૨૯૦, જલંધર ૧૦૩, કરાંચી ૮૪૬, મુંબાઇ ૯૮૮, કલકત્તા ૯૧૩, લાહોર ૧૮૭, પઠાણકોટ ૨૨૨, રાવલપીંડી ૩૬૭, સીયાળકોટ ૨૭૬, વઝીરાબાદ ૨૪૯ અને પેશાવર ૪૭૫ માઇલ થાય છે. કાલકાથી સાંમલા આવતાં રસ્તામાં ધરમપુર સ્ટેશનથી આઠ માઇલ ઉપર **કસૌલી** આવે છે; જ્યાં હડકાયાં કુતરાં કરડયાં હોય તેનો ઇલાજ—સારવાર થાય છે. ધરમપુરથી કસૌલી સુધી સડક છે. વાહનમાં ઘોડા, ડાંડી, ઝાપાન, મોટર, વિગેરે મળી જાય છે. કાલકાથી ધરમપુર ૨૨ માઇલ થાય છે, કાલકાથી પણ કસૌલી જવાય છે, પરંતુ રસ્તો ૯ માઇલનો લગભગ ખરાબ છે. એટલે મોટર વિગેરે વાહન ચાલી શકતાં નથી. કસૌલીમાં પોષ્ટ, ટેલીગ્રાફ, ડાકબંગલો, હોટલો નાની બજાર અને લશ્કરી છાવણી છે. અહિંની ઉંચાઇ સમુદ્રની સપાટીથી

૬,૩૨૨ ફીટની છે. હવાપાણી અહિંના બહુ સારાં છે. સીમલાથી ૨૧ માઇલ ઉપર **સંજોલી** આવે છે. રસ્તો સીધો છે અહિં મોટી બજાર છે. સંજોલી સીમલાનુંજ પેટા ગામ છે. અહિંથી ૯॥ માઇલ ઉપર **ફાગુ** આવે છે. રસ્તો ૧ માઇલની સાધારણ ચઢાઇનો, અને ૮॥ માઇલ સીધો છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ ડાક-બંગલો અને ટેલીફોન તથા નાની બજાર છે. અહિંથી ૮ માઇલ ઉપર **સાઇંજ** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઈ અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ નાનું છે, પણ ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૭ માઇલ ઉપર **ધાર ગોધના** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ચઢાઇનો અને ૫ માઇલ સીધો છે. ચઢાઇ સાધારણ છે. ખાવાપીવાની ચીજો અહિં મળી શકે છે. અહિંથી ૬ માઇલ ઉપર **પાતરનાલા** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૨ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. અહિં પણ ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૧૦ માઇલ ઉપર **ચેપલ** આવે છે. રસ્તો ૧ માઇલની સાધારણ ઉતરાઇનો અને ૯ માઇલ સીધો છે. અહિં ખાવાપીવાની ચીજો મળે છે અહિંથી ૧૦ માઇલ ઉપર **પીઓન્ટ્રા (કડી)** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ઉતરાઇનો, અને ૮ માઇલ સીધો છે. અહિં ખાવાપીવાની ચીજો મળે છે, પણ પાણીની તંગી છે. અહિંથી ૮ માઇલ ઉપર **ટીકરી** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૧ માઇલ ઉતરાઇ, અને ૪ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં ડાકબંગલો તથા નાની બજાર છે. રસ્તામાં બે માઇલ ઉપર સાંખુ નદી પાર કરવી પડે છે. અહિંથી ૫ માઇલ ઉપર **મંડળ** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ઉતરાઇનો અને ૩ માઇલ સીધો છે. રસ્તો જંગલમાં થઇને જાય છે. રસ્તાની સીનેરી જોવા લાયક છે. અહિં ડાકબંગલો છે, તેમાં ખાવાનું મળતું નથી પણ પાણી મળે છે. અહિંથી ૯ માઇલ ઉપર **માઇન્ડ્રોટ** આવે છે. રસ્તો ૨ માઇલ ચઢાઇ, ૩ માઇલ ઉતરાઇ, અને ૪ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. રસ્તામાં પાંચ માઇલ ઉપર ટોન નદીનો પુલ પાર કરવો પડે છે. અહિં કેંપ કરવાનું મેદાન

છે. પાસે બંગલો છે. ગામ થોડે દૂર છે, તેમાં ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૯ માઈલ ઉપર **કુતીયાણા** આવે છે. રસ્તો ૫ માઇલની સાધારણ ઉતરાઇનો અને ૪ માઇલ સીધો છે, અહિં ફોરેસ્ટ બંગલો છે. ગામ નાનું છે. ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૬ માઇલ ઉપર **લોકુર** આવે છે. રસ્તો સીધો છે. અહિં ફોરેસ્ટ બંગલો છે, ગામ નાનું છે. ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૬ માઇલ ઉપર **કિનાનીપાની** આવે છે. રસ્તો ૩ માઇલની ચઢાઇ, ૧ માઇલની ઉતરાઈ, અને ૨ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સહેજ કઠણ છે. અહિં ફોરેસ્ટ બંગલો અને નાની સરાઇ છે. ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૧૧ માઈલ ઉપર **દેવબન** આવે છે. રસ્તો ૩ માઇલ ચઢાઇ, ૨ માઈલ ઉતરાઇ, અને ૬ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં ફોરેસ્ટ બંગલો× અને ખાવાપીવાની ચીજો મળે છે, અહિંથી ૪ માઇલ ઉપર **ચક્રતા** આવે છે. રસ્તો ૧ માઇલ ઉતરાઈ, અને ૨ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. અહિં લશ્કરી છાવણી રહે છે. ખાવાપીવાની ચીજો મળી જાય છે. ચક્રતાની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૭૦૫૧ ફીટની છે. અહિંથી દેહરાદુન મોટર રસ્તે પણ જવાય છે, તેમાં ૨૮ માઇલ ઉપર કાલસી અને ૬૦ માઇલ ઉપર દેહરાદુન આવે છે ભાડું એક પેસેન્જરનું રૂપીઆ ૧૦ લાગે છે. પગ રસ્તે ચક્રતાથી ૯॥ માઇલ ઉપર **પોકરી** આવે છે. રસ્તો ૨ માઈલ ચઢાઇ, ૨ માઇલ ઉતરાઇ, અને ૫॥ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગામ નાનું છે, પણ ખાવાપીવાની ચીજો મળી રહે છે. અહિંથી ૩ માઇલ ઉપર **સેવાલીયા** આવે છે. રસ્તો ૧ માઇલ ચઢાઇ, ૦॥ માઇલ ઉતરાઈ, અને ૧॥ માઇલ સીધો છે ચઢાઇ ઉતરાઈ સાધારણ છે. અહિં રેસ્ટ હાઉસ તથા ડાક બંગલો છે+

---

× જંગલખાતા તરફથી બંધાવેલ બંગલો.

+ પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ તરફથી બંધાવેલ બંગલાને ડાકબંગલો કહેવામાં આવે છે, જેનો ઉપયોગ પબ્લીક જનસમાજનો કોઈ પણ માણસ જગ્યા હોય ત્યારે ભાડું આપીને કરી શકે છે.

ગામ નાનું છે ખાવાપીવાની ચીજો મળી શકે છે. અહિંથી ૫ માઇલ ઉપર **નાગહાટ** આવે છે. રસ્તો સહેજ કઠણ ચઢાઇનો છે. ગામ નાનું છે. અહિં ડાકબંગલો છે. ખાવાપીવાની ચીજો મળી જાય છે. અહિંથી ૭ માઇલ ઉપર **લખવાર** આવે છે. રસ્તો ૩ માઇલની સાધારણ ઉતરાઇનો અને ૪ માઇલ સીધો છે. અહિં ડાકબંગલો છે. ખાવાપીવાની ચીજો મળી જાય છે. ગામ નાનું છે. અહિંથી ૧૫ માઇલ ઉપર **મન્સુરી** આવે છે. રસ્તો ૫ માઇલ ચઢાઇ, ૪ માઇલ ઉતરાઇ. અને ૬ માઇલ સીધો છે. ચઢાઇ ઉતરાઇ સાધારણ છે. ગરમીની ઋતુમાં ઘણા માણસો અહિં હવા ખાવા આવે છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, ટેલીફોન, ઇલેકટ્રીક લાઇટ, પાણીના નળો, બેંકો, હોટલો, હોસ્પીટાલ, ડાકબંગલો, ધર્મશાળા, સદાવ્રત અને મંદિર છે. અહિંથી નીચાણમાં એક માઇલ ઉપર લંડાર નામની બજાર છે તે જોવાલાયક છે. અહિં લશ્કરી છાવણી પણ રહે છે. અહિંથી ૭ માઇલ ઉપર **રાજપુર** આવે છે. રસ્તો સાધારણ ઉતરાઇનો છે. વચમાં બાલુગંજ ઝંડાપાણી, તથા ટોલ નામની જગ્યાઓ આવે છે ત્યાં આરામ કરી શકાય છે. રાજપુર પાધડીપને વસેલું મોટું ગામ છે. અહિંથી ૭ માઇલ ઉપર **દેહરાદુન** આવે છે. રસ્તો સીધો છે. દેહરાદુન ડીસ્ટ્રીકટનું હેડકવાર્ટર છે. ગામ મોટું છે. બેંકો, હોટલો, પાણીના નળો, ઇલેકટ્રીક લાઇટ, લાયબ્રેરી, હાઇસ્કુલ, ફોરેસ્ટ કોલેજ, ગુરૂ રામરાયનું મંદિર ધર્મશાળા અને સદાવ્રત છે. અહિંથી ૧૦॥ માઇલ ઉપર **લછીવાળા** આવે છે. રસ્તો ૨ માઇલની સાધારણ ઉતરાઇનો અને ૮॥ માઇલ સીધો છે. ગામનાનું છે, ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૮ માઇલ ઉપર **કાંસરૂ** આવે છે. રસ્તો સીધો છે, પણ જંગલમાં થઇને જાય છે. ગામ નાનું છે. ખાવાપીવાની ચીજો મળે છે. અહિંથી ૧૧ માઇલ ઉપર **હરદ્વાર** આવે છે. રસ્તો સીધો છે. હરદ્વાર મોટું શહેર છે. અહિં પોષ્ટ, ટેલીગ્રાફ, હોસ્પીટાલ, ધર્મશાળાઓ, સદાવ્રતો અને કેટલાંક મંદિરો છે. કુલ જવાળામાઇથી હરદ્વાર ૩૦૦ માઇલ થાય છે. તેમાં ૪૯ માઇલ ચઢાઈ, ૪૯॥ માઇલ ઉતરાઇ, અને ૨૦૧॥ માઇલનો સીધો રસ્તો આવે છે.

---

# પરિશિષ્ટ.

**૧ સપ્તપુરીઓ**—પુરાણોમાં નીચેની સપ્તપુરીઓ મોક્ષ આપવાવાળી કહી છે.

**अयोध्या, मथुरा, माया, काशी, कांची, अवंतिका**
**पुरी, द्वारावती चैव सप्तेता मोक्षदायका.**

અયોધ્યા, મથુરા, કાશી અને દ્વારીકાં પ્રસિદ્ધ સ્થાનો છે. માયા હરદ્વારની પાસે કનખલને કહેવામાં આવે છે. વિષ્ણુકાંચી મદુરાની પાસે મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વેનું સ્ટેશન છે, અને અવંતિકા ઉજ્જેનને કહેવામાં આવે છે, જે રાજપુતાનામાં આવેલ પ્રસિદ્ધ શહેર છે, અને બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડીઆ રેલ્વેનું સ્ટેશન છે.

**૨ દ્વાદશ જ્યોતિર્લિંગ.**

**सौराष्ट्रे सोमनाथंच श्री शैले मल्लिकार्जुनम्**
**उज्जयिन्यां महाकाल मोंकारममलेश्वरम्**
**परल्यां वैजनाथंच डाकिन्यां भीम शंकरम्**
**सेतु बंधेतु रामेशं नागेशं दारुका वने**
**वाराणस्यांतु विश्वेशं त्र्यम्बकं गौतमीतटे**
**हिमालयेतु केदारं घृष्णेशंच शिवालये**

૧ સોમનાથ ( કાઠીયાવાડમાં સોમનાથ પાટણમાં છે. ) મલ્લિકાર્જુન ( દક્ષિણમાં ગુંટાકળ સ્ટેશનથી ૬૪ માઇલ ઉપર છે. ) ૩ મહાકાળેશ્વર [ ઉજ્જેની નગરીમાં છે. ) ૪ અમલેશ્વર ( ઓંકારનાથમાં છે, કે જે ઉજ્જેન અને ખંડવાની વચમાં આવેલ મોરટકા સ્ટેશનથી ત્રણ માઇલ દૂર છે. ) ૫ વૈજનાથ ( કલકત્તાથી પટણા જતી રેલ્વેના રસ્તામાં જસીડી સ્ટેશનથી ચાર માઇલ દેવગઢ બૈજનાથ નામના સ્ટેશનથી અડધો માઇલ દૂર છે. ) ૬ ભીમશંકર કોઇ પૂર્વ બંગાળમાં ગૌહટીની પાસે, કોઇ દક્ષીણમાં અને કોઇ કાઠીયાવાડમાં ધંધુકાની પાસે ભીમનાથમાં બતાવે છે. ) ૭ રામેશ્વર ( સેતુબંધના નામથી પ્રસિધ્ધ છે, અને ચાર ધામમાંથી એક ધામ

તરીકે ગણાય છે, ) ૮ નાગનાથ ( કોઈ દ્વારીકાંથી ૨ માઇલ ઉપર બતાવે છે. જ્યારે કોઇ દક્ષિણમાં મનમાડ પાસેના ચોંડી સ્ટેશનથી ચૌદ માઇલ ઉપર બતાવે છે.) ૯ વિશ્વનાથ ( કાશીમાં પ્રસિધ્ધ છે.) ૧૦ ત્ર્યંબકેશ્વર ( નાશીકથી વીસ માઇલ દૂર છે. ) ૧૧ કેદારનાથ ( હિમાલયમાં પ્રસિધ્ધ છે, અને ઉત્તરાખંડના ચાર ધામોમાંથી એક ધામ તરીકે ગણાય છે. ) ૧૨ ઘૃષ્ણેશ્વર ( દક્ષિણ હૈદ્રાબાદથી ૧૦ માઇલ દૂર છે. )

૩ **ચારધામો**—ઉત્તરમાં બદ્રીનારાયણ, દક્ષિણમાં સેતુબંધ રામેશ્વર, પૂર્વમાં જગન્નાથ અને પશ્ચિમમાં દ્વારીકાં પ્રસિધ્ધ છે.

૪ **પાંચ મહાસરોવરો**

૧ બિંદુ—બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડીઆ રેલ્વેના સ્ટેશન સિધ્ધપુરમાં છે.

૨ નારાયણ—કચ્છ માંડવીની પાસે છે.

૩ પંપા—મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વેના હોસ્પેટ સ્ટેશનથી ૧૨ માઇલ દૂર છે. તેની નજીકમાં કિષ્કંધા નગરી અને અંજની પર્વત છે.

૪ પુષ્કર—અજમેર પાસે ૭ માઇલ ઉપર છે. જ્યાં બ્રહ્માજીનું મંદિર છે. ( હિંદુસ્તાનમાં બ્રહ્માજીનું મંદિર ફક્ત અહિંજ છે. )

૫ માનસરોવર—હિમાલયમાં કૈલાસની નજીક છે.

૫ **મેળાઓ**

હરદ્વાર—કુંભ, અધકુંભ, ગંગાદશેરા (જેઠ સુદી ૧૦) દરેક માસની અમાસ અને સૂર્ય ગ્રહણના દિવસે તથા વૈશાખ અને શ્રાવણ માસમાં.

ઋષીકેશ—મહા અને શ્રાવણ માસમાં

જવાળામુખી—ચૈત્ર સુદી ૯ અને આસો સુદી ૯ ની નવરાત્રીઓમાં

પશુપતિનાથજી—મહાશિવરાત્રી (મહા વદી ૧૪)

અમરનાથ—શ્રાવણ સુદી ૧૫

કુરૂક્ષેત્ર—સૂર્ય ગ્રહણમાં મોટા મેળો.

વૃંદ્રાવન—શ્રાવણ સુદી ૧ થી ૧૫ મોટો મેળો, ફાગણમાં સાધારણ
મથુરાં—કાર્તિક સુદી ૨ અને અસાડવદી ૧ થી ૦))
ગોકુળ—શ્રાવણ વદી ૮ (જન્માષ્ટમી)
અયોધ્યા—ચૈત્ર સુદી ૯ (રામનવમી)
પ્રયાગરાજ—મહામાસમાં તથા કુંભમાં
કાશી—શ્રાવણ માસમાં
ગયા—ભાદરવા માસના શ્રાદ્ધના દિવસોમાં
જગન્નાથ—અસાડ સુદી ૨ (રથયાત્રા)
ગંગાસાગર—પોષમાસની શંક્રાન્તીને દિવસે (કલકત્તાથી ૬૦ માઈલ દૂર સ્ટીમરમાં બેસી જવાય છે મેળા ઉપર સ્ટીમરો આવે જાય છે.
હરિહરક્ષેત્ર—કાર્તીક માસની પુનમને દિવસથી એક મહિનાનો મોટો મેળો બાર ગાઉમાં ભરાય છે. જેમાં હાથી, ઘોડા, ઉંટ, ગાય, ભેંસ, આદિ પશુઓ દૂર દૂર દેશાવરથી વેચાવા આવે છે. (આસ્થાન ગયાની પાસે સોનભદ્ર નદીમાં છે.)
નૈમીષારણ્ય—ફાગણ માસમાં એક માસનો મેળો ભરાય છે.
પારસનાથ—ભાદરવા માસમાં પર્યુષણના દિવસોમાં (આસ્થાન ગોમો–બી. એન. અને ઈ. આઇ રેલ્વેના સ્ટેશન પાસે ઇસરીના સ્ટેશન થી ૯ માઈલ દૂર છે.)
બ્રહ્માવર્ત—શ્રાવણ માસમાં (કાનપૂરથી ૭ માઇલ દૂર)
ચિત્રકુટ—ચૈત્રમાસમાં (અલ્હાબાદથી પર માઇલ માણેકપૂર અને ત્યાંથી ૨૦ માઇલ કરવી સ્ટેશન પાસે ત્રણ માઇલ ઉપર)
પૃષ્કરતીર્થ—કાર્તિક માસમાં (અજમેર પાસે ૭ માઇલ દૂર)
શ્રીનાથદ્વારા—કાર્તિક સુદી ૧ અન્નકુટનો મોટો મેળો (ચીતોડગઢથી ૪૫ માઇલ નાથદ્વારારોડ રેલ્વે સ્ટેશન છે.)
બ્રહ્મપુત્રતીર્થ—કાર્તિક માસમાં (ઇ. બી. રેલ્વે. પાર્વતીપૂર પાસે)
વૈજનાથધામ—શ્રાવણ માસમાં (ઈ. આઇ. રેલ્વે. જસડીની પાસે)
વિષ્ણુકાંચી—વૈશાખ માસમાં (એસ. આઇ. રેલ્વે. આરકોણમથી ૧૮ માઇલ દૂર)

તારકેશ્વર—શિવરાત્રી ઉપર મોટો મેળો ભરાય છે (ઇ. આઈ. રેલ્વેમાં કલકત્તાથી ૩૬ માઇલ દૂર છે.)

જનકપૂર—ચૈત્રમાસમાં (જનકરોડ પાસે બી. એન. ડબલ્યુ. રેલ્વે)

નાશીક—કુંભમાં, શ્રાવણ માસ અને કાર્તિક માસમાં

ડાકોર તથા વડતાલ—કાર્તિક સુદી ૧૫

## ૬ કેટલીક ઉપયોગી સૂચનાઓ.

**રેલ્વે વિષે.** (૧) દરેક મોટાં સ્ટેશનો ઉપરથી ગમે તે જંક્સનની ટિકીટ માગવામાં આવે તો, તે આપવાને ટિકીટ માસ્તર બંધાયેલ છે; પછી તે ટિકીટ તૈયાર ન હોય તો ભલે નવી બનાવી આપેઃ લાંબી મુસાફરી કરનારે એકજ ટિકીટ લેવાથી ભાડામાં ઘણો ફાયદો થાય છે, તેમજ રસ્તામાં ૧૦૦ માઇલની મુસાફરી કર્યા પછી એક દિવસ આરામ કરવાનો તેમને સમય મળે છે એટલે, કદાચ ચારસો પાંચસો માઇલની એક સાથે મુસાફરી કર્યા પછી ક્યાંઇ બે ચાર દિવસ ઉતરી જવું હોય તો ઉતરી શકાય છે, અને દરેક સ્ટેશને ટિકીટ લેવાની તકલીફ મટી જાય છે; પરંતુ ઘણી વખત આવી ટિકટો ટિકટ માસ્તરો આપતા નથી, તેનું કારણ તેવી ટિકીટો તેમના પાસે તૈયાર રહેતી નથી અને ટિકીટ વહેંચવાનો ટાઇમ પણ ગાડી આવવાના પહેલાં પંદર વીસ મીનીટનોજ રાખે છે. એટલે નવી ટિકીટો બનાવવાની તેમને ફુરસદ રહેતી નથી. પરંતુ પેસેન્જરોએ યાદ રાખવું જોઇએ કે, **લાંબી મુસાફરીની ટીકીટો દિવસના ગમે તે ટાઇમે મેળવી શકાય** છે, એટલે ટિકીટ વહેંચવાના ટાઇમ પહેલાં, પેસેન્જર તે બાબતમાં ટિકીટ માસ્તરને મળી પૂછીલે, તો દૂરની ટિકીટ મેળવી શકે છે. ટિકીટ માસ્તર ના કહેતો સ્ટેશન માસ્તરને કહેવાથી તે અપાવે છે, અને જ્યાં તે પણ ના કહે ત્યાં લેખીત માગવાથી ટિકીટ અથવા જવાબ બેમાંથી એક મળી જાય ગેરકાયદે ચાલીને લેખીત આપવાથી રેલ્વેના ટ્રાફીક મેનેજરને તે બાબતની ફરીયાદ કરી શકાય છે.

**(૨) મુસાફરીની અંદર સ્ટેશનના કુલીઓ પેસેન્જરોને હેરાન ન કરે તેટલા માટે મોટા સ્ટેશનોએ તે તે દેશની ભાષામાં કુલીના**

રેટ પાટીઆમાં લખેલ હોય છે. મેં ઘણી વખત નજરે જોયેલ છે કે દિલ્હી, કલકત્તા અને હરદ્વાર આદિ સ્ટેશનોપર આવો રેટ લખેલ હોવા છતાં તેથી અજ્ઞાન માણસો પાસેથી કુલીઓ ચાર, છ કે આઠ આના કઢાવે છે. પરંતુ ઘણી જગ્યાએ વધારેમાં વધારે બંગાળી ૧ મણ સુધીના (મણ સામાનમાં ભલેને ૧૦ દાગીના હોય તો પણ તેની મજુરી એક ટ્રીપ-ફેરાની પાસેની એક જગ્યાથી બીજી જગ્યા સુધીની ફક્ત એક આનો ઠરાવેલી છે. કોઈ કોઈ સ્ટેશને દોઢ અથવા બે આના પણ છે, પરંતુ તે બાબત ત્યાં સાફ લખેલ છે. **કોઇ પણ સ્ટેશને એક ફેરાનો ચાર્જ બે આનાથી વધારે નથી.** જ્યાં દાગીના ઉપર મજુરી લેવાનો રૂલ છે ત્યાં ૨૦ શેરથી ઓછા વજનના દાગીનાનું વધારેમાં વધારે ભાડું ફક્ત એક આનો છે. કુલીને સામાન આપતા પહેલાં તેનો લાઇસન્સ નંબર જોઇ લેવો કે જેથી સામાન ગેરવલ્લે ન જાય જો સ્ટેશન કુલી સામાન ન ઉપાડે અથવા ઉપાડીને વધારે પૈસા માગે તો સ્ટેશન માસ્તર પાસે ફરીઆદ કરવી જોઇએ; કારણકે તેવી ફરીઆદો દૂર કરવાને તે બંધાયેલ છે. સામાન, થર્ડ કલાસ પેસેન્જર ૧૫ સેર અને ઇન્ટર કલાસ પેસેન્જર ૨૦ સેર બંગાળી વજનનો સાથે રાખી શકે છે. તેથી વધારે સામાન હોય તો લગેજ કરાવવું પડે છે. પથારી અને ખાવાનું ભાતું આ સામાનમાં ગણવામાં આવતું નથી. વધારેના સામાનનું લગેજ ન કરવાથી પકડાય ત્યારે ઉપરનું વજન બાદ મળતું નથી.

(૪) કઇ ગાડી કયા પ્લેટફોર્મ ઉપર કયારે આવશે તેની તપાસ લગભગ દરેક મોટાં સ્ટેશનો ઉપર ઇન્કવાયરી ઓફીસોમાં થઇ શકે છે. જ્યાં આવી ઓફીસ ન હોય ત્યાં સ્ટેશન માસ્તરને પૂછવાથી ખબર મળી આવે છે.

(૫) જેની પાસે પેસેન્જર ટ્રેઈનની ટિકીટ હોય, તે જો રસ્તામાં મેઇલમાં બેસવા ધારે તો એકસેસફેર (વધારાનો ચાર્જ) આપી બેસી શકે છે, પણ ટિકીટ કલેકટરને પૈસા આપી તેની રસીદ મેળાવ્યા પછી બેસવું ઠીક છે, નહિંતો કોઇક વખત લાંબી મુસાફરીનો ચાર્જ ભરવો પડે છે.

(૬) દરેક મોટાં સ્ટેશનો ઉપર ક્લોક રૂમમાં એકદાગીના ઉપર ચોવીસ કલાકના બે આના અને પછીના ચોવીસ કલાકે એક આનાના હિસાબે ભાડું લઇ પેસેન્જરનો સામાન સાચવવા રાખે છે, અને તેની રસીદ પણ આપે છે, એટલે કોઇ સ્ટેશન ઉપર સામાન રાખી ગામમાં ફરવા જવું હોય તો સુખેથી જઇ શકાય છે. આવી રીતે સામાન સાચવવાની મુદત એક માસ સુધીની છે. ત્યાર પછી લીલામ કરી નાખવામાં આવે છે.

(૭) રેલ્વેમાં મુસાફરી કરતાં ટાઇમટેબલ જરૂર સાથે રાખવું અંગ્રેજી ન જાણનારને તે હિંદીમાં મળી શકે છે.

[૮] ગાડીમાં બેસતી વખતે ટિકીટનો અને બની શકે તો ડબાનો નંબર જરૂર યાદ રાખો અથવા બુકમાં નોંધી લ્યો; કારણ કે ટિકીટ ખોવાઇ જાય અથવા ડબો ભુલી જવાય, કે ગાડીમાંથી કોઇ પણ કામસર ઉતરતાં સામાન સાથે ગાડી છુટી જાય તો તે બહુ કામ આવે છે.

[૯] ગાડીમાં જેટલાં પેસેન્જર બેસવાનું લખ્યું હોય તેથી વધુ હોય તો ફરીયાદ કરો અને ઓછાં હોય તો બીજાને બેસવાદ્યો ઘણી વખત જગ્યા હોવા છતાં પોતાના આરામ ખાતર બીજાને આવતાં રોકવામાં આવે છે પરંતુ તે કાયદેસર કે લાયકાતવાળું નથી.

[૧૦] રેલ્વેના નોકરો સંબંધી કાંઇ ફરીયાદ કરવી હોય તો તે રેલ્વેના એજન્ટને કરવાથી તાબડતોબ બંદોબસ્ત થાય છે.

[૧૧] રેલ્વે સબંધી કાંઇ પુછવું હોય તો નીચેને ઠેકાણે પુછવાથી જવાબ મળે છે. The Indian Passehger & Traffic Relief Association 11 Bank street fort Bombay.

**પોષ્ટ અને ટેલીગ્રાફ વિષે.**

(૧) મુસાફરી કરતાં રસ્તામાં કાગળો અથવા તાર મંગાવવા હોય તો તે સ્ટેશન માસ્તર અથવા પોસ્ટ માસ્તરને ઠેકાણે મંગાવી શકાય છે. મનીઓર્ડર અને ઇન્સ્યોર્ડ-વીમારજીસ્ટર ઓળખાણ આપ્યા વિના મળતાં નથી એટલે જ્યાં ઓળખાણ હોય ત્યાંજ તે મંગાવવાં અથવા જ્યાં બે પાંચ દિવસ રોકાવું હોય ત્યાં પોષ્ટ માસ્તરના નામથી મંગાવી લેવાં અને તેની સૂચના પહેલેથી પોષ્ટમાસ્તરને આપી દેવી

એટલે તે મળી જાય છે, પણ ઘેરથી નીકળતી વખતે ઘરવાળાઓ સાથે તે બાબતના સંકેત (નીશાનીઓ) પહેલાંથી કરી રાખવા કે જેથી બીજો કોઇ માણસ આપણા નામથી રૂપીઆ ન મંગાવી શકે (જે સંકેતથી એક વખત રૂપીઆ મંગાવ્યા હોય તે સંકેતથી બીજી વખત રૂપીઆ ન મંગાવવા) મોટાં શહેરોમાં એકથી વધારે પોષ્ટ ઓફીસ અને સ્ટેશનો હોય છે ત્યાં કાગળ અથવા તાર મંગાવવાથી હેડ ઓફીસે તે મળે છે તે ખ્યાલમાં રાખવાની જરૂર છે.

(૨) મુસાફરી દૂરની અને વધારે વખતની હોય તો નકામો બોજો સાથે ઉપાડીને ફરવા કરતાં જરૂર પડે તેમ જોઇએ ત્યાં પોષ્ટથી મંગાવી લેવા વધારે ઠીક પડે છે; કારણકે જેટલું પોષ્ટનું ખરચ નથી આવતું તેટલી મજુરી અને લગેજ ખર્ચ રસ્તામાં લાગે છે, તે ઉપરાંત સાચવવાની મહેનત જુદી: આજકાલ દરેક જગ્યાએ પોષ્ટઓફીસો ખુલી ગયેલ છે એટલે થોડા વખતમાં ધારેલ સ્થળે સામાન મળી જાય છે. મહેસુલ (ભાડું) ૨૦ તોલાના બેઆના અને ૪૦ તોલાના ચાર આના, પછી ૪૪૦ તોલા સુધી દર ૪૦ તોલે ત્રણ આનાના હિસાબે લેવામાં આવે છે, તેથી વધારે વજન માટે ૪૮૦ તોલાના રૂા. ૩) અને તે પછી વધારેમાં વધારે ૮૦૦ તોલા સુધી દર ૪૦ તોલે ચાર આનાના હિસાબે લેવાય છે.

જેણે વધારે વજન મોકલવું હોય તેણે એકને બદલે બે પાર્સલો કરવાં, એટલે પોષ્ટનો દર રતલ ઉપર ત્રણ આનાથી વધારે ન લાગે. આ દર હિંદુસ્તાનની કોઇપણ જગ્યાને માટે છે, પછી તે ગમે તેટલી દૂર હોય તેની અડચણ નહિં. મનીઓર્ડર ફી રૂા. ૧૦) સુધીના બે આના અને રૂા. ૨૫) સુધીના ચાર આના તેથી વધારેના પચીસ રૂા. ઉપર ચાર આનાના હિસાબે લાગે છે, પણ જો તે દસ રૂા. થી વધારે ન હોય તો બે આનાના હિસાબે લેવાય છે, જેમકે રૂા. ૩૫) ના છ આના અને રૂા. ૩૬) થી ૫૦) સુધીના આઠ આના. આ મનીઓર્ડર તારમાં મોકલવું હોય તો મનીઓર્ડર ફી ઉપરાંત ફક્ત તારના પૈસા વધારે લાગે છે. તારની ફી ઓર્ડીનરી (સાધારણ) ની ૧૨ શબ્દો માટે બાર આના અને તેથી વધારેના દરેક શબ્દે એક આનો લાગે છે. અર્જન્ટ

તાર (જલ્દી) ની ૧૨ શબ્દો માટે દોઢ રૂ. અને તેથી વધારેના દરેક શબ્દો માટે બે આના લાગે છે.

(૩) કાગળો લખવામાં પોષ્ટકાર્ડના બે પૈસા અને અઢી તોલા સુધીના વજન માટે કવરનો એક આનો બેસે છે.

(૪) પાર્સલ કે કાગળ રજીસ્ટર કરાવવામાં આવે તો બે આના અને તેનો જવાબ મંગાવવો હોય તો ત્રણ આના લાગે છે.

(૫) બુકપોષ્ટ અને નમુના મોકલવા હોય તો દર પાંચ તોલા ઉપર અડધો આનો લાગે છે.

(૬) કોઈ પણ રજીસ્ટર કાગળ કે પારસલનો વિમો ઉતરાવવો હોય તો દર એકસો રૂપીએ બે આના લાગે છે અને તે નાની પોષ્ટ ઓફીસો માટે છસો રૂ.નો અને મોટી પોષ્ટઓફીસો માટે છહજાર રૂ. સુધીનો ઉતરાવી શકાય છે.

(૭) કાગળ અથવા પારસલ, રજીસ્ટર ન કરાવતાં પોષ્ટમાં મોકલ્યા બદલની ખાત્રી માટે પોષ્ટનું સર્ટિફીકેટ એક પૈસાની ટિકી-ટમાં ત્રણ જગ્યાનું મળી શકે છે.

(૮) હિંદુસ્તાન બહાર અંગ્રેજી શહેનશાહત માટે [બરમા, સિલોન સિવાય] પોષ્ટકાર્ડનો દોઢ આનો, રિપ્લાઇના ત્રણ આના અને અઢી તોલા સુધીના કવરના બે આના બેસે છે જ્યારે બીજાં રાજ્યો માટે અઢીતોલા સુધીનાં કવરના ત્રણ આના લાગે છે.

**સામાન વિષે**—મુસાફરીમાં લોટો, પ્યાલો, દોરી, બીછાનું, બેજોડ કપડાં, જોડા, છત્તરી, મીણબત્તી. દીવાસળી, ચપ્પું, સોય, દોરો કાગળ, પેનસીલ, ટિકીટ, પોષ્ટકાર્ડ, અને લઇ શકે તેમણે ઘડીયાળ, ઇલેકટ્રીક બેટરી, દુરબીન, છુપા કેમેરા અને પ્રાઇમસ પણ લઇ લેવાં. પૈસામાં વધારે પરચુરણ કે રોકડા રૂ. ન રાખવા. મુસાફરીમાં ઘરે-ણાંને ખાતર ઘણા માણસોએ જાન ગુમાવ્યા છે માટે તેવી મોટાઇ ન બતાવવી ઇચ્છવા યોગ્ય છે.

**ખોરાક વિષે**—(૧) મુસાફરીમાં બને તેટલો હલકો અને થોડો ખોરાક લેવાથી તબિયત બગડતી નથી, પણ તેવો સંયમ પાળનારા

બહુ થોડા હોય છે; નવી નવી વસ્તુઓને જોઇ મન લલચાય તે સ્વભાવિક છે, પરંતુ તેનો ઉપયોગ ભરપેટ કરવાથી બિમારી થાય છે એટલે પરદેશમાં શરીરને સાચવવા તરફ દુર્લક્ષ કરવું ન જોઇએ. કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા" એટલે જાત નરવી હોય તોજ તેનાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મેળવી શકાય છે.

(૨) કદાચ ભૂલથી અથવા સ્વાદથી તેવો ખોરાક ખાવામાં આવ્યો હોય કે તેથી અજીર્ણ થઇ જાય તો તેનો ઉત્તમ ઉપાય અપવાસ છે. **જ્યાંસુધી તમને ખરી ભૂખ ન લાગે ત્યાંસુધી કોઈ પણ ચીજ ન ખાવ.** ઘણી જગ્યાએ અજીર્ણ થયું એટલે દવાઓથી તેને દબાવી દેવા પ્રયત્ન કરવામાં આવે છે, પણ પ્રાકૃત્તિક ઉપાય જેવો ફાયદો તેનાથી ઓછો થાય છે, બલ્કે કોઇ કોઈ વખત દવાઓની ખોટી ગરમીથી ભૂખ લાગેલી સમજી માણસો પેટ ભર્યે જાય છે અને તેનું પરીણામ તાવ, મરડો, કોલેરા વિગેરે રોગોના રૂપમાં આવે છે. મેળાઓમાં કોલેરા અને અતીસાર ફાટી નીકળે છે તેનું મૂળ કારણ ઉપરનું છે, જ્યાં અજ્ઞાનતા હોય ત્યાં ઉપાય શું ?

**૭ ખુલાસો**

(૧) આ પુસ્તકમાં ચઢાઇ ઉતરાઇનું જ્યાં વર્ણન છે ત્યાં સખ્ત, કઠણ, સહેજ કઠણ અને સાધારણ એવા શબ્દો વાપરેલ છે. તે અનુક્રમે એકથી બીજી સહેલીના ભાવ વાચક છે. ઘણી જગ્યો ત્રણ, ચાર અથવા ૭ ૭ માઇલની ચઢાઇ ઉતરાઇ સાથે આવે છે ત્યાં એમ ન સમજી લેવું કે તે એક સાથે ટેકરા જેવી આવે છે, તેવી કોઇપણ ચઢાઈ કે ઉતરાઇ એક માઇલથી વધારે લાંબી નથી હોતી; કારણકે ૧ માઇલ ૫૨૮૦ ફુટ લાંબો હોય છે, તે હિસાબે જો ત્રણ ચાર માઇલ પણ ચઢાઇ ઉતરાઈ તેવી એકી સાથે આવે તો કાંતો તે જગ્યા પાતાળમાં આવવી જોઇએ અને કાંતો આસમાનમાં ? એટલે વાંચકે ખાત્રી રાખવી કે તેનાથી ચઢી ઉતરી ન શકાય તેવો રસ્તો કોઇ નથી. ઘણી જગ્યો ચઢાઇના રસ્તે મોટરો પણ ચાલે છે જેમકે રાવલપીંડીથી શ્રીનગર, પઠાણકોટથી જવાળામુખી વિગેરે મતલમાં ચઢાઇનો અર્થ તેની સાથે જોડેલા ભાવવાચકનામ પ્રમાણેજ સમજવા તસ્દી લેવી.

(૨) પુસ્તકની અંદર આવેલ અજાણ્યા શબ્દોના અર્થો (જણાવેલ) છે, છતાં વાંચકની અનુકુળતાને ખાતર વધારે વપરાયેલ શબ્દોના અર્થો આ નીચે આપ્યા છે.

ઝરણું—પત્થરની અંદરથી ઝરતું-નીકળતું થોડું થોડું પાણી. આવાં એકથી વધારે ઝરણાં મળીને વહેતા પ્રવાહને નાળું અથવા વહેળો કહેવામાં છે.

પડાવ—ઉતારો કરી શકાય તેવી ખુલી જગ્યા.

ચટી—મુસાફરો ઉતરી શકે તેવી કાચા અથવા પાકા મકાનની બનાવેલ જગ્યા જેને બીજા શબ્દોમાં હોટલ અથવા શરાઇ પણ કહી શકાય.

| | |
|---|---|
| ફર્લાંગ—માઇલનો આઠમો ભાગ. | ટાઇમ—વખત, સમય. |
| ગ્લેશીયર—બરફનું મેદાન. | રેટ—દર, ભાવ. |
| ધુરા—પહાડનું શિખર. | તકલીફ—દુ:ખ, મુશ્કેલી. |

(૩) જે જગ્યાએ રેલ્વે સ્ટેશન છે, તે જગ્યાથી જાણવા જોગ બીજાં સ્ટેશનોનું છેટું પુસ્તકની અંદર બતાવેલ છે, પણ તેમાં કાઠીયાવાડ કે ગુજરાતના કોઇ સ્ટેશનનું નામ નથી; તેનું કારણ આ તમામ સ્થળો સાથે તે નજીકનો સબંધ ધરાવતાં નથી. કાઠીયાવાડ કે ગુજરાતના માણસોને દિલ્લી કે આગ્રા સિવાય ત્યાં જવાનો બીજો રસ્તો નથી, એટલે ગુજરાત કાઠીયાવાડની મુખ્ય મુખ્ય જગ્યાઓનું છેટું દિલ્લી કે આગ્રાથી કેટલું છે તે આ નીચે આપ્યું છે, તે ઉપરથી હિસાબ જોડી લેવો કે તે જગ્યા અહિંથી કેટલી દૂર થાય. રેલ્વે ભાડું એટલા માટે આપ્યું નથી કે તે વધઘટ થયા કરે છે, તેમજ જુદી જુદી રેલ્વેના ભાડાના દરો પણ જુદા જુદા છે તોપણ અંદાજ ગણવો હોય ત્યારે એક માઇલની ત્રણ પાઇના હિસાબે થર્ડ કલાસ અને પાંચ પાઇના હિસાબે ઇન્ટર કલાસનું ભાડું ગણી લેવું. તેમાં જોકે મેઇલ ચાર્જ થર્ડ કલાસની પાંચ પાઇ અને ઇન્ટર કલાસની સાત સાડાસાત પાઇને હિસાબે લાગે છે, પણ ત્રણસો માઇલથી જેમ વધારે છેટું તેમ ચાર્જ ઓછો થાય છે. એટલે સરેરાશ ઉપરના હિસાબે પડે છે. પહેલા વર્ગનું ભાડુ ૨૪ પાઇ અને બીજા વર્ગનું

ભાડું ૧૨ પાઇના હિસાબે છે, પણ દોઢસો માઇલથી વધારે દૂર જવું હોય તો અનુક્રમે ૧૮ અને ૯ પાઇજ પડે છે.

**દિલ્હીથી** ( મહેસાણા અને અમદાવાદને રસ્તે ) રેવાડી પર, અલવર ૯૮, બાંદીકુઇ ૧૩૫, જયપુર ૧૯૧, ફુલેરા ૨૦૧ ( રેવાડી થઇને ફુલેરા આવતાં ૧૮૫ માઇલ થાય છે ) અજમેર ૨૩૫, મારવાડ જંકસન ૩૨૧, આબુરોડ ૪૨૪, પાલનપુર, ૪૫૬, મહેસાણા ૪૯૭, વીરમગામ ૫૩૮, વઢવાણ ૫૭૭, લીંબડી ૫૯૪, બોટાદ ૬૨૪, ઘોળા ૬૫૦, ભાવનગર ૬૮૧, ઢસા ૬૬૫, ખીજડીયા ૬૮૨, મહુવા ૭૪૪, જેતલસર ૭૩૦, ગોંડળ ૭૫૩, જુનાગઢ ૭૪૭, પ્રાચીરોડ ૭૯૩, પોરબંદર ૮૦૯, જામનગર ૭૦૩, દ્વારકા ૭૯૦, રાજકોટ ૬૫૨, ધ્રાંગધ્રા ૫૯૮, હળવદ ૬૧૭, ઘોળકા ૫૭૮, ધંધુકા ૬૧૬, અમદાવાદ ૫૩૯, નડીઆદ ૫૬૮, આણંદ ૫૭૯, વડોદરા ૬૦૨, ભરૂચ ૬૪૫, સુરત ૬૮૨, વલસાડ ૭૨૪, વિરાર ૮૧૦, અને કોલાબા (મુંબઇ) ૮૪૯ માઇલ થાય છે.

**દિલ્હીથી** (રતલામ અને ગોધરા રસ્તે) મથુરાં ૯૦, ભરતપુર ૧૧૧, બ્યાના ૧૩૭, કોટા ૨૯૧, સીવાઇમાધોપુર ૨૨૪, નાગડા ૪૩૧, રતલામ ૪૫૭, ગોધરા ૬૭૨, વડોદરા ૬૧૮, ભરૂચ ૬૬૨, અને મુંબાઈ ૮૬૫ માઇલ થાય છે.

**આગ્રાથી** અચનેરા ૧૭, મથુરાં ૩૯, હાથરસ ૭૦, કાસગંજ ૧૦૪, ફરૂકાબાદ ૧૭૧, કાનપુર ૨૫૯ માઇલ અને (રતલામને રસ્તે બ્યાના થઇને) વડોદરા ૫૩૪, ભરૂચ ૫૭૮, સુરત ૬૧૪, વલસાડ ૬૫૬, મુંબઈ ૭૮૧ માઇલ તથા (બાંદીકુઇ અને મહેસાણાને રસ્તે) જયપુર ૧૫૦, અજમેર ૧૯૪, મારવાડજંકસન ૨૮૦. આબુરોડ ૩૯૩, પાલનપુર ૪૧૫, મહેસાણા ૪૫૬, વીરમગામ ૪૯૭, વઢવાણ ૫૩૬, લીંબડી ૫૫૩, બોટાદ ૫૮૩, ઘોળા ૬૦૯, ભાવનગર ૬૪૦, ઢસા ૬૨૪, ખીજડીયા ૬૪૧, મહુવા ૭૦૩, જેતલસર ૬૮૯, ગોંડળ ૭૧૨, જુનાગઢ ૭૦૬, પ્રાચીરોડ ૭૫૨, પોરબંદર ૭૬૮, જામનગર ૬૬૨, દ્વારકાં ૭૪૯, રાજકોટ ૬૧૧, ધ્રાંગધ્રા ૬૫૭, હળવદ ૫૭૬,

ધોળકા ૫૩૭, ધંધુકા ૫૭૫, અમદાવાદ ૪૯૮, નડીઆદ ૫૨૭ અને આણંદ ૫૩૮ માઇલિ થાય છે.

કેટલાકને ઉપરના સ્ટેશનો સાથે પણ સબંધ નથી, તેવી પ્રાન્ચ લાઇનોવાળાં મુખ્ય મુખ્ય સ્ટેશનોનું છેટું આ નીચે આપ્યું છે.

**ચાંપાનેરથી** શીવરાજપુર ૧૮ માઇલ. **અંકલેશ્વરથી** રાજપીંપળા ૪૧ માઇલ. **ભરૂચથી** જંબુસર ૩૦ અને કાવી ૪૬ માઇલ. **આણંદથી** ડાકોર ૧૯, ગોધરા ૪૯, ખંભાત ૩૩, પેટલાદ ૧૪, અને વડતાલ ૯ માઇલ. **ગોધરાથી** લુણાવાડા ૨૬ માઇલ. **પીપલોદથી** દેવગઢબારીયા ૧૦ માઇલ. **નાગડાથી** ઉજ્જેન ૩૪ માઇલ. **બ્યાનાથી** ફત્તેપુરસીક્રી ૩૦ અને આગ્રા ૫૩ માઇલ. **સુરતથી** વ્યારા ૩૯, નંદરબાર ૧૦૧, અને અમલનેર ૧૬૦ માઇલ. **અજમેરથી** ચીતોડગઢ ૧૧૬ માઇલ. **ચીતોડગઢથી** શ્રીનાથદ્વારારોડ ૪૫, ઉદેપુર ૬૯, નીમચ ૩૪, રતલામ ૧૧૭, મઉ ૨૦૪, અને ખંડવા ૨૭૭ માઇલ. **રેવાડીથી** ભીવાની ૫૨, હીસાર ૮૯, ભટીંડા ૧૮૭, કોટકપુરા ૨૧૩, મુક્તસર ૨૩૩, અને ફઝાલીકા ૨૬૩ માઇલ. **ફુલેરાથી** રીંગુ ૪૨, નારનોલ ૧૦૨, અને રેવાડી ૧૩૪ માઇલ. **જયપુરથી** રીંગુ ૩૬, સીકર ૬૭, ઝુનઝુન ૧૦૭ અને સવાઇ માધોપુર ૮૦ માઇલ. **બાંદીકુઇથી** ભરતપુર ૮૧ ચચનેરા ૭૮ અને આગ્રા ૯૪ માઇલ થાય છે.

**મુંબાઇ (કોલાબા) થી** સુરત ૧૬૭, ભરૂચ ૨૦૪, વડોદરા ૨૪૮, અમદાવાદ ૩૧૦, વીરમગામ ૩૫૦, વઢવાણ ૩૯૦, ભાવનગર ૪૯૪, ધ્રાંગધ્રા ૪૧૧, વાંકાનેર ૪૩૮, મોરબી ૪૫૪, રાજકોટ ૪૬૫, જામનગર ૫૧૬, દ્વારકાં ૬૦૩, ઓખાબંદર ૬૨૧, ગોંડળ ૪૮૯, જેતલસર ૫૧૨, જુનાગઢ ૫૨૯, ધોળકા ૩૪૯, ધંધુકા ૩૮૭ અને તે રસ્તે બોટાદ ૪૧૯, ધોળા ૪૪૬, શીહોર ૪૬૪, ભાવનગર ૪૭૭, ઢસા ૪૬૧, જેતલસર ૫૨૬, જામજોધપુર ૫૫૧, અને પોરબંદર ૫૮૭ માઇલિ થાય છે, તેમજ અમદાવાદ અને મારવાડ જંકશનને રસ્તે હૈદ્રાબાદ ૮૮૧ અને કરાંચી ૯૯૨ માઇલ થાય છે. **અમદાવાદથી** વીરમગામ ૪૧, વઢવાણ ૮૦, નાંદોલ દેહગામ ૧૮, હિંમ્રતનગર ૫૫, ખેડબ્રહ્મા ૮૯, ધોળકા ૩૯ અને

ધંધુકા ૭૭ માઇલ. **કલોલથી** વીજાપુર ૩૦, આંબલીયાસન ૫૬, દેવરાણા ૧૭, કટોસણ ૨૪ અને બેચરાજી ૩૯ માઇલ. **મહેસાણાથી** અમદાવાદ ૪૧, વીરમગામ ૪૧, વઢવાણ ૮૦, સીદ્ધપુર ૨૧, ખેરાલુ ૩૮, તરંગાહીલ ૩૫, માણુંદરોડ ૧૬, અને પાટણ ૨૫ માઇલ. **માણુંદરોડથી** હારીજ ૨૫ અને બેચરાજી ૨૫ માઇલ. **વઢવાણજંકશનથી** ધ્રાંગધ્રા ૨૧, હળવદ ૪૦, લીંબડી ૧૭, બોટાદ ૪૭, ભાવનગર ૧૦૩, જામનગર ૧૨૬, રાજકોટ ૭૫, પ્રાચીરોડ ૨૧૬, અને પોરબંદર ૨૩૨ માઇલ, **ભાવનગરથી** ધોળા ૩૧, બોટાદ ૫૮, લીંબડી ૮૫, વીરમગામ ૧૪૪, મહેસાણા ૧૮૫, ધંધુકા ૯૦, અમદાવાદ ૧૬૭, વઢવાણ ૧૦૪ અને તળાજા ૩૫ માઇલ. **શીહોરથી** પાલીતાણા ૧૮ અને ભાવનગર ૧૩ માઇલ. **જામનગરથી** રાજકોટ ૫૧, વાંકાનેર ૭૯, વઢવાણ ૧૨૬, લીંબડી ૧૪૩, બોટાદ ૧૭૩, શીહોર ૨૧૭ અને ભાવનગર ૨૩૦ માઇલ. **બોટાદથી** ધંધુકા ૩૨ અને જસદણ ૩૪ માઇલ **ઢસાથી** સાવરકુંડલા ૩૬, મહુવા ૭૯, ખીજડીયા ૧૭, જેતલસર ૬૫, ધોરાજી ૭૪, ઉપલેટા ૮૫, અને જામજોધપુર ૧૦૭ માઇલ. **ખીજડીયાથી** અમરેલી ૧૧ અને ધારી ૩૮ માઇલ. **વાંકાનેરથી** મોરબી ૧૬ માઇલ. **રાજકોટથી** વાંકાનેર ૨૮, થાન ૪૪, વઢવાણ ૭૫, જામનગર ૫૧, દ્વારકાં ૧૩૮ અને ઓખાબંદર ૧૫૬ માઇલ. **જુનાગઢથી** વીસાવદર ૨૭ અને જેતલસર ૧૭ માઇલ. **જેતલસરથી** ગોંડળ ૨૩, રાજકોટ ૪૭, વેરાવળ ૬૭, અને પ્રાચીરોડ ૯૪ માઇલ. પ્રાચીરોડથી વેરાવળ ૨૮, જુનાગઢ ૭૮, જેતલસર ૯૪, ગોંડળ ૧૧૭, રાજકોટ ૧૪૧, વાંકાનેર ૧૬૯, વીરમગામ ૨૫૬, અને મહેસાણા ૨૯૭ માઇલ થાય છે.

**મુંબાઇ (વિકટોરીઆટર્મીન્સ)** થી કલ્યાણ ૩૪, ઇગતપુરી ૮૫, નાસીક ૧૧૭, મનમાદ ૧૬૨, ચાલીસગામ ૨૦૪, પાંચોરા ૨૩૨, જલગામ ૨૬૧, ભુસાવળ ૨૭૬, ખંડવા ૩૫૩, ઇટારસી ૪૬૪, ભોપાળ ૫૨૧, બીના ૬૦૭, ઝાંસી ૭૦૨, ગ્વાલીયર ૭૬૩, ધોળપુર ૮૦૪, મથુરાં ૮૬૮, કોશી ૮૯૪, અને દિલ્હી ૯૫૭ માઇલ થાય છે. **બીનાથી** સાગર ૪૭, દમોહ ૯૫, અને કટની ૧૫૩ માઇલ.

**અમલનેરથી** જલગાંવ ૩૫ અને ભુસાવળ ૫૧ માઇલ થાય છે. **ભુસાવળથી** શેગામ ૬૪, મુરતીજાપુર ૧૧૦, પુલગામ ૧૭૭, વરધા ૨૭૬ અને નાગપુર ૨૪૪ માઇલ થાય છે. **નાગપુરથી** કાટોલ ૩૭, અમલા ૧૦૪, ઇટારસી ૧૮૪, તથા કલકત્તા ૭૦૨ માઇલ થાય છે. **ઝાંસીથી** ઓઇટ ૫૫, ચોરાઈ ૭૧, કાલપી ૯૨ કાનપુર ૧૩૭ અને લખનૌ ૧૮૨ માઇલ થાય છે. **ઇટારસીથી** સોહાગપુર ૩૧, ગાડરવાડા ૭૩, જબલપુર ૧૫૩, કટની ૨૧૦, સતના ૨૭૧, માણેકપુર ૩૧૯, અને અલ્હાબાદ ૩૮૨ માઇલ થાય છે.

**કલકત્તાથી** આગ્રા ૭૯૨, અલ્લાહાબાદ ૫૧૩, કાનપુર ૬૩૦, દાર્જીલિંગ ૩૬૯, દેહરાદુન ૯૫૪, દિલ્હી ૯૦૨, હરદ્વાર ૯૨૨, કરાંચી ૧૫૭૪, લાહોર ૧૧૭૬, લખનૌ ૬૧૬, સીમલા ૧૦૮૯, જયપુર ૧૦૯૪, જબલપુર ૭૩૩, માઇસોર ૧૨૯૪, પુના ૧૨૫૬, વાલ્ટેર ૫૪૭, અને રામેશ્વર ૧૪૮૦ માઇલ થાય છે.

**કરાંચીથી** આગ્રા ૭૮૪, અલ્લાહાબાદ ૧૦૬૨, અમૃતસર ૭૮૬, દાર્જિલીંગ ૧૯૪૩, દેહરાદુન ૯૯૬, દિલ્હી ૯૦૭, લખનૌ ૯૮૯ મદ્રાસ ૧૭૭૪. મથુરાં ૭૭૨, નાગપુર ૧૨૦૪, પેશાવર ૯૨૯, પુના ૧૦૯૯, રામેશ્વર ૨૧૮૦, રાવલપીંડી ૮૯૪, સીમલા ૯૪૮, અમદાવાદ ૬૮૧, જયપુર ૬૩૪, જબલપુર ૧૧૭૧, માઇસોર ૧૭૩૪ સીકંદ્રાબાદ ૧૪૭૭, અને કવેટા ૫૩૪ માઇલ થાય છે.

**મદ્રાસથી** આબુરોડ ૧૨૧૯, આગ્રા ૧૪૪૧, અમદાવાદ ૧૧૦૪ અજમેર ૧૪૦૯, અલ્લાહાબાદ ૧૪૫૭, અમૃતસર ૧૮૪૭, કાનપુર ૧૪૫૨, કલકત્તા ૧૦૩૨, દાર્જિલિંગ ૧૪૦૧, દિલ્હી ૧૫૬૯, હરદ્વાર ૧૭૩૦, જયપુર ૧૪૯૩, લખનૌ ૧૪૯૭, મથુરાં ૧૪૮૦, બેઝવાડા ૨૬૮, કવેટા ૨૦૮૯, વાલ્ટેર ૪૮૫ અને રામેશ્વર ૪૪૮ માઇલ થાય છે.



# દેવતાઓનાં સ્તોત્રો અને સ્તુતિઓ.

## ૧ શ્રી બદ્રીનાથજીની સ્તુતિ.

પવન મંદ સુગંધ શીતલ હેમ મંદિર શોભિતમ્
નિકટ ગંગા બહત નિર્મલ શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્ ૧

શેશ સુમિરણ કરત નિશદિન ધ્યાન ધરત મહેશ્વરમ્
શ્રી વેદ બ્રહ્મા કરત સ્તુતિ શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્ ૨

ઇન્દ્ર ચન્દ્ર કુબેર દિન કર ધૂપ દીપ પ્રકાશિતમ્
સિદ્ધ મુનિ જન કરત જય જય શ્રી બદ્રી૦ ૩

શકિત ગૌરી ગણેશ શારદ નારદ મુનિ ઉચ્ચારિતમ્
યોગ ધ્યાન અપાર લીલા શ્રી બદ્રી૦ ૪

યક્ષ કિન્નર કરત કિર્તન જ્ઞાન ગંધર્વ પ્રકાશિતમ્
શ્રી લક્ષ્મી કમળા ચમર ઢોળે શ્રી બદ્રી૦ ૫

કૈલાસમાં એક દેવ નિરંજન શૈલ શિખર મહેશ્વરમ્
રાજા યુધિષ્ઠિર કરત સ્તુતિ. શ્રી બદ્રી૦ ૬

શ્રી બદ્રીનાથ કે પંચરત્ન પઢત પાપ વિનાશનમ્
કોટિ તીર્થ ભયો હે પુણ્યં, પ્રાપ્તયે ફલ દાયકમ્ ૭

---

## ૨ શ્રી શિવ પંચાક્ષર સ્તોત્ર.

નાગેન્દ્રહારાય ત્રિલોચનાય ભસ્માંગરાગાયમહેશ્વરાય
નિત્યાય શુદ્ધાય દિગમ્બરાય તસ્મૈ **ન**કારાય નમઃશિવાય ૧

મન્દાકિની સલિલ ચન્દન ચર્ચિતાય નન્દીશ્વરપ્રમથનાથમહેશ્વરાય
મન્દાર પુષ્પ બહુ પુષ્પ સુપૂજિતાય તસ્મૈ **મ**કારાય નમઃ શિવાય ૨

શિવાય ગૌરી વદનાબ્જ વૃન્દ સૂર્યાય દક્ષા ધ્વર નાશકાય
શ્રી નીલકંઠાય વૃષ ધ્વજાય તસ્મૈ **શિ**કારાય નમઃ શિવાય ૩

વશિષ્ઠ કુમ્ભોદ્ભવ ગૌતમાર્ય મુનીન્દ્ર દેવાર્ચિત શેખરાય,
ચન્દ્રાર્ક વૈશ્વાનર લોચનાય તસ્મૈ **વ**કારાય નમઃ શિવાય. ૪

યક્ષ સ્વરૂપાય જટા ધરાય પિનાક હસ્તાય સનાતનાય,
દિવ્યાય દેવાય દિગમ્બરાય, તસ્મૈ **ય**કારાય નમઃ શિવાય. ૫
પંચાક્ષર મિદં પુણ્યં યઃ પઠે શિવ સન્નિધૌ,
શિવ લોક મવાપ્નોતિ શિવેન સહ મોદતે ૬

## ૩ શ્રી ગંગાજીની પ્રાર્થના

ગંગે તુમ્હારી ધારા અચરજ દિખા રહી હૈ,
ચરણોસે હી નિકલકર વિષ્ણુકે આ રહી હૈ.
પાપી અધર્મી જીતને સંસારમેં હે માતા,
ઉન સબકો પાર ગંગે તૂંહી લગા રહી હૈ,
ઉદ્ધાર પાપીઓકા કરને જગતમેં આઇ;
તેરાહી યશ ત્રિલોકી સબ ભ્રાંતિ ગા રહી હૈ.
તેરાહિ વેગ સારા શિવને શિરેંપે ધારા,
શિવકી જટામેં માતા તૂંહી સમા રહી હૈ.

## ૪ સૂર્યાષ્ટક.

નમોસ્તુ સૂર્યાય સહસ્ત્ર રશ્મયે સહસ્ત્ર શાખાન્વિત સંભવાત્મને
સહસ્ત્ર યોગોદ્‌ભવ ભાવ ભાગિને સહસ્ત્ર સંખ્યા યુગ ધારિણે નમઃ ૧
યન્મંડલં દીપ્તિકરં વિશાળં રત્ન પ્રભં તીવ્રમનાદિ રૂપમ્
દારિદ્રય દુઃખ ક્ષય કારણંચ પુનાતુમાં તત્સવિતુર્વરેણ્યમ્ ૨
યન્મંડલં દેવ ગણૈઃ સુપૂજીતમ્ વિપ્રૈઃસ્તુતં ભાવન મુક્તિ કોવિદમ્
તં દેવ દેવં પ્રણમામિ સૂર્યમ્ પુનાતુમાં તત્સવિતુર્વરેણ્યમ્ ૩
યન્મંડલં જ્ઞાન ઘનં ત્વગમ્યમ્ ત્રિલોકય પૂજયં ત્રિગુણાત્મ રૂપમ્
સમસ્ત તેજોમય દિવ્ય રૂપમ્ પુનાતુમાં તત્સવિતુર્વરેણ્યમ્ ૪
યન્મંડલં ગૂઢ મતિ પ્રબોધમ્ ધર્મસ્ય વૃદ્ધિં કુરૂતે જનાનામ્
યત્સર્વ પાપ ક્ષય કારણંચ પુનાતુમાં તત્સવિતુર્વ રેણ્યમ્ ૫
યન્મંડલં વ્યાધિ વિનાશ દક્ષં યદ્રગ્યજુઃસામસુસંપ્રગીતમ્
પ્રકાશિતં યેન ચ ભૂર્ભુવઃસ્વઃ પુનાતુમાં તત્સવિતુર્વરેણ્યમ્ ૬

યન્મંડલં વેદ વિદો વદન્તિ ગાયન્તિ યચ્ચારણ સિદ્ધ સંઘા.
યદ્ યોગિનો યોગજુષાંચ સંઘાઃ પુનાતુમાં તત્સવિતુર્વરેણ્યમ્ ૭.
યન્મંડલં સર્વ જનેષુ પૂજીતમ્ જ્યોતિશ્ચ કુર્યાદિહમર્ત્યલોકે
યત્કાલ કાલાદિ મનાદિ રૂપમ્ પુનાતુમાં તત્સ વિતુર્વ રેણ્યમ્ ૮

## ૫ શિવ પંચાક્ષર સ્તોત્ર

નક્ષત્ર નાથાંકિત મસ્તકાય નદીશ પત્ન્યાં ચિત મૂર્ધ જાય
નગેન્દ્રજા નન્દિ સુ સેવિતાય નકાર રૂપાય નમઃ શિવાય ૧
મંદાકિની મંદિર મસ્તકાય મનોજ માતંગ વિમર્દ કાય
મહા મખાન્તાય મયાન્ત કાય મકાર રૂપાય નમઃ શિવાય. ૨
શિવાય સીતાં શુચંકાર કાય શુભ્રાંશુ સંશોભિત શેખરાય,
શ્મશાન શાલાય શિવ પ્રદાય શકાર રૂપાય નમઃ શિવાય ૩
વામાર્ધ વામાય વરોન્મુખાય વન્દારૂ વૃન્દાર કબંદિતાય
વિશ્વે શિતે વૃદ્ધ વૃષધ્વજાય વકાર રૂપાય નમઃ શિવાય. ૪
યજ્ઞાય યજ્ઞાન્ત કરાય યજ્ઞ કરાય યક્ષેશ્વર ચર્ચિતાય,
યોગ્યાય યોગ જ્ઞયતીશ્વરાય યકાર રૂપાય નમઃ શિવાય. ૫.

નમઃ શિવાય મંત્રસ્મ તદ્રૂયસ્ય વિભીસ્તુતિમ્
અકાર્પી શંકર પ્રાત્યૈ નારાયણ પતિર્દિજઃ

## ૬ દેવી સ્તોત્ર

તુભ્યં નતાઃસ્મો નિહતા વલેપાઃ સર્વેચ યે દુષ્ટ જનાશ્ચ દૈત્યા;
તેપાંચ યે સજ્જન વત્સલાજના સ્તેષાં ચત્વં પાલન કારિ કાસિ ૧.
ત્વમેવ સૃષ્ટિં કુરૂષે ત્વમેવ લોકાંશ્ચ સર્વાન્વિ મૃષે તથા હિ
ત્વમેવ કાલઃ કલનાત્મ કોહિ ત્વમેવચાન્તેલય રૂપિકાસિ ૨.
દેવિત્વ દન્ય ન્નહિ કિંચિદસ્તિ સર્વં ત્વમેવા ખિલ લોક માતઃ
શુંભોનિ શુંભશ્ચ મહા સુરૌયૌ તાભ્યાં વયદેવિ વિમર્દિતાહિ ૩
યથા તયોસ્યાત્સમરે પરાજય સ્તથા કુરૂત્વા વહિતા હિચત્વમ્
ત્વામન્તરેણુા ખિલલોક મધ્યે નાન્યોસ્તિહન્તા ખિલ રાક્ષસાનામ્ ૪

